# પ્રસ્તાવના.

## (૧)

બાણુ અને પુલિનની કાદમ્બરી જગતના ચિત્ર સાહિત્યમાં ઊચું સ્થાન ભોગવે છે. એ ગદ્યકાવ્યનું કોઇ પણ ભાષામાં પદ્યાત્મક પ્રતિબિંબ ઊતર્યું હોય, તો તે ગૂજરાતી જ છે; અને એ પ્રતિબિંબ ઊતાર્યાનું માન કવિ ભાલણને છે. એણે સંસ્કૃત કાદમ્બરીનો ભાષાબંધ રચી એની પ્રતિનિર્માણશક્તિની પીછાન આપી છે, એના શ્રોતાની રસિકતાની ખ્યાતિ ફેલાવી છે અને સ્વદેશ તથા સ્વભાષાનૂ ગૌરવ વધાર્યૂં છે.

જે ભાલણે કાદંબરી રચી છે, તેણે જ ભાગવત દશમ સ્કંધ રચ્યો છે. આ ભક્તિશૃંગારની સંહિતા થોડા વખત ઉપર રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ છપાવી બહાર પાડી છે[૧]. એમાં રૂપાખ્યાનની વિશિષ્ટતા મૂળગૂં ધ્યાન ખેંચતી નથી. એથી ઊલટૂં કાદંબરીનૂં ભાષાસ્વરૂપ સર્વત્ર પુરાણું જોવામાં આવે છે. એક જ કવિની ભાષામાં આવૂં જુદાપણું કેમ ? એ પ્રશ્નના ખુલાસામા જણાવવૂં પડે છે કે બધી એ હાથપ્રતો કંઇ એકસરખી યોગ્યતાવાળી નથી હોતી. દશમ સ્કંધના અનુભવી સંસ્કર્તા જણાવે છે કે એમની એકે પ્રતમાં જોડણીનૂં નિયમિતપણૂં છે નહિ. કાદંબરીની હાથપ્રત એકધારી ઇતિહાસસિદ્ધ જોડણીથી લખાયલી છે. એ પ્રત દશમ સ્કંધની પ્રત કરતાં સો વરસ વધુ જૂની પણ છે. અહીં એક વાત ધ્યાનમાં લેવા જેવી એ છે કે કવિ દલપતરામે કાવ્યદોહનનાં બે પુસ્તકો પ્રસિદ્ધ કરી એવો મત ચાલતો કર્યો છે જે આદિકવિ નરસિંહ મહેતાના સમયથી આજ સૂધીમાં ગૂજરાતી ભાષા બંધારણમાં જેવી ને તેવી જ રહી છે, બદલાઈ નથી; એના વિરુદ્ધ રા. રા. નવલરામ વગેરે ભાષાશાસ્ત્રના જાણનારાએ ગૂજરાતી પણ વિકાસક્રમ અનુસાર બદલાતી આવી છે એવૂં પ્રસિદ્ધ કર્યૂં છે અને પ્રેમાનન્દના સમય પહેલાંની ભાષાને તેની વિશિષ્ટતાને લીધે જૂની ગૂજરાતી નામ આપ્યૂં છે. ભાગવત દશમ સ્કંધના સંશોધક પહેલા મતના અનુયાયી છે. વીસ શતકમાં જેમ સંસ્કૃત ભાષા બદલાઈ નથી, તેમ છેલ્લાં પાંચ શતકમાં ગૂજરાતી

---

૧ ભાલણનાં કાવ્યો પ્રકાશમાં લાવી લોકપ્રિય કરવાની ખ્યાતિના હકદાર આપણા આ જાણીતા શોધક છે. સપ્તશતી, રામબાલલીલા અને નળાખ્યાનની પ્રસિદ્ધિ એમની ચંચળ કલમથી જ થવા પામી છે. ઉદ્ધવઆવાગમન અને રૂકિમણીહરણ જે પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથ ૧૧ માં છપાયાં છે અને જેને ભાલણકૃત ભાગવત દશમ સ્કંધના આરંભે આપેલા કવિચરિત્રની ટિપ્પણીમાં એઓશ્રી દશમ સ્કંધથી ભિન્ન ગણાવે છે, તે ભાલણનાં સ્વતંત્ર કાવ્ય નથી. એ તો દશમ સ્કંધના પેટામાં પદ ૨૭૧–૨૯૨ માં અને પદ ૩૨૮–૩૪૧ માં આવી જાય છે. એ એના આરંભમાં મંગળાચરણ નથી તે જ કહી આપે છે, કે ભાલણ એમને સ્વતંત્ર કાવ્ય કહેવરાવવા માગતો નથી.

પણ ઝાઝી અદલાઈ નથી એવો એમનો દૃઢ સિદ્ધાંત છે. ભાગવત દશમ સ્કંધના આરંભે મૂકેલા ગ્રંથવિવેચનમા અને સાહિત્યમા આપેલી જાહેરખબરમાં એમણે આ મતનો સ્પષ્ટ ઉદ્‌ઘોષ પણ કર્યો છે. એ મતની છારીથી છવાયલાં નેત્રને દશમ સ્કંધની ભાષામા જૂનાપણાની છાયા જણાય નહિ, એટલે એના સંસ્કરણમાં એ ઊતરવા ન પામે એ સુશ્લિષ્ટ છે. કોઇ સ્થળે પુરાણાપણાની સહેજ ઝાંટ જોવામા આવે, તો તેને જોડણીનૂ અનિયમિતપણૂ લેખી સુધારી લેવાનૂ યોગ્ય લાગે એ પણ સ્વાભાવિક છે. આથી કરીને પણ દશમ સ્કંધના અને કાદમ્બરીના ભાષાસ્વરૂપમાં મોટૂ અંતર પડી ગયૂં છે. એકની વાણી પરિચિત અને બીજાની અપરિચિત લાગે છે. એકનો કર્તા જાણે આપણા સમયનો હોય અને બીજાનો જાણે વીસમી પેઢીએ થયેલા પૂર્વજના સમયનો હોય, એવી ભ્રાંતિ ઊપજે છે. તીક્ષ્ણ દૃષ્ટિએ જોનારને તો દશમ સ્કંધમા પણ કાદમ્બરીના પડછે મૂકાય એવી કેટલીક પુરાણાપણાની એંધાણીઓ ન-ભૂસાવા-પામેલી મળી આવે છે, જે ભાલણના સમયની ભાષાના થરનૂ દૃશ્ય તેના આગળ અદ્‌ભુત રીતે રજૂ કરે છે.

કાદમ્બરીની એકજ હાથપ્રત વિદ્યમાન છે. એ રત્ન હાલ ગૂજરાત વર્નાક્યૂલર સોસાઇટીના ભંડારમા સગ્રહીત છે. આ મૂલ્યવાન પ્રત સદ્‌ગત શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ પાસેથી ઇ. સ. ૧૮૬૪ ના સપ્ટેમ્બરની પદરમી તારીખે ૭ રૂપિયા આપી સોસાઇટીએ ખરીદી લીધી હતી, તે કારકૂન મીરખાન ઇસ્મિખાનના હાથે કાંકમ પરીના નામે સોસાઇટીના ચોપડે નોધાઈ છે.

કાવ્યદોહનનૂ પહેલૂ પુસ્તક ત્રણ ભાગમા બહાર પડી ચૂકયૂ અને બીજૂં તૈયાર થઈ ગયૂં, તે પછી કાદમ્બરીની ખરીદી થયાને લીધે એ બે અસલી સગ્રહોમા એને સ્થાન મળ્યૂં નહિ[1]. પણ બીજે જ વર્ષે એટલે ઇ. સ. ૧૮૬૬ મા સોસાઇટીએ ગૂજરાતી ભાષાનો ઇતિહાસ છપાવ્યો. તેમાં લીધેલા ટૂંકા ઉતારાથી એ અંધકારમાં રહી ગયેલૂ રત્ન વિક્રેતાના હાથે પ્રકાશમા આવ્યૂ. એની બીજી વારની જાહેર નોધ રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યાએ ઇ. સ. ૧૮૮૫ ના જાન્યુઆરી માસમાં એમની કાદમ્બરીની પ્રસ્તાવનાને છેડે લીધી છે. એમને માટે મેં સોસાઇટીની અસલ પ્રત ઉપરથી ઇ સ. ૧૮૮૩ ના અરસામા નકલ કરાવી મોકલી હતી.

સાહિત્યના સદ્‌ભાગ્યે બચેલી આ પ્રત બ્રાહ્મણ લહિયાને હાથે સુંદર વહીવટી અક્ષરે લખાયલી છે. એનાં કુલ એકસો છવ્વીસ પત્ર છે. આખો ગ્રંથ પાંચ હજાર શ્લોકનૂ પૂર છે. એના ઉપરથી લીધેલી છાપ આ સાથે

---

[1] કાવ્યદોહન, પુસ્તક પહેલૂં, ઇ સ ૧૮૬૨ માં અને કાવ્યદોહન, પુસ્તક બીજૂં, ઇ. સ ૧૮૬૫ માં છપાઈ બહાર પડયૂં હતૂં

આપવામાં આવી છે, તે જોવાથી અક્ષરનો મરોડ અને લખ્યાસાલ વગેરે હકીકત જણાઈ જશે; તેની સાથે લહિયાની કુશળતા અને કંઇક અકુશળતાનો પણ ખ્યાલ બંધાશે. લેખક સંસ્કૃતનો અનભિજ્ઞ છે, ગૂજરાતી ધંધાજોગું જાણે છે અને તેના જૂના સ્વરૂપનો અજાણ્યો નથી. એણે નકલ કરતાં કેટલેક સ્થળે જાણ્યેઅજાણ્યે અસલને પોતાના જમાનાની વાણીનો પટ આપ્યો છે. પરંતુ જૂનાં રૂપ જળવાઈ રહેલા એટલા બધાં છે, કે તેને આધારે આ વિકૃત રૂપનો ઉદ્ધાર કરવો સ્હેલ છે. ઓછા જ્ઞાનને લીધે ક્રિપ [ ૩,૨૧ ], આર્શ્ચર્ય [ ૫,૨ ], ચોગ્ય [૭,૨૦], પેલ [૧૦,૧૭], ધ્યંન [૨૮,૨૦], ઋદ્દિ [૪૩,૧૯], સૈંઅંદ્રી [૪૬,૧૨] અને એવી બીજી ભૂલો તેનાથી થઈ ગઈ છે, તે તો વિચારવા ન રહી સુધારી જ લીધી છે; અને એમ કરવામાં કંઇ અઘટતી છૂટ લેવાઈ હોય, એમ હું નથી ધારતો. શ્રીમદ્ભાગવતના બાર સ્કંધ પાડવામાં આવ્યા છે. એ સ્કંધ બોલને બદલે સ્કંદ લખાવલો કે છપાવલો કોણ સુધારી નથી [૧]લેતું ?

કાદંબરીનો આ પૂર્વ ભાગ ત્રીસ વરસથી માથે લીધેલી જવાબદારીનો ભાર અર્ધો ઓછો કરે છે. ભાલણ અને બાણ વિશે જે બે બોલ કહેવાના છે. તે ઉત્તર ભાગમાં આપી સાહિત્યઋણથી હવે વેગાસર મુક્ત થવા હું આશા રાખું છું. દરમ્યાન, ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કાદંબરીની હાથપ્રત મને વાપરવા દીધી છે તથા કાદંબરી છપાવવાની મને રજા આપી છે તે માટે, તથા હાથપ્રતની ખરીદીને લગતી માહીતી પૂરી પાડી છે તે માટે, તે સાહિત્યપોષક સંસ્થાનો હું આભારી છું. વળી કવિ ભાલણની પુરુષોત્તમ મહારાજના નામથી પરમહંસદશાની મૂર્તિ જે ગૃહસ્થના પરિશ્રમથી દર્શનાર્હ સ્વરૂપમાં ગ્રંથારંભે આપવા હું શક્તિમાન થયો છું તેનો પણ અહીં આભાર માનું છું.

અપ્રસિદ્ધ સાહિત્ય પ્રસિદ્ધ કરવાની ગૂજરાતના પરમદક્ષ રાજાની શ્રેયસ્કર યોજનાના પ્રતાપે ભાલણનો આ ભાષાબંધ બહાર પડે છે, તેના આશ્રયે મને પણ શબ્દવિદ્યાના પ્રદેશમાં માતૃભાષાની સેવા બજાવવાની તક મળે છે. સારાની સારપ વિલક્ષણ હોય છે. ઇંદ્ર રાજા જ્યારે મ્હેર કરે છે અને અમૃતની વૃષ્ટિ વરસાવે છે, ત્યારે સૃષ્ટિની વાડી નવપલ્લવ બને છે અને તે ભેગી કાંટાની વાડ પણ ખીલે છે. કારણ કાદંબરી તે સાહિત્યની સૃષ્ટિની વાડી છે અને સમજૂતી તે એની વાડ છે. નંદન વનના એક ભાગમાં બાણ ભટ્ટે પ્રથમ આ વાડી ઊછેરી હતી. પછીથી એ વાડીને શ્રીકૃષ્ણચરિત્ર ગાનાર ભાલણે પૃથ્વી પર આણી હતી. વાડ કરવાનું કામ હાલ વનમાળીને માથે આવતાં તેણે તેમાં અમરફળનાં બી આડાંઅવળાં વેર્યાં છે,

---

૧ દાખલા તરીકે જુઓ માલણ કવિ કૃત દશમસ્કંદ ( ઇ. સ. ૧૫૧૫ ) નું મુખપૃષ્ઠ, તેમ જ પદ ૪૫૬, કડી ૧૨.

એવી ઊમેદથી કે વાડીની રસાળ ભૂમિના પ્રતાપે તે તરત ઊગી તરત ફળે અને વાડીના નવા નવા પ્રેક્ષકોને તેનાં ફળથી આતિથ્ય થાય. જશ તો કહેવું જોઇયે કે સ્વર્ગીય વાડી ઊછેરનારનો છે, તે પૃથ્વી પર લાવનારનો છે અને એને અમૃતની વૃષ્ટિથી તર્પનારનો છે.

( ૨ )

કવિ ભાલણની કાદંબરીના પૂર્વભાગની આ બીજી આવૃત્તિ છે. એમાં મૂળ બહુધા પહેલી આવૃત્તિનું જ કાયમ રાખેલું જોવામા આવશે. જે ફેરફાર કર્યા છે તે સમજૂતી વિભાગમા કર્યા છે; અને તે ઉપયોગી થશે એવી પ્રતીતિથી કર્યા છે.

વિરામચિહ્ન સર્વત્ર અર્થાનુસારી છે. બે બાબત જરા મૂઝવનારી નીવડી છે. એક તો ગર્ભવાક્યની. તે કોઇ કોઇ વખત અન્વયમાં આડું આવેછે. એ અડચણ ગર્ભવાક્યને કૌંસમાં મૂકી દૂર કરી છે. બીજી મૂઝવનારી બાબત તે, શુકની કથામાં મહાશ્વેતા તથા કાદંબરી વગેરેની કથાઓ વણાયલી છે, એ છે. એનો ભેદ જણાવવાને માટે અવતરણચિહ્નો પૂરાં પડતાં નથી. તેને લીધે તે તે કથાના તાણાવાણાના ભેદ હું અવતરણચિહ્નથી જણાવી શક્યો નથી.

સમજૂતી વિભાગનું છેલ્લું પૃષ્ઠ કોરૂં રહી જતું હતું. તે મેં કામમાં લીધું છે. એમાં પૂર્વ ભાગની દેશીઓની પદ્યરચનાનું બહુ જ ટૂંકામાં નિરૂપણ કર્યું છે. લયબંધના પેટામાં દેશીઓનો સમાવેશ થાય છે. એ દષ્ટિએ ભાલણની કાદંબરીના પૂર્વ ભાગની મેં પ્રસ્તુત સૂચિમાં ઉપરટપકે નોંધ લીધી છે. આ વિષય સમજવામાં ભાલણની કાદંબરી જેટલે દરજ્જે ઉપયોગી છે તેટલે દરજ્જે અન્ય દેશીબદ્ધ કાવ્ય ભાગ્યે જ ઉપયોગી કે કાર્યસાધક નીવડે.

પરિશિષ્ટ ૧, ૨ અને ૩ પ્રથમ આવૃત્તિનાં જ ફરીને છાપ્યાં છે. અપવાદ એટલો જ કે સમજૂતી વિભાગમાં પૃષ્ઠ પંક્તિની નોંધ જરૂરજોગ નવેસર ગોઠવવી પડી છે.

શુદ્ધિસૂચિ માત્ર માર્ગદર્શક છે. એમાં નોંધેલી ભૂલો જેવી બીજી ભૂલો વાંચનાર પોતે સુધારી લેશે. જૂની ગૂજરાતીનો અપરિચય બીબાં ગોઠવનારને મૂઝવ્યા જ કરે છે. મુદ્રાયંત્ર તો ભૂખાળવા પ્રેતની પેઠે અનુસ્વાર, કાનોમાત્રા, વિરામચિહ્ન, વગેરેને વારંવાર ગળી જાય છે; અને કોઇ કોઇ વખતે તો આખું બીબું પણ ઓહિયાં કરી જાય છે. છાપાની જોડણી અનિશ્ચિત અને મુદ્રણ હજુ કક્ષાનિ કોટિએ ન-પ્હોચેલું, ત્યાં નિરુપાય.

કહેવું તો ઘણુંએ છે, પણ કહેવું કયે મુખે ? દાયકાઓ થયાં અમુદ્રિત ઉત્તર ભાગ મ્હો બંધ કરી દે છે.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

# અનુક્રમણિકા.

કવિ ભાલણ કૃત

# કાદંબરી.

## પૂર્વ ભાગ.

### કડવૂં ૧.

રાગ કેદારુ.

૫

શ્રીગુરુ, ગણપતિ, બ્રહ્મસુતાનિ પ્રથમિ કરૂં પ્રણામ;
વિઘ્ન રહિત જેણિ ગૂઢ ગ્રંથનૂં પૂરણ થાઇ કામ. ૧

ભોજ રાયનિ ભવનિ મહાકવિ પ્રસિદ્ધ પંડિત બાણ;
કાદંબરી કથા કરી ઉત્તમ; પ્રીછિ જે અતિ જાણ. ૨
૧૦ અનેક ઉપમા, કહિણ સંસ્કૃત ગદ્ય, પદ્ય કર્યંહીએક;
સાહિત્ય સકલ તણી ચાતુરી તેહ માંહા રચી વિવેક. ૩
અતિ પંડિત જે હુઇ તે પ્રીછિ; તેહનુ નહીં ઉપાય.
મુગધ રસિક સાંભલવા ઇછિ, પણિ પ્રીછી નવિ જાય. ૪
તેહિ પ્રીછવા કારણિ કીધુ ભાલણિ ભાષાબંધ.
૧૫ સકલ ઉપમા કહી ન જાઇ, કિંચિત કથા સબંધ. ૫

રજોગુણિ સરજિ નિ પાલિ સત્ત્વ વૃત્તિ સંસાર,
પ્રેમિ પ્રણમૂં હૂં તે અજનિ, જે તમિ કરિ સંહાર. ૬
વાત્સ્યાયન કુલિ કુબેર નામિ વિપ્ર હૌઉ માહા મુનિ,
વિપ્રવંદિત જેહનાં પદપંકજ સ્પર્શિ કરિ પાવન; ૭

---

૩ 'કડવૂં ૧' એ કડવાને છેડે આપ્યૂ છે. ૪ રાગનું નામ વંચાતૂં નથી. ૬ બ્રહ્મ. ૭ પ્રણાંમ. ૮ ભુવનિ. ૯ બાણ ૧૨ સંસ્કૃત. પંડિત હુઇ. નહી. ૧૩ રસીક. ૧૪ કીધો. ૧૬ સરજિ. સત્ત્વવૃતિં. ૧૭ પ્રણમુ તે. ૧૮ નાંમિ હૌઓ. મુનિ. ૧૯ પેહનાં સ્પર્શ. પાવન.

પુરોડાશિ પાવન મુખ જેહનું, સોમે કરી સુવાસ,
શ્રુતિશાંત કલ્માર જોઈ કીધુ સરસ્વતીઇ સુવાસ: ૮

મંદિરિ જેહનિ શુક સારિકા ભણિ યજૂ રિચ સામ.
બટુક બાલ શકિત તે સાથિ ગાઇ ગ્રહી નિ ગ્રામ. ૯

૫ ઉદધિથી જિમ ઈંદુ ઊપનુ, વિનતાથી દ્વિજરાજ,
તિમ તેથી સુત અર્થપતિ એક પ્રગટ હોઉ શુભકાજ. ૧૦

અનેક યજ્ઞ કર્યા શુભ તેણિ યૂપયુક્ત સુવિધાન.
ચિત્રભાનુ સુત તેહનુ સુંદર; શ્રુતિ શાસ્ત્રનુ ગ્યાન. ૧૧

મખ માંડી કીધા બહુ તેણિ; જશ જગિ હનૂં વખાણ. —
૧૦ કુલભૂષણ કૂંઆર હૂઉ તેહનુ બુદ્ધિસાગર તે બાણ. ૧૨

તેણિ એહ કથા કવિ બાંધી રસિક રંજવા રીતિ
ચંપકમાલાની પરિ કુહુનિ મનનિ ન કરિ પ્રીતિ? ૧૩

## કડવૂં ૨.

રાગ આસાઉરી.

૧૫ હવિ સંક્ષેપિ કથા કહૂં, ઉપમા કેટલીએક ગ્રહૂં,
જે લહૂં બુદ્ધિ પ્રમાણિ માહરી રે. ૧

ઢાલ.

માહારી બુદ્ધિ પ્રમાણિ બોલૂં થોડૂં થોડૂં સાર;
પદિ પદનૂં બંધાણ રચતાં થાઇ અતિ વિસ્તાર. ૨

૨૦. શદ્રક નામિ રાજા હોઉ, સુરપતિની જાણી જોડિ;
આગ્યા તેહની કોએ ન લોપિ મોટા મહીપતિ કોડિ. ૩
ચ્યારિ-ઉદધિ-મેખલા મેદિની કેરુ એક જ નાથ.
સામંતક રાજા સવિ જોડિ દીન થકા તે હાથ. ૪

---

૧ પુરોદાશ પાવન મુખ યેહનું. ૨ શાંતિ સરસ્વતી. ૩ રીચ સાંમ. ૪ ગ્રાંમ. ૫ ઉદધીથી યમ. ૬ હોઉ. ૭ સુપ. ૮ સુતિ. ગ્નાંન. ૯ યશ યગિ હવૂં. ૧૦ કૂઅર — — હોઓ બુધિસાગર તે બાંણ. ૧૨ મંનનિ. ૧૩ ‘કડવૂં ૨’એ આપ્યૂં નથી. ૧૪ રાગનૂં નામ નથી આપ્યૂં. ૧૫ કથા સક્ષેપિ કહૂં. ૧૬ ગે. પ્રમાંણિ. ૧૯ પદિ પદ બંધાંણ. ૨૦ એક શદ્રક નાંમિ. હોઓ. જાંણે જોડ. ૨૧ ઉદધી. મેદની.

કલ્પદ્રુમ સરખુ આશ્રિતનિ; દ્રવિ ઉદધિ સમાન;
કાવ્યકલાની જાણી ઉતપતિ; સકલ શાસ્ત્ર નિધાન; ૫

ધનુષધારી માંહાં જાણી શુદ્ધ ચતુરશિરોમણિ ભૂપ;
અશ્વિનીસુતનાથી અતિ સુંદર જે રાજાનૂં રૂપ; ૬

૫ નામિ નરપતિ ત્રાસ જ પામિ, જે માહા બલિયા યોધ;
શત્રુમંડલીનિ મનિ ભાસિ નરહરિના સમુ ક્રોધ; ૭
સેના બહુ શોભાનિ કાજિ, અવરિ ન આવિ કામિ;
આંપ નામ પરતાપિ જેણિ જીત્યા બહુ સંગ્રામ; ૮

મનિ ધરમ, કોપિ યમ, તાપિ પાવક, ધનદ પ્રસાદ,
૧૦ રૂપિ મન્મથ, બુદ્ધિઇ સુરગુરુ, શશિસમ મુખ આહ્લાદ, ૯
વાણી વેધાપુત્રી, તેજિ તરણિ, મરત બલમાન,
ભાર સહેવે ભૂ સમ, તોલિ મેરુ મહીધર સ્થાન; ૧૦

જે રાજા પૃથ્વી અ પાલતિ વર્ણસંકર ચિત્રામિ,
કાવ્ય વિષઇ દૃઢ બધ, કેશનૂં ગ્રહણ સુરતસગ્રામિ, ૧૧
૧૫ કનકદંડ તે છત્ર રાયનિ, સ્વપન વિષિ વિજોગ,
ધૂજિ ધ્વજ, પરલોક થકી ભય, વાછિત વસુધા ભોગ, ૧૨
શુક સારિકાનિ રક્ષાગૃહ, સારી રમતાં મારિ,
ધૂમિ અશ્રુપાત, ચાપકિ ફેરવનાં હય પ્રાહાર, ૧૩
શલ પ્રસાદ ચંડિકા કેરિ, ગાંધીનિ પણિ કુષ્ટ,
૨૦ સંનિપાત વ્યાકરણ વિષિ તિહાં રોગ નહીં દેહ દુષ્ટ, ૧૪
મદ માહા ગજનિ, રાગ ગીત માંહાં, ક્રય વિક્રય માંહિ માન,
લોભ ધરમનુ, અહંકાર તે જેહનિ બ્રહ્મજ્ઞાન. ૧૫

વિદિશા નામિ નગરી નિર્મલ વેત્રવતીનિ તીરિ,
મહીમંડલનૂં જાણી ભૂષણ; રાજિ કરિ જિહાં ધીર. ૧૬

૧ સરખુ. દ્રવિ કદધી સમાંન. ૨ કલાની જાંણિ. શાસ્ત્રનિધાંન. ૩ જાંણે શીરોમણિ. ૪ અશ્વનીસુત. પે. ૫ નાંમિ. પાંમિ. બલીયા. યોધ. ૭ બહુ. કાંમિ. ૮ આપ–પ્રતાપિ કરી. બહૂ સંગ્રાંમ. ૯ મને. પ્રસાદ. ૧૦ બુદ્ધિ આહ્લાદ. ૧૩ પે. પ્રથવી. વરણ. ચિત્રાંમિ. ૧૪ દ્રઢ. ૧૫ સ્વપ્ન. વિયોગ. ૧૮ અશ્રુ. ૧૯ પણિ. ૨૦ સંનિ–૨૧ ક્રિય. ૨૨ બ્રંહ્મજ્ઞાન. ૨૩ વિદશા. ન–રી. ૨૪ પૃથ્વીમંડલનૂં જાણે.

માહા મોટા મત્રીનૂ મડલ; સચિવ કરિ સવિ સેવ;
રાજદ્દ્વારિ પરવરુ સોહિ જાણી મઘવા દેવ. ૧૭
ધર્મશાસ્ત્ર વર્ણુન પડિત શ્ર કથાહારિ, ગીત મૃદ્ગ,
નાટક કાવ્ય કથા ક્યાહારિકિ, મલ્લયુદ્ધ માહારગ, ૧૮

૫ ક્યાહાગિ ગજક્રીડા, ક્યાહારિકિ ફેરવવા તુરગ,
ઘેટા પારાપત બહુ પખી રમતા જૂઇ સુરગ; ૧૯
પિંગલ કવિતબધ બહુ જૂઇ, રસ સાહિત્ય વિચાગિ,
અલકાર, અરથ અતિ વક્રા, મન માહા નાણિ નાગિ. ૨૦

સુહૃદ સગિ ઇમ દિવસ નીગમિ, તિણી પરિ રમતા રાતિ,
૧૦ વપુઇ વ્યાપિ નહીં વસુધાપતિ વિષય તણી તે વાત. ૨૧

એક દિવસ અવનીપતિ બીઠુ પૂરી સભા સુજન,
નૂતનનલિનરક્તરવિ રાજિ જેહ સમિ શુભ દિન. ૨૨
પ્રતીહારી રાજા ભણી આવી, ચંદનલિપ્ત સુવાન;
જાણી શરદ રાજહસ કરી શ્વેત વસ્ત્ર પરિધાન. ૨૩

૧૫ પાણિવેત્ર વશ વર્તિઇ જેહનિ રાજલોક પરિવાર,
અતિશિ ઉગ્ર જામદગ્ન્યના પરશુ તણી શ્ર ધાર; ૨૪
રાજલોક સવિ શાશિ વહિ છિ અંતરિ આણી નેહ,
જાણી મૂરતિવતી આગન્યા રાય તણી શૂં એહ. ૨૫
સમીપિ આવી નિ શિર નામી કરિ વીનતી બોલી.

૨૦ દક્ષિણથી કોએક આવી છિ, પ્રભુ, દ્વારિ ચાડાલી; ૨૬
ઇદ્રલોકિ આરોહણુ કરતા કુપિત શક્ર હુંકારિ
રાજલક્ષ્મી શ્ર ત્રિશકુ રાની પડી છિ મહી મુઝારિ. ૨૭
કર માહિ છિ શુકયુત પંજર. કન્યા કોમલ દેહ.
કાઇ વીનતી કરવા વાછિ પ્રભુજી પરતિ તેહ. ૨૮

૧ --- માટા ૨ જાણે ૩ મુચંગ ૪ મહેન્દ્રા ૬ પક્ષી જુઇ કુરંગ ૭ કવિત્ત. બહૂ વિચાર ૮ મનમાં નાંણિ ૯ એમ દિવસ. તેણી ૧૦ નહી ૧૧ દીવસ બિઠુ. સુજન. દિન ૧૨ પ્રતિહારી. ૧૪ વાંગે. ૧૫ પાંણી પરવાર ૧૬ જામદ------તાણી ૧૭ શાશિ આંણી ૧૮ જાણી અંગન્યા. ૧૯ શીર નાંમી ૨૦ પ્રભૂ ૨૧ હુંકાર ૨૨ રાજલક્ષ્મી જાણે રાયની. ૨૩ માહિ. કંન્યા. ૨૪ પ્રભૂજી.

સકલ વિશ્વના રત્ન તણું ઇક ઉદધિ જિમ ભાજન,
આશ્ચર્યરૂપ વિહંગ દીસિ છિ કલાપાત્ર અતિ ધન્ય. ૨૯

અખિલ ભુવનનૂં રત્ન જ તમનિ જાણી તે શુક લ્યાવી;
મુખ જોવા ઈછિ, માહારાજા, દૂર થકી અતિ આવી. ૩૦

૫ વચન કહી રહી પ્રતીહારી. મહીપતિ કૌતક મન;
પાર્શ્વવર્તીના મુખના સાંહામૂં જોઈ કહિ રાજન, ૩૧

શું દૂષણ છિ અહીં તેડતાં? સહૂ કહિ હાકાર.
પ્રતીહારીનિ દીધી આગ્રા. મેડપિ તેડુ નારિ. ૩૨

રાનાં વચન સુણી નિ ચાલી દ્વારિ ગઈ પ્રતીહારી;
૧૦ મંદિર માંહિ તેડી આવી તવ માતંગકુમારી. ૩૩

માતંગીઇ મહીપતિ દીઠુ નરપતિ સહસિ મ્યલિઉ,—
જાણી મેરુ મહીધર સકલિ મ્યલી રહુ છિ ભલિઉ. ૩૪

કનકશૃંખલાઇ દઢ બાંધી મણિદંડિકા ચ્યારિ;
શ્વેત દુકૂલ તણુ ચંદૂઉ (ગજમુક્તાફલ હાર) ૩૫
૧૫ ગગનનદીનાં ફેનપટલ શું; હેઠલિ સિંહાસન;
સ્ફટિકપાદુકા વામ પદ ધરી રા બીઠુ શુભતન. ૩૬

ઇંદ્રનીલમણિ અવનીની દ્યુતિ પદનખ દીસિ શ્યામ;
જાણી રિપુનિશ્વાસ કરી નિ મલિન પ્રભા પ્રણામિ. ૩૭
આસન પદ્મરાગનિ કિરણિ રક્ત ઊરિ અતિ રાજિ,
૨૦ જાણી હરિ મધુ કૈટભ મારી રુધિરઅરુણઉર ભ્રાજિ. ૩૮

અમ્રતફેનધવલ, ગૌરોચન—ચિત્રિત—વિહગ વસન
હેમદંડ ચંમર સંયોગિ જાણી નર્તિ પવનિ. ૩૯
મુક્તામાલાઇ મુખ શોભિ જાણી ઉડુગણિ ઇંદુ;
ઉપમા જાણી કલંકકલા, ઇમ કુંકુમતિલક સુબિંદુ. ૪૦

---

૧ એક ઉદધી યમ. ભાજંન. ૨ આશ્ચર્યં. મંન ૩ ભુવનનૂ. જાંણી ૩ મુખ. માહરાજા ૫ પ્રતિહારી. મંન. ૬ મુખ. રાજંન. ૮ આગ્ન્યા. તેડો. ૯ શુણી નિ-લી. પ્રતિહારી. ૧૧ સહસ્રે મ્યલીઉ. ૧૨ જાંણે. સકલ ભલીઉ. ૧૩ શંખલાઇ દ્રઢ ૧૪ તણો ૧૫ જાંણે ગગન. પટલ તે હેઠલિ. સિંહાસંન ૧૬ વાંમ. બિઠુ. તંન. ૧૭ નખ. શાંમ ૧૮ જાંણે. મલીન. પ્રણાંમ ૧૯ કિરણે ૨૦ જાંણે. હરી. રૂધીર ૨૧ અમૃત. વિહંગ વસંગ ૨૨ ચમર. જાંણે નૃતિ પવંન ૨૩ મુગ. જાંણે ઉડગણ ૨૪ જાંણે. કુંકુમ,

ઇંદ્રનીલ કેયૂર કરિ જાણી ચંદનલુબ્ધ ભુજંગ,
ચપલ રાજ્યલક્ષ્મીનિ બંધન નિગડકટક શ અંગ. ૪૧

કમલ નયન નિ કાનિ કુંડલ, મસ્તકિ માલતી માલ;
બદી જન બહુ શુભ સ્તવિઇ; ઇમ બીઠુ છિ ભૂપાલ. ૪૨

૫ રહી વેગલા વામાઇ તવ મનિ વિમાસી વાત
વંશલતા કરિ લેઈ કીધુ કુટ્ટિમભૂમિઇ ઘાત. ૪૩

શબ્દ સાંભલી સાથ સહુ તે શ્યામા સાહામ જોય,
તાલ શબ્દથી યૂથ કરીનૂ ચકિત થયા વિધિ હોય. ૪૪

ધવલવસ્ત્ર ચાડાલ શુભાકૃતિ સુંદરી કરિ માથિ;
૧૦ કનકશલી શુકનૂં ઇક પંજર પુરષિ ગ્રહ્યૂ છિ હાથિ. ૪૫

સ્યામવર્ણ સ્ત્રી; નીલાંબરનુ પિહિરણિ પાઇ રલતુ
(રક્ત વસ્ત્ર એક ઉપરિ ઊઢ્યૂ.) વેષ વપૂ શુ ભલતુ. ૪૬

દંતપત્ર એક કર્ણિ ધરિણિ લીલાગતિ કરી લોલ;
તેહ પ્રભાઇ ધવલ જ દીસિ સ્યામા સુભગ કપોલ. ૪૭

૧૫ ગોરોચનનૂં તિલક કર્યૂં, જાણી ત્રીજૂં લેચન.
જાણી ભવાની ભીલીવેષિ ક્રીડા કરતાં વનિ; ૪૮

અથવા હરિની દેહપ્રભાઇ લક્ષ્મી ભામિ સ્યામ;
અથવા રતિ હરનયનધૂમ તનુ કૃષ્ણ દહંતા કામ; ૪૯

(કર પદ અરણ કમલ કરી રાજિત;) શોભઇ જાણી જમુના
૨૦ રામહલિ આકર્ષણભયથી ત્રાઠી આવી વિમના. ૫૦

અતિશિ અરુણ અંગુલીની છવિ નખ રાતી દ્યુતિ; મંડી
મારી મહિષાસુરનિ રુધિરિ જાણી શું એ ચંડી. ૫૧

મુક્તાફલનુ હાર કંઠ માહાં; દેહી સામલરંગ;
જાણી શું કાલિંદી શંકા કંઠિ વિલાગી ગંગ. ૫૨

---

૧ જોજો. ૨ કાનિ. ૪ બહુ સુભ, બિઠુ. ૫ વામાઇ. મંનિ વિમાશી. ૭ શાંમા ૧૦ શુકનું એક. ૧૧ શાંમ. પાએ ૧૨ ઊઢ્યું વપૂં ૧૩ કર્ણે ધરીઇ. લીલાં. ૧૪ શાંમા સુભગ. ૧૫ જાણે. લોચન ૧૬ જાણે ભવાંની. વંનિ. ૧૭ શામ. ૧૮ જાણે રતિ. કાંમ ૧૯ શોભઇ. જાણે યમુના. ૨૦ આકર્ષણભિથી. ૨૧નષ. ૨૨ મહીષાસુરનિ. જાણે. ૨૩ માહાં. સાંમલ. ૨૪ જાણે. કાલંદી.

કરિ કંકણુ, કાંચી કટિ સોહિ; મોહિ મુનિ સંન્યાસી,
સદ્યપ્રકટયૌવન વય સુંદર; અવરિ નારિ જાણી દાસી. ૫૩

દેખી રૂપ ભૂપ મનિ વિસ્મય. અહો વિધાતા મૂઢ
નીચ નાતિની રચના માંહાં શ્રમ કીધુ એવડુ મૂઢ ! ૫૪

૫ જાણીઇ છિઇ, અલૌકિક રૂપિ રચતા એ તન્વંગી
બ્રહ્મા કામબાણથી બીહીના તિણિ સરજી માતંગી. ૫૫

અથવા કોમલ કાયા એહની કહિણુ સ્પર્શ કિમ સિહિશિ ?
સ્પર્શદોષ જાણી નિ એહથી અલગા જાણ્યૂં રિહિશિ. ૫૬

ધિક વિધાતા. મૂરખ નિશ્ચય રચી ન જાણ્યુ જોગ.
૧૦ અસંભાવ્ય રૂપ શું સરજ્યૂં, જેહ જોગ નહીં ભોગ? ૫૭

એહવૂં રહુ વિમાંસિ રાજા વલી વલી વિસ્મય પામી.
પ્રગલ્ભાની પિરિ ગર્વિ કિંચિત નારિ રહી શિર નામી. ૫૮

કુટ્ટિમ ઉપરિ કામની બીઠી, પુરુષ જઈ રા પાસિ
( કર માંહાં કીર સહિત છિ પંજર ) વાણી વદિ પ્રકાશ. ૫૯

૧૫ સ્વામી ! એ શુક સકલ શાસ્ત્ર નિ રાજનીતિ અતિ જાણિ;
અતિ.ઇતિહાસ કથા કહિ ઉત્તમ; વેદ પુરાણ વખાણિ; ૬૦

ગીતશ્રુતિ સાહિત્ય કાવ્ય લહિ નાટક નિ અલંકાર;
નૂતન રચિ ભણાવિ સમ્યક સુભાષિત સંચાર; ૬૧

વીણા વેણુ મૃદંગ વાદ્ય સવિ જાણિ નૃત્તપ્રયોગ;
૨૦ ચિત્રકર્મ નિ દ્યૂત કુશલ છિ કુપિત નાયિકા યોગ; ૬૨

ગજ હય સ્ત્રી નિ પુરુષનાં લક્ષણુ, ભૂતલરત્નલલામ
વિદ્યા સર્વે વિશેષિ પ્રીછિ. વૈશંપાયન નામ. ૬૩

---

૧ સંન્યાસી. ૨. જાંણે. ૩ દેખી. ૪ નીચ નાતિની. ગાંહિ એવડુ શ્રમ કીધુ ૫ જાંણીઇ છિ. ૬ બ્રંહ્મા બાંણથી. તેણિ શ ચી. ૮ જાંણ્યું. ૯ છિક. મુરખ. જાંણ્યુ. યોગ. ૧૦ રૂપ શું શરજ્યૂ યેહ યોગ્ય ૧૨ પ્રગલ્ભાની. નામી. ૧૩ ઊપરિ કાંમનિ બિઠી. પાશિ. ૧૪ કરમા. ગ્રહીત. વાંણી. ૧૫ એક શુક. જાંણિ. ૧૬ અતિહાસ. પુરાંણ વખાંણિ. ૧૭ કાવ્ય બહુ નાટક. અલંકાર. ૧૯ જાણિ નૃત ૨૦ નાયકા આ શબ્દ ઉપર ગધાળાના કોરા ભાગમાં અસલના જ મરોડમાં नायिका मनावयानु योग એવૂં ટિપ્પણ્ છે. ૨૧ પુરુષના.

સર્વ રત્નના ભોક્તા તમનિ જાણી સ્વામી માહારિ
પુત્રી પંખી ગ્રહી પાહવી ભૂપતિ ! ભવનિ તહ્મારિ. ૬૪
સ્વામી ! શુક એ કરુ આપણ્ પ્રીતિ પજર રાખી.
રા આગલિ મેહેલી ગ્યુ અલગુ અંતજ એહવૂં ભાખી. ૬૫
૫ શુક સન્મુખ થઈ પૃથ્વીપતિનિ ઊચ્યુ કરી દક્ષિણુ ચર્ણ
જય જય કહી ભણી આ આર્યા સ્પષ્ટ મનોહર વર્ણ. ૬૬

આર્યા.

અવિરલ આંસૂસ્નાનઇ વિયોગપાવક પડી નિરતર ઇ
તવ રિપુતરુણી કુચ વ્રત નિર્મુક્તાહાર અણુસરઇ. ૬૭

૧૦ ઢાલ ચાલુ.

રાય સાંભલી હર્ષે નિં વિસ્મય પામિ. વૃદ્ધ પ્રધાન
કનકાસનિ પાસિ બીઠૂ તુ કુમારપાલ અભિધાન. ૬૮
અતિશિ વૃદ્ધ. નીતિ અતિ જાણિ તે મરતિ રા બોલિ.
વર્ણોચ્ચાર નિ શબ્દ મધુરતા નહિ કો એહનિ તોલિ. ૬૯
૧૫ માણુસની પરિ સ્ફુટ અક્ષરથી ભણી ઇણિ આર્યા એક.
પંખી જાતિનૂં આશ્ચર્ય દીસિ; વિદ્યા જાણિ વિવેક. ૭૦
આહાર નિદ્રા ભય નિ મૈથુન ખ્શુ પંખીનિ જ્ઞાન;
એહ તણી ચતુરાઈ અધિકી જોતાં વચનનિધાન. ૭૧
વચન સુણી સચિવ એમ ભાખિ મંદ કરી નિ હાસ્ય.
૨૦ શુક સારિકા સાવિજ માંહિ બોલિ પટુ પ્રકાશ ૭૨
સંગતિથી સાંભલ્યૂં શીખવ્યૂં જન્માંતર સંસ્કાર.
અહીં આશ્ચર્ય નહીં અવનીપતિ ! નિશ્ચય કહૂં નિરધાર. ૭૩

---

૨ પંક્ષી. ૩ રાખી. ૪ ભાખી. ૫ સન્મુખ. પૃથ્વીપતિનિ ઉચ્ચુ. દક્ષણ 'કરી' નથી. ૬ ભણીઆ. ૭ આર્યાનુ અર્થ. ૮ સ્નાન. વિયોગ. પડી પ્રતિદિન કરઇ ૯ હારવ્રત. કુચયુગ વિમુક્તા. રીપુ. ૧૦ 'ઢાલ ચાલુ' એ નહિ ૧૧ પરધાન. ૧ બિઠ ૧૪ વર્ણોચ્ચાર. શબ્દ. નહી. ૧૫ અક્ષર ભણી આર્યા ૧૬ પંક્ષી જાતિનૂ આશ્ચર્ય જાણિ ૧૭ આહાર પંક્ષીનિ ૧૮ ચતુરાઇ ૧૯ વચન સુણી. ભાખિ. ૨૦ માખિ ૨૧ શીખવ્યું ૨૨ આશ્ચર્ય નહી.

અગ્નિશાપથી હવી એહવી સુંદર શુકની વાણી..
(કુમારપાલ કહિ) રાજાજી! વાત આદિ એમ જાણી. ૭૪

એણી પરિ પરશંસા કરતાં સમય થયુ મધ્યાહ્ન.
સભા વિસર્જી નિ રા ઊઠ્યા કરવા કારણિ સ્નાન. ૭૫

૫ દિનકર માથા ઉપરિ આવ્યુ. પડહ શંખ ધ્વનિ વાજિ.
શીખ માગતાં સવિ શિર નામિ: રાજલોક અતિ રાજિ. ૭૬

જય જય શબ્દ વદિ બંદી જન; અન્યોઅનિ કરિ સાદ;
નગરનાયિકા ચરણુ ભરંતાં નૂપુરનુ અતિ નાદ; ૭૭

માલા થકી મધુકર ઊડિ, તેહ કરિ ઝંકાર;
૧૦ કેયૂર વલય પડિ પૃથ્વીઇ; શબ્દ ઊપજિ સાર. ૭૮

મંગલપાઠ પઢિ કો પાસિ; જય જીવ કો ભાખિ;
કોલાહલ થાઇ તિહાં અતિ ઘન. કો દર્પણ લેઈ દાખિ. ૭૯

સીમાહ્ના સવિ શીખ માગતાં નરપતિ નામિ શીશ.
તાંબૂલવાહિની દાસી પરતિ ઇણી પરિ બોલિ ઇશ, ૮૦

૧૫ વૈશંપાયન લેઈ વેગિ અંતેઉરિ માંહાં જાઉ.
માતંગીનિ કહિ માહારાજા, તમ્હો ઊતારિ થાઉ. ૮૧

ઇમ આદેશ દેઈ અવનીપતિ, અતિ મન માંહાં ઉલ્હાસ,
સંગિ રાજસુત જે મનમાન્યા, આવ્યુ વેગિ અવાસિ. ૮૨

ભૂષણુ સવિ ઊતાર્યાં ભૂપતિ નિર્વિકાર અતિ ભાવ્યુ;
૨૦ હેમદ્રોણી ગંધોદક પૂરણુ સ્નાનશાલાઇ આવ્યુ. ૮૩

સેવા કરવા બહુ સાહેલી કનક કલશ કરિ નીર.
સ્ફાટિક મણિ બાજુટિ રા બીઠુ શોભિ સુભગશરીર. ૮૪

ઊતારી નિ કંકણુ કુંડલ પરિકર બાંધી પામિ,
ચતુર અંગના અંગ જ ચોલિ; એક રહી જલ નામિ. ૮૫

---

૧ શાપથી એહનિ એહવી. ૨ શુકનિ વાંણી. ૩ પરસંસા. થયું મધ્યાંન્ન. ૪ વિસરંજી. સ્નાંન. ૫ શંષ. ૬ શાષ માગંતાં. નાંમિ. ૭ જય(૨) શબ્દ. અન્યોઅનિ સાદ. ૮ નાયકા. ભરંતા. ૯ મધૂકર. ૧૧ પાઠ. ભાષિ. ૧૨ દાષિ. ૧૩ શીમાહા. શીષ. નાંમિ શીસ. ૧૪ તાંબૂલવાહની. ઇશ. ૧૬ થાઓ. ૧૭ આદેસ દેઇ. મનમાં. ૧૮ રાય. યે. મન-માંન્યા. ૨૦ સ્નાંન. ૨૧ કરવા નિ બહુ. કરી. ૨૨ બિઠુ. ૨૩ પરકર. ૨૪ નાંમિ.

ઉન્નત કુચમંડલ અતિ રાજિ; કાયા કાંઇ પરસેવી;
ભામિની ભૂપતિ પાસિ ભાસિ જાણીઇ શું જલદેવી. ૮૬

મરકત રજત કલશ સ્ફાટિકના, ગંધોદક તે ભરિઆ,
શીતલ ઉંણુ નીર તીરથનાં, સાહેલી કરિ ધરિઆ. ૮૭

૫ એક કહિ, રહી કાં અલગી? એટલા માંહા શું થાકી?
એક કહિ, ના, એ અતિ શીલી પ્રમદા છિ અતિ પાકી. ૮૮

પટહ ઝલરી વીણા વાજિ મૃદુરવ વેણુ મૃદંગ;
મજ્જન કરતાં શબ્દ શંખના; અમૃતકુંડલી, ઉપંગ. ૮૯

અંગવસ્ત્ર આણી નિ આપ્યા ઉજ્જ્વલ અતિ પરિધાન,
૧૦ મણિધર કંચુક સરખા કોમલ શિરવેષ્ટનનિ સ્થાનિ. ૯૦

ચડી પાવડી પદ્મરાગની, ચરણ થકી ન જણાય,
સૂરજ અર્ધ દેઈ નિ આવ્યુ દેવભવન માંહિ રાય. ૯૧

પશુપતિની પૂજા તિહાં કીધી, વર્ણોચિત સવિ કર્મ;
બાવનચંદન લેપન અંગિ, જાણિ પરતક્ષ ધર્મ. ૯૨

૧૫ કુસુમ માલતી કરી અંબોડિ; કંઠિ મનોહર માલા,
મનમાન્યા રાજા સુત સાથિ આવ્યુ ભોજનશાલા. ૯૩

ખટરસ ઉત્તમ ભક્ષ્ય ભોજ્ય નિ લેહ્ય પેય, સવિ શાક,
આસ્વાદન આનંદિ કરી કરિ વિવિધ અન્ન જે પાક. ૯૪

આરોગી શુદ્ધ આચમન કીધૂં: પાન પૂગ રંગભીની;
૨૦ પ્રાણી પૂરણુ સવે કરાવ્યા પર્યંત કુંજર કીડી. ૯૫

પ્રતીહારીનુ પાણિ ગ્રહી રા આવ્યુ શયન પ્રદેશ.
શય્યા સુવર્ણ તણી તલાઈ, હંસતુલિકા સેજ; ૯૬

પરકર પુષ્પ તણા બહુ પાખલિ; ભીતિ બહુ ચિત્રામ;
ધૂપ અગરના, ગંધ મનોહર; વિવિધ સજાઈ ઠામ. ૯૭

---

૧ કાઇ. પરશેવી. ૨ ભામિનિ. જાણીઇ. ૩ ભરીઆ. ૪ સવિ સાંહેલી. ધરીઆ. ૫ માહાં શ્યુ. ૮ શંખના. અલિ અમૃતી ઉપંગ. ૯ આંણી. પરિધાંન. ૧૦ સરખા. સ્થાંનિ. ૧૧ અર્ધ્યું. ૧૨ રાજ્ય. ૧૪ બંભે. ૧૭ પટ. ભક્ષ. પેહ. ૧૮ આસ્વાદન કરિ આનંદ વિવિધઅંન જે પાક. ૨૦ સવિ પરણ. ૨૧ પાંણિ. ૨૩ બહુ પાખલિ. બહુ ૨૪ વિવિધિ.

શયન કર્યું સુખનમ્યા સ્વામી નન્ણુ તનાસિ દાસી,
નાજપુન કહિ મત્ર વાગતા ગમિ શુોન પ્રકાશી ૯૮

મણી પરિ મહુરતમાત્ર નાના શય્યા કરી વિશ્રામ
પ્રતીહારીનિ પમિ તેડી નીખ દીધ ઇમ સ્વામિ, ૯૯

૫ (કથા પૂછ્યાનું કુતુહલ મનિ આવ્યું મહારાજ.)
વૈશપાયનનિ અહીં આણ્ કહ્યું દાસીનિ કાજ ૧૦૦

અપાહિ, સ્વામી, કહી પ્રતીહારી ભવનિ કરી પ્રવેશ,
ગણીનિ જઈ કરી વીનતી, શુક માગિ છિ નરેશ ૧૦૧

કડવું ૩

૧૦ રાગ રામગ્રી

તિહાર પછિ મહુરતમાત્ર છ ઇક જન્ન તે જૃદ્દગાત્ર છ ૧

ઢાળ

ટૃદ્દગાત્ર કચુકી, પિહિર્યું શ્વેત અગાર માર,
પલિત મસ્તક, ચાનિઉ રાજા ભણી તેણી વાર ૨

૧૫ ગં મદ પગલા ભરિ હેમવેત્ર ધરી પાણિ
કાયા કાઇએક નમ છિ, નિ વદિ ગદગદ વાણિ ૩

પજા પ્રતીહારી અણુ, આનિઆ ગનિ પાસિ
કચુકી કહિ વીનતી—સ્વામી ! સુણુ ઉલ્હાસિ ૪

રાણીઇ શુક નવરાવિઉ, નિ કરાવ્યૂ ભોજન,
૨૦ લેવા આની પ્રતીહારી, મોકલ્યુ છિ, રાજન ! ૫

એદરૂ કહી નિ તે તનિ, પાગી પખી અનુપ
વૈશપાયનનિ વરી પૂછવા લાગુ ભૂપ ૬

---

૧ શય્યા શયન કર્યું સુખ સ્વામી ૨ મત્રીપુત્ર કરિ વાગતા ૩ એણી માત્રે ૪ શીપ, સ્વામિ ૫ મનિ આવ્યુ ૬ અહી લઇ ૭ ભુવનિ ૮ માગિ નૅગ ૯ 'કડવૂ ૩' છે નહિ ૧૦ ગમગ્રી ૧૩ શ્વેત ૧૪ પલીત ચા ૧૫ ૫ ૧૬ વાહિ ૧૭ આનીઆ પાસિ ૧૮ કચૂકી કહિ અમ વીનતી ૧૯ ઉલ્હાસ ૨૦ રાણી નવરાવીઉ ૨૧ વદિ નિ પાગિ પક્ષી અનુપ

કહુ મુઝ, કાંઇ અંતર્ગૃહ માંહાં કીરં! કીધૂં ભક્ષ?'

વિહગ વાણી બોલિઉ:—'સાંભલુ, રાય, સમક્ષ. ૭

પિકનાં લોચન સરખુ સુંદર નીલરક્ત સુવાન

જંબૂફલ રસ મધુર કાઇક ઇછા કીધુ પાન. ૮

૫ સહકાર દ્રાખ આમલી ફલ આરોગિયાં મિ, નાથ!

રાણીઇ ખવરાવિયા પ્રેમિ ગ્રહી નિજ હાથિ. ૯

વચન એહવાં સાંભલી વલી રાય પુછિ વાતઃ

જન્મ તહ્મારુ કુણ દેશ નિ કુણ જનની તાત? ૧૦

કેહી પિરિ તહ્મો ઊપના નિ કુણિ કીધૂં નામ?

૧૦ વેદ શાસ્ત્ર કિહા શીખ્યા નિ કલા કીહિ ઠામિ? ૧૧

જન્માંતરનૂં કારણ કે વડ વિપ્રનૂં વરદાન?

વય થયૂં તમ કેટલૂં? કિમ આવ્યા આણિ સ્થાનિ? ૧૨

પિહિલૂં તહ્મો કિહાં રહ્યા'તા? કિમ પંજર માંહિ બંધ?

કુણ કારણથી થયુ ચાંડાલ શું સંબંધ? ૧૩

૧૫ પ્રેમપ્રશ્ન તે ભૂપનાં સાંભલી કિહિ છિ કીરઃ

કથા મોટી માહરી; કેટલીક કહૂં હૂં,—વીર! ૧૪

કૌતુક હુઇ, તુ સાંભલુ જી થઈ નિ સાવધાન.

એક સુંદર દેશ છિ વિંધ્યાટવી અભિધાન. ૧૫

પૂર્વ પશ્ચિમ સાગર; વલી મધ્ય દેશનુ અલંકાર;

૨૦ જાણી મહીનિ મેખલા કટિતટિ છિ શણગાર; ૧૬

વનગજ મદિઇ સિક્ત તરુ જિહાં; સદા પ્રકટ વસંત;

રક્ત પલ્લવ શોભતા; અલિયૂથ પ્રેમિ વસંત; ૧૭

---

૧ કાંઇ અંતરગૃહ માંહિ. ૨ વિહંગ વાંણી બોલીઉ. ૩ સરખું સુંદર સુવાંન. ૪ કાઇક ઇછાયિ. પાંન. ૫ દ્રાખ આંબિલી ફલ. આરોગીયાં. ૬ રાંણીઇ ખવરાવીયાં. ગ્રહી નિ હાથિ. ૯ કીધૂ નાંમ. ૧૦ શીખીયા. ૧૧ વરદાંન. ૧૨ વિય. આંણિ. ૧૩ કિમ. ૧૪ સંબંધ. ૧૫ પ્રસન. ૧૭ કઉતક. સાવધાંન. ૧૮ વંધ્યાટવી અભિધાંન. ૧૯ પશ્ચમ. મધ્યદેશ અલંકાર. ૨૦ જાંણીઇ. ૨૧ તરૂ ૨૨ પ્રેમ.

ખડગ, શિલીમુખ, સિંહનાદિ ભયંકાર અપાર,
રક્તચંદન મહિષ સુત, કાત્યાયની આકાર. ૨૯
ગજઘટા ચમરિ કરી જે રાજનીતિ સમાન;
જાણીઇ રાં જાનકી, લવ કુશ કરી સંતાન; ૩૦
૫ શરસમૃદ્ધિ વ્યાસ, જાણી સમરભૂમિ સુધન્ય;
વૃક્ષ વાનર ચડિ છિ, જાણીઇ પતાકા અર્જુન; ૩૧
વેત્રલતાઇ કિંહીઇક દુર્ગમ જાણી રાજદ્વાર;
વિરાટનગરી જાણીઇ, શત કીચક જેણિ ઠારિ; ૩૨
દર્ભ ચીર અનિ જટાના ધારણિ કિંહી ઠામિ,
૧૦ જાણીઇ છિ ધૃતવ્રત, મૃગચમર શૃંગી નિકામ; ૩૩
સપ્તપર્ણિ કાહાવિ ભૂષિત, અસંખ્યાતાં પત્ર;
સુણું, રાયજી, તેહ અટવી પુષ્પવતી ઇ પવિત્ર. ૩૪

તેહ મધિ દંડકારણ્યિ અગસ્તનુ આશ્રમ.
જન્મભૂમિ જ તિહાં જાણી ઊપનુ શું ધર્મ ! ૩૫
૧૫ પ્રાર્થનાથી દેવની જેણિ ઉદધિ કીધું પાન;
ઇંદ્રલોકથી પાડિઉ શાપી નહુષ રાજાન; ૩૬
વિંધ્ય વાર્યુ વાધતુ ગિરિ મેરુ શું પ્રતિપક્ષ;
મુનિનિઇ જે મારતુ, વાતાપિ કીધુ ભક્ષ; ૩૭
લોપામુદ્રા સતી નારી, બ્રહ્મચારી તન;
૨૦ તે કુંભયોનિ અગસ્તિનૂં સુંદર અતિશિ વન; ૩૮
દશરથનિ વચનિ કરી જિહાં જઈ વસ્યા શ્રીરામ;
ચરણ કરી ચાલવિ પાવન ભૂમિ જે અભિરામ; ૩૯

---

૧ પટગ શલીમુખ. ભયંકર. ૩ સમાંનિ. ૪ જાંણીઇ. જાંનકી. ૫ જાંણિ. સદંન. ૬ વાંનર. અરજુંન. ૭ કિંહીએક. ૮ જાંણીઈ કીચકરાન ચેણિ. ૯ નિ જટા વનકલ ધારણી ચેણિ. ૧૦ જાંણીઇ ધૃતમત છિ. ચર્મ શૃંગ નિકાંમ. ૧૧ સપ્તવર્ણિ ભૂષિત કાહાવિ અસંખ્યાતા. ૧૨ શ્રણુ. ૧૩ મધિ એક દંડકારણિ તિહાં અગસ્તનુ. ૧૪ જાંણીઇ તિહાં ઉપનુ. ૧૫ દેવની પ્રાર્થનાથી ચેણિ ઉદધી. પાંન. ૧૬ પાડીઉ. શાપી નિ નહુષ રાજાંન. ૧૭ ચેણિ વંધ્ય. ૧૮ કધુ. બ્રહ્મચારી. તંન. ૨૦ વંન. ૨૧ વસ્યા. રાંમ. ૨૨ કરિ. પાવંન ભૂમિ અભિરાંમ.

કુસુમ ત્સેતાં લીસાં જેણિ સ્પર્શ હોઉ સંગ,
રક્ત પલ્લવ વૃક્ષના જાનકી કરનિ રંગિ; ૪૦
રામિ રાક્ષસ મારિઆ નિ રક્ત સીંચ્યાં મૂલ,
તેણિ જાણી અરુણ પલ્લવ વૃક્ષના આનુકૂલ; ૪૧
૫ અદ્યાપિ જિહાં ઘન ગાજતુ સાંભલી વનિ પ્રકાશ
રામધનુષશબ્દ સંભારી મૃગ ત્યજિ છિ ઘાસ; ૪૨
કનકમૃગ થઈ આવિઉ જિહાં કપટિ રાક્ષસ ક્રૂર
રામ લક્ષ્મણ ગયુ લેઈ આશ્રમથી અતિ દૂર,
રામા રાવણ હરી ગયુ રામનિ થયુ વિયોગ,
૧૦ રાક્ષસકુલનિ નાશ કરવા ત્તણી ઊપનુ રોગ; ૪૪
જિહાં રામબાણિ છેદિઉ પડ્યુ દૈત્યનુ કર જેહ,
શાપથી શૂં મૂકાણુ રા નહુપ અજગરદેહ. ૪૫
તે આશ્રમથી અતિ વેગલું નહિ પંપા સર સુવિશાલ.
જાણી સાગર શોષિઉ બીજુ રચ્યુ તતકાલિ. ૪૬
૧૫ ઉદ્ધરી આદિ વરાહિ ધરા કાઢિ જેહ,
જાણીઇ શું ગર્ત થયુ નિ ઉદક પૂરણુ ત્યાંહ. ૪૭
રક્ત નીલ નિ શ્વેત અંબુજ; કરિ ગુંજારવ ભૃંગ;
હંસ વરટા રમિ રંગિ; બહુ અવરિ પતંગ. ૪૮
રમિ બહુ શવરાંગના અપ્સરાઓપમ અંગ;
દૂર્વાંકુરનિ લોલિ તીરિ ચરિ કુરંગી કુરંગ. ૪૯
દેહ પંકિ લિપ્ત તાંહાં બહુ કરી ઊભા તીર,
જાણીઇ આકાશથી ઘન લેવા આવ્યા નીર. ૫૦
નિત્ય નિત્યઇ કરિ તાપસ; વેદ કેરા નાદ;
પદ્મસર સોહામણું અવલોકિ કરિ આહ્લાદ. ૫૧

૧ લીલાઇ. ૨ જાનકી. ૩ રાંમિ. મારીઆ. શીચ્યાં. ૪ તેણિ કરી જાણે. વૃક્ષનાં. ૫ વનિ. ૬ રમિ. ૭ તિહાં કનક મૃગ થઇ આવીઉ રે કપટી. ૮ રાંમ. લેઈ ગયું. ૯ રાંમા. રાંમનિ. ૧૦ ઊપનુ જાંણિ. ૧૧ રાંમબાંણિ છેદીઉ. ૧૨ જાંણે. મૂંકાંણું. નહુપ. ૧૩ નહી. ૧૪ જાણે. શોષીઉ. ૧૫ આદિ વારાહિ ઉધ્ધરી રે. યાંહ. ૧૬ જાંણીઇ. થયું. ૧૭ શ્વેત, અંબુજ. ૧૮ અવરિ બહુ. ૧૯ શવરાંગના. ૨૦ ચાર મૂગી. ૨૧ તિહાં બહુ. ઉભા. ૨૨ જાંણીઇ. ૨૩ સોહામણું કરિ અવલોકિ આહ્લાદ.

તે સરોવર તીર ઝરણ તાલ દીસિ સાત,
જાજરા કીધા અછિ જે રામબાણનિ ઘાત ૫૨
તે તરખંડનિ સમીપિ શીમલિ વૃક્ષ વિશાલ
મૃત અજગરિ વીટિઊં, જાણી રચ્યૂ આલવાલ. ૫૩
૫ શાખાઇ નિર્મોક, જાણી ઉત્તરીય વસન
ચહુ દિશિ વાધી ડાલિ, જાણી એહેરા માન ગગન ૫૪
વેલિ વીટાણી ઘણી તે દીસિ એહ પ્રકાર,
જરાજૂરણ દેહ ની નીસરી નસ બાહારિ ૫૫
અનેક શાખાઇ કરી, નાગિશેખરનૂ જે લાસ્ય
૧૦ સહસ્ર ભુજિ કલ્પાત કાલનૂ, નઇ દેખાડિ હાસ્ય ! ૫૬
ઊર્ધ્વ પડવા ભિ ભસી પવનનિ વયણુ જાણી,
નંદન વનની શોભા જોવા વાધિઉ શ્રુ પ્રાણિ ! ૫૭
તુલિ કરી નિ ધવલ શાખા દીસિ અતિ આકાશ,
ક્ષીણોટા રવિ અશ્વિ જાણી નાખિયા લેઈ શ્વાસ ૫૮
૧૫ ગગનિ કપોત ઘણા થકી જે વનગી મધુકર માલ,
જાણી લોહોની શૃખલાઇ બાંધિઉ છિ કગલ. ૫૯
કોટર માહા પખી કરી 'ઇ સઇ ઇમ જણાય.
શકુનિનિ સગિ કરી તે દુર્યોધન સમ થાય ૬૦
દડકારણ્યનુ નાયક જાણીઇ વૃક્ષ તેહ અનુપ
૨૦ ( વૈશપાયન ઉચ્ચરિ ) સાભળુ સાચૂ ભૂપ ! ૬૧

કડવૂં ૪.

રાગ રામગ્રી

અતિ ઊંચુ નિ શાખા મૂઢ જી વનકલિ ઢાકી કોટર ગૂઢ જી ૧

૧ તે સરોવરની તાલ ઝરણ દીસે છે તે સાત ૨ જાજરા જે કીધા છિ રામબાંણનિ ઘાત. ૩ તરખંડનિ એક શીમનિ રમાલ ૪ વીંટીઉં જાણે રચ્યૂ તે બાલ ૫ શાખાઇ જાણે વસન ૬ ચહુદિશિ જાણે માન એહેરા ઘન ૭ વધી વીંટાણી ૮ જરા દેહે કરી નસ નીશરી છિ બાહારિ ૯ શાખાઇ શશીશેખરનૂ, ૧૦ ભુજ નહી ૧૧ જાણિ ૧૨ વાધીઉ ૧૩ તુલિ શાખા અતિ ૧૪ ગગનિ અશ્વે ક્ષીણોટા જાણે નાખ્યા છિ લેઇ શ્વાસ ૧૬ જાણે શખલાઇ બાંધ્યુ ૧૭ માહિ પખીઈ ૧૮ દુર્યોધન ૧૯ દડકારણ્યનુ જાણીઇ ૨૦ '૪' નો આંક નથી, ૨૧ 'રાગ રામગ્રી' નથી ૨૩ ઊંચૂ નિશાખા વનકલે ઢાન્યા કોતર

ઢાલ,

ગૂઢ કોટરે પત્ર છાહ્યાં. જોઈ વસમુ ઠામ
શુકસમૂહ અનેક આવી કરિ તિહાં વિશ્રામ. ૨
પત્ર વિહુણાં પાંખડી કરી પંખી દીસિ પાન.
૫ દિવસ રજની તિહાં રહિ છિ જાણી ઉત્તમ સ્થાન. ૩
ભક્ષનિ ભાવિ કરી જિહારિ ઊડિ સઘલાં સંગિ,
ઇંદ્રધનુષની ઉપમા આકાશ દીસિ રંગિ. ૪
હરિણરુધિરિ રક્ત જાણી વ્યાઘ્રનખ શુક ચંચ
ચણ ગ્રહી શાવક સવે મુખિ આરોપિ અતિ મંચ. ૫
૧૦ એક કોટર માંહિ રહિ તિહાં માહરાં માત નિ તાત.
વૃદ્ધ વય એક પુત્ર હૂં જણિઉ. સુણીઇ રાયજી! વાત. ૬
પ્રસવતાં પીડાઇ માહારી માતા પામી મરણ.
પિતા શોક વીસારિઉ પંખિણીનુ મુઝ શરણ. ૭
જનક માહારુ જરાજૂરણ, કિહીં પડ્યાં ફલ જેહ
૧૫ કીરકરડ્યાં, આણી મુઝનિ ખવરાવિ અતિ નેહિ. ૮
અલ્પ પિચ્છ નિ શિથિલ કાયા, અંગિ અતિ ઘન કંપ;
જરાઇ સંતાપકારિણી દેઇ તન સકિ ઝંપ. ૯
મૂકિ ખાતાં ઊગરિ, તે કાયિ કરિ તાં આહાર.
પિતા પોષણ માહરૂં કરિ પ્રાણી પિરિ તેણિ હારિ. ૧૦
૨૦ એક સમિ રવિ ઊગતિ અતિ સંધ્યા રોહિતરાગ,
આથમિ શશી હંસ જાણી વૃદ્ધતા પરભાગ. ૧૧
કિરણ રવિ નિરક્ત દીસિ ઉપરિશાખા નગ.
કરી કલરવ ઊડતા શુક પિક નાના ખગ. ૧૨

---

૨ કોતર. છાહાં. જોઇ. ઠાંમ. ૩ અનેક શુકના સમૂહ. વિશ્રાંમ. ૪ પાંખડીઇ પંક્ષી કરિ. પાન ૫ દીવસ. રહિ ઉત્તમ જાંણી સ્થાંન. ૬ ચેંકારિ. ઉડિ. ૭ ઇંદ્ર ૮ હરીણ. જાંણી. નખ શુકચચુ ૯ ગ્રહી લિ શાવજ મવિ મુખિ. ૧૦ માહિ. ૧૧ વિય. વાણીઉ સુણીઇ. ૧૨ પ્રસવ હુતાં. પાંમી. ૧૩ પીતાઇ. વીશારીઉ. પંખિણીનુ. ૧૪ માહારો જરજૂરણ. કિહી. ફલકણ. ૧૫ ખવરાવિ તેહ. ૧૬ પિછ. શ્રથલ કાઆ. ૧૭ સંતાપકારિણી જરાઇ. ૧૮ ખાતા. થાઇ. ૧૯ કરિ માહારૂં એણી. ૨૧ આથિમિ. જાણે વૃદ્ધતહ. ૨૨ શાખા. ૨૩ કરિ. પીક. ખગ.

શ્યામ નભ અગ્નિહોત્રધૂમિ. ચક્ર ચક્રી અશોક.
કમલકલી વિકાસ થાઇ. ઉલૂક નહિ અવલોક. ૧૩
સુગંધ પરિમલિ પુષ્પના મંદ મંદ વાઇ પવન.
શુક સવે ઊડી ગયા નિ શૂન્ય સરખૂં વન. ૧૪

૫ તેણિ સમિ મૃગયા તણુ અતિ કોલાહલ તે થાય.
શશક સૂકર મૃગ તણાં જે જૂથ, દિશિ દિશિ જાય. ૧૫
શબ્દ સાંભિજ઼ કરિ ભયના; કલભના ચીત્કાર.
ભીત થયુ, જે તાત માહારુ, સુણી હાહાકાર. ૧૬
પીઠુ તાતની પંખ માહાં હૂં રાખવા નિજ પ્રાણ.
૧૦ ઠામિ ઠામિથી આવતા નગરોચિ દીસિ બાણ. ૧૭
ભયિ આકુલ હૂં થયુ; નિ નયન આવિ નીર.
શબ્દ એહવા સાંભલી નિ અતિ ઊકાંટુ શરીરઃ– ૧૮
ભાઇ ! આ તાં મારગ ગજનુ; મહિષ મોટાં શૃંગ;
ખડગનુ તાં એહ મારગ; સૂકર, રોઝ, કુરંગ. ૧૯
૧૫ તીતર તાં અહીં બોલિ છિ, ચડકલાં, લાવ્રાં, મોર.
અહીં મૃગલી વ્યાઈ છિ, જિણિ રુધિર ભૂમિ કઠોર. ૨૦
વૃક્ષિ ચ્હડ; ભાઇ ! જાલ બાંધુ; મેહેલ નિ માહા શ્વાન;
વાટ રૂંધુ સૂઅરની; કો કરુ ધનુષ સંધાન. ૨૧
ધરુ એ મૃગ, રખે જાઇ; રહુ, મેહેલૂં તીર;
૨૦ એણી દિશિ કાંઇ સાંભલુ રે શબ્દવેધી ધીર ! ૨૨
પંખીની જેષ્ટિકા સાધુ; મેહેલુ શક્ર બાજ;
મૌન કરુ, રે નાસશિ; ચણુ કાંઇ મેહેલુ સાજ. ૨૩
ઇમ માંહોમાંહાં બોલતા મિં સાંભલ્યા નિષાદ

૧ શાંમ નભ. ૨ વિકાશ. ઊલૂક નહી. ૩ સુંગધ પરિમલ. પવંન. ૪ શૂંન્ય સરખૂં વંન. ૫ તેણે. ૬ શૂકર. યે યૂથ. ૭ ચીતકાર. ૮ માહારો સુણી. ૯ હું પિઠો. પંખમાં રાખવા નિજ પ્રાંણ. ૧૦ બાંણ. ૧૨ ઉકાંટો. ૧૩ મહીષ. ૧૪ ખડગનુ. શૂકર. ૧૫ અહી. ૧૬ જેણિ. રુધિર.૧૭ શ્વાંન. ૧૮ રુધુ. કરો. સંધાંન. ૧૯ રખે. મેહેલું ૨૦ દિશિ સુ કાંઇ. ૨૧ પંખીની યેષ્ટિકા. સાંધુ મેહલું. ૨૨ કરો. કાંઇ ચણ. ૨૩ એમ માંહોમાંહિ.

(કાંઇ તાં દીઠું નહીં), તેણિ ઊપનુ વિષાદ. ૨૪
ગુફા માંહાંથી, બાણુ વાગિ, નાદ કરિ મૃગરાજ.
જૂથ નાસિ ગજ તણા, નિ સૂકર રોઝ સમાજ. ૨૫
કરતલિ વાજિ કરી ગાજિ; પંખી ઉલ્કાપાત;
૫ બાણુ છૂટિ, ગણુ ત્રૂટિ ધનુષના આઘાત. ૨૬
ધ્રૂજિ ધરણી; નાસિ કરિણી; હરિણી ગર્ભનુ દ્રાવ.
મહૂરતમાત્રિ મંદ થ્યુ તે કોલાહલ વિદ્રાવ. ૨૭
કુતૂહલથૂં જોવાનિ મિ કોટ કાઢી બાહારિ.
એ છિ શું, એ દીસિ શું ? જોવા લાગુ તેણિ હારિ. ૨૮
૧૦ તિહાં સૈન્ય દીઠૂં શબરનૂં મિ મહા ભયંકર ઘોર;
જાણીઇ જમદૂત ટોલિ મ્યલા કરતા સોર: ૨૯
જાણી હૈહયિ બાહુ સહસ્રિ આલોડ્યૂં અતિ ક્રૂરિ
ઊલટ્યૂં દુહુ દિશિ થકી નર્મદા કેરૂં પૂર; ૩૦
જાણીઇ ટોલિ મ્યલી નિ આવી બહુ કાલ રાતિ;
૧૫ પરગટ્યૂં પાતાલિથી શૂં દાનવકુલ કરી ધાત; ૩૧
જાણી અંજનશિલાના બહુ સ્તંભ ટોલિ જાઇ;
ખરદૂખરનૂં સૈન્ય શૂં પરગટ્યૂં ભૂંઇ જણાઇ; ૩૨
જાણીઇ શૂં ગાજિ ઘન ઇમ વન દીસિ અંધકાર;
પિશાચ પોઢા અતિ ઘણા તે કરતા 'મારિ મારિ.' ૩૩
૨૦ સેનાપતિ તવ શબરનુ મિ દીઠુ સૈન્ય મુઝારિ;
પ્રથમ વય; અતિ કર્કશ, માટિ લોહઘટિત આકાર. ૩૪
એકલવ્ય જાણી અવતર્યું. એ મોટો નિ મૂછાલ;
શ્યામ વપુ નિ વક્ર કુંતલ; ભયંકર જાણી કાલ; ૩૫

---

૧ કહિઇ. ઉપનૂ. ૨ ગફા માહાથી. ૩ સ્યૂથ. ૪ કરતલે. પંષી. ઊલ્કાપાત. ૫ બાંણુ. ૬ ધરણી. ૮ કુતોહલશૂં. ૯ એ સૂં છિ એ સૂં દીસિ છિ. તેણે ૧૧ કરતાં. ૧૨ જોણે. હૈહય. સહસ્રે. ૧૩ ઉલટ્યૂં. ૧૪ જાણીઇ ટોલે બહૂ. ૧૫ પાતાલિથી શૂં પરગટ્યૂં. ૧૬ જોણે. બહૂ ટોલે જાય. ૧૭ ભૌ પરગટ્યૂં જણાય. ૧૮ જાણીઇ. ઘન ગાજિ. એમ ૧૯ મારિમારિ. ૨૦ સૈન્યાપતિ. ૨૨ જાણે. મૂંછાલ. ૨૩ શાંમ. જાણે.

રક્ત લોચન, મુદ નખવટિ, જાનુનમિત પાણિ:
અરણ અમર પિહિરિઆ નિ ધર્યાં ધનુષ નિ બાણ ૩૬
શ્વાન ભગિ અતિ ઘણા નિ નિષાદ છિ બહુ સાથિ
કુણિ ચમરી વાલ ગ્રહ્યા, ગજદંત ગ્રહ્યા કુણિ હાથિ. ૩૭
૫ મધુના પુડા પણિ કો કન્હિ, કુંભ કો કન્હિ મદ્ય.
કુણિકિ આમિષ ધર્યૂ જે મારિયા મૃગ સદ્ય ૩૮
મયૂરપિચ્છના ભાર કર માહા, દિગંબર જાણી મોય
કાતી કર માહા જેનિ, જાણી ક્રૂર રાક્ષસ હોય. ૩૯
કાકપીઆ માથિ કુહુનિ, નીલ તરુના પત્ર
૧૦ સાહાવા કારણિ સાવિજનિ કુણિકિ ધર્યૂં છિ છત્ર. ૪૦

## કડવૂં ૫.

રાગ રામગ્રી, યતિ તાલ.

મેરક કિહિતા મિ સાભલ્યૂ માતગક નામ.
ચાલી વેગિ તે આવિઉ શીમલિ તરુ ઠામિ.
૧૫ મિ મનિ જાણ્યૂ, એ પાપિઉ ધિક ધિક અવતાર !
જાણીઇ છિ વનિ આવિઉ કરવા નિ સહાર. ધ્રુવપદ. ૧
ધરમ કરમ એહવા કરિ નરમાસ ઉપહાર.
નિંદિત જે અતિ સાધુનિ, મદ્ય આમિષ આહાર. મિ૦ ૨
શાસ્ત્ર સાભલવા એહનિ ભોલિ જે શિઆલ
૨૦ ગુરુ ઉપદેશક એહના જે ઘૂક કજાલ. મિ૦ ૩
રાજ્ય અરણ્યઅટવી તણુ. સિંહ શૂ સહવાસ.
વિચાર વાટ રૂધ્યા તણુ. માયા ગલિ તે પાશ મિ૦ ૪
રુધિર પશુનિ આચરિ દેવના અરચન

૧ આજાનુવલિત પાણિ ૨ પિહિરીયા બાણ ૩ શ્વાન ૪ ચરીમાર ગ્રહ્યા છિ ૫ પીડા પાણિ કૂહનિ ૬ મૃગ માર્યાં ૭ મયુરપિછ માહા જાણે ૮ માહિ પેહનિ જાણે મેય ૯ તરૂ ૧૦ સાવજનિ ૧૧ કડવૂ ૫'નથી ૧૨ 'રાગ રામગ્રી' છે નહિ જિત તાલ ૧૩ કેહિતાં માતગક એક નામ ૧૪ આવીઓ ધ્રુપદ ૧૮ નંદિત પે ૧૯ શીઆલ ૨૦ ઉપદેશક જે ગુથુ નાની જાલ ૨૧ મિહિવાસ ૨૩ રૂધીર પશૂનિ આચરિ એ અરચન

માંસ નિવેદન દેવનિ. ચોરીઇ જીવન. મિ૦ ૫
શકુનિ ખવરાવવૂ તે જ તા બલિદાન.
હોમ જે પાવકિ શેકવૂં. પાસિ અતિથ તે શ્વાન. મિ૦ ૬
ભૂપણુ મણિ મહા સર્પના. મિત્ર તે માહા ચાપ.
૫ શિલીમુખ સહાય તે, જાણીઇ શૂં સાપ ? મિ૦ ૭
એણી પિરિ હૂ ચીતવી કોટર માંહાં પીઠુ.
તે તરપલ્લવ પાથરી વૃક્ષ હેઠલિ બીઠુ. મિ૦ ૮
એટલિ એકિ આપિઉ તેહનિ કરિ આણી
પડિઇ પલાશના પત્રનિ, તેણિ પીધૂં પાણી. મિ૦ ૯
૧૦ વીસામુ કરી ઊઠિઉ સેના તે સવિ સંગિ;
ઈછાં આધુ સાંચર્યુ અતિ દારણુ અંગ. મિ૦ ૧૦
એક વૃદ્ધ વ્યાધ બીઠુ રહ્યુ માહાંથુ વીસામ્યુ;
રહ્યુ રહ્યુ તે ચીંતવિઃ 'હૂં કાંઇ માંસ ન પામ્યુ !' મિ૦ ૧૧
પીતુ હુઇ જિમ અહ્મ અસુ, તિમ દૃષ્ટિનિ વાલી
૧૫ ચડવા કેરિ કારણિ કોટર રહુ નિહાલિ. મિ૦ ૧૨
શિયાળાની પિરિ ઘણૂં આમિષનુ લાલસ
વેગિ વૃક્ષ ઊપરિ ચડુ છાંડી નિ આલસ. મિ૦ ૧૩
ગુંમારવ બહુ ખગ કરિ દેખી કર માંહાં ફાંસી.
જેહનિ પાંખ આવી હૂંતી, તે તાં ગ્યા નાસી. મિ૦ ૧૪
૨૦ જીવ ગયા કેટલા તણા તેહ દેખી પ્રાણી;
કેટલાએક હેઠા પડ્યા તેહનુ ભય મનિ આણી. મિ૦ ૧૫
માહારુ તાત રુદન કરિઃ–'હવિ શી પિરિ થાશિ ?
પાંખ પૂરી આવી નથી; આણિ કિમ નસાશિ ?' મિ૦ ૧૬
નાહાનાં નાહાનાં બાચડાં ચગચગતાં તે માર્યાં;

૨ ખવરાવવૂં તેહ જ તાં. દાંત. ૩ જે અનીય. ૫ શલીમુખ. જાણીઈ શૂ. ૬ કોતર માંહિ પિઠુ ૭ તરૂનાં. બિઠુ. ૮ આપીઉં. આંણી. ૯ પડીઇ પલાશપત્રનિ. ૧૦ વીસાંમુ. ઉઠીઓ. ૧૧ ઈછાઇ. ગાંચર્યો અતિગિ. ૧૨ બિઠુ માહિથુ વીસાંમ્યુ. ૧૩ કાઇ પાંમ્યુ. ૧૪ યમ અહ્મારા પીતુ હુઇ નિમ. ૧૬ શીયાળાની. આમીષનુ લાલાસ. ૧૭ ઊપરિ. આલાસ. ૧૮ બગ. કરમાં ફાંશી. ૧૯ પાંપ. હુતી. નાશી. ૨૦ દેપી. ૨૧ તાત રહુ રૂદન. ૨૨ પાંપ. આંણિ.

લોલા જાણીઇ માંસના તેહવાં કરિ ધાર્યાં. મિં૦ ૧૭
વૃક્ષ થકી વસુધાતલિ મારી મારી નાંખિ.
ખીહીતુ માહારુ આપણ્ઠ મૂહિ પાંખ માંહાં રાખિ. મિં૦ ૧૮
ખૂણિ અહ્મો ખીસી રહ્યા. પાપી પાસિ આવ્યુ;
૫ ઝાલવા કારણિ તાતનિ વામ પાણિ ચલાવ્યુ. મિં૦ ૧૯
ભુજ ભયંકર અતિ ઘણૂ જાણી અજગર બાલુ;
શકુનિ ગ્રસવા કારણિ આવ્યુ જાણી કાલુ. મિં૦ ૨૦
જાણીઇ દંડ શ્રૂ જમ તણ્ઉ. કરિઇ ચચુના ઘાત,
પ્રાણ રહિત તેણિ કર્યૂં તવ તે માહારુ તાત. મિં૦ ૨૧
૧૦ હૂં પાંખ માહા પીસી રહ્યુ. અતિ સૂક્ષમ તન,
દીઠુ નહિ તેણિ વ્યાધિ હૂં, ભયિ પિડિત ઘન, મિં૦ ૨૨
આયુ શેષ માટિ વલી. દૈવિ જાણ્ઉં રાખ્યુ.
મુઉ જાણી માહારુ તાત તે મહી માંહિ નાંખ્યુ. મિં૦ ૨૩
હૂં પાગ વિચિ પીઠુ થકુ સાથિથી તાં પડિઉ.
૧૫ ભૂપ ! સુણ્ઉ. ભાવી ભણી તેહની મીટિ ન ચડિઉ. મિં૦ ૨૪
પુંજ તાંહાં સૂકાં પત્રનુ કીધુ હંતુ સમીર,
તે ઉપરિ આવી પડ્યુ. વાગૂં ન શરીર. મિં૦ ૨૫
વ્યાધ જિહાં લગિ ઊતરિ, સંભાર્યૂં મિ આપ,
હૂં ભયિ નાઠુ તિહાં થિકી. મુઉ મેહેલ્યુ બાપ ! મિં૦ ૨૬
૨૦ કહિણ રિદિ તવ મિ કર્યૂં; મેહેલી આવ્યુ સ્વામી.
સ્નેહધરમ જાણ્યુ નહિ પ્રાણ ત્યજવા ઠામિ ! મિં૦ ૨૭
કાંઇએક પાંખ જે પરગટી, તેણિ ભયથી ત્રાહુ
તમાલ તરુના મૂલ માંહાં છાનુ જઈ નિ નાઠુ. મિં૦ ૨૮

---

૧ જાંણીઇ. ૨ વસુતલિ. નાંષિ. ૩ પાંષ. રાષિ. ૪ અહ્મો એકિ ધૂંણિ બિશા. ૫ પાંણિ. ૬ જાંણે. ૭ આવીઓ. જાંણે નકુનિ કાલ્ઉ. ૮ જાંણીઇ. યમ. ૯ પ્રાંણ રહીત. કર્યો ૧૦ પાંષ માહિ પિશી. શૂક્ષમ તંન. ૧૧ ભયે પીડિત. ઘંન. ૧૨ તેણિ વ્યાધિ હૂ દીઠુ નહી. જાણે રાષ્યુ. ૧૩ મૂઓ જાંણી મારૂ. માહિ નાષ્યુ. ૧૪ વિચિઇ. પિઠુ. પડીઉ. ૧૫ શુણું તેહની મીટિ. ચડીઉ. ૧૬ તાહાં. પત્રનું. ૧૭ ઉપરિ. પડયો. નહી. ૧૯ મિ. મૂક્ર. ૨૦ રીદિ. સ્વાંમિ. ૨૧ જાણ્યુ નહી પ્રાંણ. ઠાંમ. ૨૨ કાંઇ એક પાંષ. ભિથી. ૨૮ છાંનુ.

પાપી હેઠુ ઊતર્યુ; પંખી પડિઆ લીધા;
શબરની પૂઠિ સાચરુ; વેગિ [1]પગ તે દીધા. મિ૦ ૨૯
તેણિ હૂં દીઠુ નહીં. કાંઇ આયુનુ યોગ!
કિમહિ ટાલ્યુ નવિ ટલિ ભાગ્ય કેરુ ભોગ. મિ૦ ૩૦
૫ હૂં અનિ દૂખિ આકલુ; કાંઇ એ નવિ સૂઝિ;
મૂલ માંહિ પીશી રહુ. કાયા અતિ ઘન ધૂજિ. મિ૦ ૩૧

## કડવૂં ૬.

રાગ વિરાડી.

તાતશોક મૂર્છિ પડતા પ્રાહાર તરપા લાગી તેણી વાર.
૧૦ મુખ સૂકિ નિ ધૂજિ દેહ; હા હા! કષ્ટ તણુ નહિ છેહ. ૧
વ્યાધ વેગલુ ગઉ જાણિઉ. જલ વિણ રહિ નહીં પ્રાણિઉ.
કાઢી કોટ નિહાલું બાહારિ; વ્યાધ ગયાં દિશિ જોઈ ચ્યારિ. ૨
તરણૂં હાલિ તાં જેટલિ, જાણૂં દુષ્ટ આવ્યુ તેટલિ.
બીહીતુ બીહીતુ હૂં નીસર્યુ; જલ જોવા કારણિ પરવર્યુ. ૨

૧૫ ડગલિ ડગલિ હૂં અડવડું; પાખ વિના મુહ ભણી આખડું;
નયન થકી ચાલિ અતિ નીર; ધૂલિ ભરાણૂં સરવ શરીર; ૪
કાયાનિ અતિ કષ્ટ તે થાય, તુહિ જીવવા કરૂં ઉપાય.
રાય! ઘણૂં શૂં કહીઇ કથી? પ્રાણ સૂં કાંઇ વાહાલ નથી. ૫
તિણિ કરિ, તતક્ષણ મુઉ તાત, તે સવિ વીસારી મિ વાત!

૨૦ તેહ વેદના દારણુ સહી. મુઝ સમુ કો નિષ્ઠુર નહીં! ૬
ભૂખ્યા રહી જિણિ દીધૂં ભક્ષ, પાલ્યુ સ્નેહ કરી સમક્ષ,
ને દોહિલિ ઊછેરુ અપાર, તે મુઝ વીસરિઉ ઉપકાર! ૭
જનની જનક ગયાં પરલોક, તે મિ વીસાર્યુ સવિ શોક;

---

૧ પંખી પડીયા. ૨ સાંચરે. ૩ નહી. આયુ કેરૂ. ૪ યે ભાગ્ય કેરુ. ૫ અનિ દૂખિ. કાંઇ એ તે. ૬ પિશી. ૭ 'કડવૂં ૬' છે નહિ. ૧૦ મૂખિ. ધ્રૂજે. નહી. ૧૧ જાણીઉ. નહી પ્રાણીઉ. ૧૨ નિહાલુ. ગયા. ૧૩ યેટલિ. ૧૪ બીહીતુ (૨). નીશર્યો. પરવર્યો. ૧૫ ડગલિ(૨). મૂહ ભરી આપડૂં. ૧૬ ભરાંણુ, ૧૮ ઘણૂ ૧૯ નહીતરિ. મુઉ. વીશારી, ૨૦ નહી. ૨૧ ભૂખ્યા. જેણે. ૨૨ તે દોહિલિ. વીશરીઉ. ૨૩ વીસાર્યો.

દેહ રાખવા કર્યું ઉપાય. કોઇ દુષ્ટ મુઝ સરખુ ? રાય ! ૮
શ્રાંત થકાં મિ નવિ હીંડાય; વિષમ વાટ; તનુ ધૂલિ ભરાય;
દુઃખાતુર અતિ; થાકા ચરણ; ઘણૂં ઇ વાંછૂં નાવિ મરણ. ૯
આવિ અંધાઇ લોચન; ધ્રૂજિ રિદિ; ન ચાલિ મન;
૫ પીડિ પિપાસા; વેગલ વારિ; ઢલી ઢલી પડું, રા, નિણિ ઠારિ. ૧૦

તેણિ સમિ સર તણિ સમીપ તપોવન સુત પાદપ નીપિ.
ઋષિ રહિ તાપસ જાબલિ, વનતુ પનિ, જિમ વાનર વાલિ. ૧૧
તેહનુ સુત સુંદર હારીત, વેદવિદ્યાવિનોદિ પ્રીત,
વિદ્યાર્થી સરખા સનિધાન. આવ્યુ કરવા કારણિ સ્નાન. ૧૨
૧૦ પ્રત્યક્ષ જાણી સનતકુમાર. જાણી પાવકનુ અવતાર.
તમ કનક સરખુ તનુરંગ; તપનિ તેજિ વિરાજિત અંગ. ૧૩
દક્ષિણ શ્રવણ સ્ફટિક મણિમાલ; ભસ્મ ત્રિપુંડ્ર ત્રિરેખા ભાલિ;
સ્ફટિક મણિનૂં સુઘટિત કર્યૂ વામિ કરિ કમંડલુ ધર્યૂ; ૧૪
કૃષ્ણાજિન ઊઢ્યું; કરિ દંડ; તેજિ અતિ ભાસિ બ્રહ્માંડ;
૧૫ ઉરિ ઉપવીત; પાણિ ઉપહાર, ગોમય, માટી, તિલ, કુશ સાર; ૧૫
કોમલ વનકલ પિહિર્યૂં અંગિ; મૃગના બાલક ચાલિઇ સંગિ;
વાટિ કરતુ બ્રહ્મવિચાર ચાલી આવ્યુ તેણિ ઠારિ. ૧૬
સહજિ, સાધુ તણાં જે ચિત્ત, દયા રૂપિણી રાખિ વિત્ત.
હૂં પડ્યુ દીઠુ જેટલિ, બોલ્યુ શિષ્ય પ્રતિ તેટલિઃ- ૧૭
૨૦ જાણૂં વૃક્ષ થકુ શુકબાલ ઝાલ્યુ છિ શીચાણિ કાલિ,
છૂટુ છિ ચંચાથી; આજ એ જીવતુ રાખુ માહારાજિ. ૧૮
પૂરી આવી છિ નહિ પાંખ; કરિ ઊડવા નિ અતિ ધાંખ;
સમી નથી રહી સકતી કોટ, દિ છિ વારિં ભણી પણ દોટ; ૧૯
મીચ્યાં લોચન, મુખિ નિશ્વાસ; વલી વલી ચાંચ કરિ છિ પ્રકાશ,

૧ રાખવા. કોએ. ૨ સરખુ. ૩ દુખાતુર. વાંછૂ. ૪ લોચંન. રીદિ. ચંન- ૫ ઢલી (૨). રાયજી. ૬ તપોવંન. ૭ રષિ ૯ સરખા. ૧૦ જાંણે. જાણે. ૧૧ સરખુ. ૧૨ ત્રિપુંડ ત્રિરેખા. ૧૩ વાંમ. કમંડલું. ૧૪ કૃષ્ણાજિ. બ્રંહ્માંડ. ૧૫ પાંણિ ૧૬ બાલિક. ૧૭ બ્રંહ્મ. ૧૮ સિહિજિ સાધુ. રૂપીણ રાખિ. વિત. ૧૯ જેટલિ. ૨૦ જાંણુ. શુંક. ૨૧ રાખું માહારાજ. ૨૨ નહિ પાખ. ધાંખ. ૨૪ મુખિ. વલી (૨)

જાણીઇ તરશુ છિ ઘણુ, ધુવિ મુખ ભર્યું એ તણુ.    ૨૦
માતા પિતાનુ પડ્યુ વિજોગ, ૨હુ જીવતુ તે દૈવી જોગ
હીંડી ન સકિ, ડગડગિ પડિ, એનિ ઊડતા નવિ આવડિ    ૨૧
લેઈ મેહેલુ પાસિ નીર, પાણી પી સુખ પામિ શરીર

૫ દયાનન મુનિ હાથિ કર્યું, લેઈ હ જલ પાસિ ધર્યું    ૨૨
સમી કરી હાથિ શ્રચય, ઉદક બિંદુ મુખિ મેહેલ્યા સચ,
પાખ પખોડી, છાટયુ દેહ જાણી જીવતુ કીધુ તેહ    ૨૩
કાદિ કમન તણા જ્યહા તણુ, છાયાઇ મેહેલ્યુ એકાતિ
વલી વલી મુઝ સાહામૂ જોય, જાણી જીવતુ હર્ષિત હોય    ૨૪
૧૦ મેહેલી નડ કમડલુ પાસિ નિત્ય કર્મ કીધૂ ઉહ્લાસિ,
પવિત્ર થયુ કરી પ્રાણાયામ, અઘમર્ષણ કીધૂ મન ઠામિ    ૨૫
રક્ત કમન રવિનિ દેઈ અર્ઘ ધરિયા વનકન ધીત મહર્ઘ
કમડલુ ભરિઉં શુચિ વારિ સાથિ મુનિમાનક પરિવાર    ૨૬
મહિ ગ્રહી તિહાથી નીસર્યું, તપોવન સન્મુખ સાચર્યું

૧૫ દીઠુ આશ્રમ અતિશિ રમ્ય કુનના ભારિ ન્યા નગ નમ્ય    ૨૭
પુષ્પિત, જાણી સદા વસત નવપલ્લવ જાણી ગ્રીષ્માત
એનારજના વાઇ વાય મધુકર મત્ત મધુર રવ ગાય    ૨૮
સુદર સહકારહ મજરી કોકિન ભોનિ ચચિ ધરી
નેતકની રજ ઊડિ અપાર, શ્વેતશરીર થયા કૃષ્ણશાર    ૨૯
૨૦ અતિશિ રાજિત દીસિ વન, રામચરણિ જે થયૂ પાવન
બાહારિથી મુનિ આવિ બહુ સમિધ પુષ્પ કુશ લેઈ સહૂ    ૩૦
મોહન મોર તણા રવ થાય, પ્રાવૃટ ઋતુ પામિ જણાય,

---

૧ જાણીઇ છિ તરશુ છિ મુખ ૨ પડ્યો દૈવિ ૩ દીઠી અનિ મવિ ૪ લેઇ પાણી સુખ પામિ ૫ કર્યો ધર્યો ૬ હાથે મુખિ ૭ પાખ પખોડી જાગે ૮ છાયાયાઇ મેહેલ્યુ ૯ વલી (૨) સાહામુ જાણે ૧૦ પાશ કમ્મ ઉલ્હાશ ૧૧ ઠામ ૧૨ વનકન ધૌત ધર્યા ૧૩ ભરીઉં પરવાર ૧૪ મૂહ્ર્નિ નીશર્યું સન્મુખ ૧૫ ફલભારિ ૧૬ જાતો જાતો ગ્રીષ્મઅત ૧૮ સહકારમજરી ૧૯ કેતકરજ કૃષ્ણસાર ૨૦ અતિસિ ગજિત વન થે પાવન ૨૧ બાહિરથી બહુ સમીધ પુષ્પ લેઈ કુશ ૨૨ પાવિ

હોમધૂમથી નીલ આકાશ; જલ નીહાર પડ્યૂં પર ઘાસ. ૩૧
વેદ ભણિ વાડવ માહા ઘોષ, જાણી ગૌ હીસારવ ઘોષ.
વૈશ્વદેવનાં જે બલિદાન, હંસ પોત પાસિ લિ માન. ૩૨
દંડ મુંજ મેખલા શણગાર, કરિઇ વેદાભ્યાસ કુમાર.
૫ કોએ કરિ વેદવ્યાખ્યાન; કોએ કથિ છિ બ્રહ્મજ્ઞાન; ૩૩
કોઇ યજ્ઞવિદ્યા અભ્યાસ, આગમમંત્ર મર્મ ઉદ્દાસ.
મૃગનાં બાળક ઉટજદ્વારિ રહ્યા રૂંધી માગિ છિ આહાર. ૩૪
ઋષિ પંક્તિ બોલિ છિ ત્યાગઃ અંતરિક્ષિ અમર રહ્યા લિ ભાગ.
કપિલકથિત દર્શન કારિકા વાદિ ભણિ કિહી શુક સારિકા. ૩૫
૧૦ કૃષ્ણાજિન યજ્ઞના પાત્ર, સ્રુવ, સ્રુચ, ઉલીલી નિ ચાત્ર,
મુસલ, ઉલૂખલ, પ્રણીતા, ખડ્ગ, પોતકાજિ ધરિયાં બહુ ખડ્ગ. ૩૬
કિહીં લેપન કરિ દારિકા; ભસ્મ તણી પંક્તિ વારિકા
કિહીં છાણિ છાંટિ. આંગણાં વિપ્ર પંક્તિઇ સેવ્યાં ઘણાં. ૩૭
કો બીડા ગાંઠિ રુદ્રાક્ષ; કો સ્ફાટિકની ગૂંથિ અક્ષ;
૧૫ કો વીંધિઇ કમલ કાકડી; કો વિદ્રુમની માલા ઘડિઃ ૩૮
કોઇક શુદ્ધ કરિ છિ દ્રાખ, બિલ્વ, આંબલાં, કદલીસાખ,
કર્કંધૂ, પનસ, કોકડી; કો ઉપવીત કરિ કોકડી. ૩૯
ધૂમઇ કરી મલિનતા જિહાં, ચિત્ત તણી અવરિ નહિ તિહાં;
રાગ શુકના મુખનુ રંગ, અવરિ નહિ કિહી કોપ પ્રસંગિ; ૪૦
૨૦ તીક્ષ્ણ કુશનાં અગ્ર સ્વભાવિ, નહિ કો પ્રાણિ તણા સ્વભાવ;
ચંચલતા કદલીદલિ નિત્ય, નહિ કો મુનિજન કેરિ ચિત્ત; ૪૧
કોકિલનિ નેત્રિ અતિ રાગ, નહિ પરનારી ઉપરિ રાગ;
કંઠગ્રહણ કમંડલુ તણૂં, અવરિ નહિ તે આશ્રમિ ભણૂં; ૪૨
સ્તનસ્પર્શ તે દોહોતાં ગાય, કુહુની કામિનીનુ નવિ થાય;

---

૧ પડ્યૌ. ૨ જાંણે. ૩ યે બલિદાંન. માંન. ૪ મુંજ દંડ. વેદાભ્યાસ કરિ. ૫ વ્યાખ્યાંન. બ્રંહ્મ. ૬ કોએક. ભસ્મ ૭ રુંધી. ૮ પંક્તિ. અંતરિ. અમર. ૧૦ શ્રુચિ શ્રુચ. ઊલી ૧૧ ઉદૂખલ. પિતૃ કાજ ધરીયાં. ૧૩ કિહી છાંણિ. વિપ્ર પંક્તિવિ શેવા. ૧૪ બિડા. આક્ષ. ૧૫ વીધિ. ધડી. ૧૬ કોએક સુધ્ધ. દ્રાખ. સાક્ષ. ૧૭ કાકડી. ત્રાકડી. ૧૮ ધૂમ કરી. જિહાં. નહીં. ૧૯ મુખનું. નહી. પ્રસંગ. ૨૦ નહીં. પ્રાંણી. ૨૧ દલ. નહીં. નહીં. ૨૨ નહી. ઊપરિ. ૨૩ તણું. નહી. આશ્રમે. ૨૪ સ્પર્શ. કુહુનિ કાંમિનીનું

ભમવૂં પાવક પાખલિ તહીં, શાસ્ત્ર વિધિ કોએનિ નહીં; ૪૩
વસુ શબ્દ કથા માંહા વહિ, તૃષ્ણાથી નવિ આવિ હહિ;

ક્રતુદીક્ષા વિધિ કરિ વધ કર્મ, અવરિ ન છાંડિ કોએ ધર્મ; ૪૪
ગણના જપમાલાની ધરિ, દેહની ગણના કો નવિ કરિ;

૫ યતિ મુનિ બાલનુ નાશ, મૃત્યુઇ નહિ તે આશ્રમવાસિ; ૪૫
રામનુ રાગ રામાયણિ કરી, નવયૌવનથી નહિ સુંદરી;

જરા કરી મુખભંગ વિકાર, ધનઅભિમાનિ નહીં લગારિ; ૪૬
ભારત માંહિ શકુનિનુ ઘાત, અવરિ નહિ તેણિ વનિ વાત.

વૃદ્ધ થયાં દ્વિજ કેરુ પાત; વિભૂતિ વહિ વિધિ વિખ્યાત; ૪૭
૧૦ શ્રીફલ વાંછા કપિનિ થાય; ઉદ્ભિદમૂલ અધોગતિ જાય;
ગીતવ્યસન હરિણિનિ હોય; ભોગ સર્પનિ; અવરિ ન કોય. ૪૮

એ આશ્રમિ આવ્યા તતકાલિ. બીઠા દીઠા મુનિ જાબાલિ
રક્તઅશોક તરુનિ તલિ. પૂજતનિ પરિ પુષ્પ તે ગલિ. ૪૯

શિરિ સોહિઇ પલિત શુભ જટા, જાણી ધર્મધ્વજા અતિછટા
૧૫ મન્મથ જીત્યા માટિ કરી શૂં શિવની સ્પર્ધાઇ ધરી; ૫૦

જાણી પુણ્યવૃક્ષમંજરી ઉજ્જ્વલ વાધિ રહી ફરહરી;
સ્વર્ગલોક જાવા નિ ચડી જાણી સુકૃતની દોરડી. ૫૧
નાભિછબિ સિત કૂર્ચકલાપ, વાધ્યૂં પુણ્ય થૂં બાલી પાપ.

દંતકિરણ ઉજ્જ્વલ અતિ ધોલ, જાણી કરુણારસકલ્લોલ. ૫૨
૨૦ ભસ્મ ત્રિપુંડૂ લલાટિ લસિ, ગંગા ત્રણ્ય પ્રવાહિ શૂં વસિ.
દીરઘ રોમિ ઢાંકયા કાન, જાણી શ્રવણ જીતવા ધ્યાનિ. ૫૩

---

૧ પાખલિ. ૩ અવરિ ન છાંડિ કોએ ધર્મ ક્રતુદીક્ષા બિના પટકર્મ. ૪ માલાની. ૫ બાલકનુ નહીં. વાસ. ૬ રામાનુરાગ રામાયણ. નહીં. ૭ જરાઇ મુખ. લગાર. ૮ નાહીં. ૯ થયા. વિનૂહિ. વિખ્યાત. ૧૦–૧૧ પંક્તિ ઉલટસુલટ છે. ૧૨ એહવિ. બિઠા. ૧૪ સોહિ. જાણે ૧૫ જાણે શૂં શિવસ્પર્ધાં ધરી. ૧૬ જાણે. વાધુ. ૧૭ જાણે સુકૃતની. ૧૪–૧૭ આ આઠ ચરણો અસલમાં ૧, ૨, ૫. ૭, ૪, ૩, ૮ ને ૬ એવા અનુક્રમમાં છે. ૧૮ કૂચ. જાણે વાધ્યું ઝાલતાં બાલી પાપ. ૧૯ ધોલ. જાણે કરુણા. ૨૦ ત્રિપુંડ. જાણે ગંગા ત્રણ્ય પ્રવાહિ વસિ. ૨૧ દીર્ઘ. કાન. જાણે. ધ્યાન.

વૃદ્ધપણાઇ ખાડા ગાનિ, ઊંચી હનવરી મોરી ટાનિ
લીના લટ ના કચ પાતેના, જાણી ઇદુ તારી ચ કના ૫૪
કરનાન જે નમ નીમરી દુર્ગનનાથી, દીમિ ખરી
ઇંદ્રિય અશ્વ અનશ જોઈ પાનિ જા ણ ગ્રિહિના ગખી ગરિ ૫૫
૫ જાતા મન કૂરકિ હોઇ નયન નાસિકા નમતી ડાટ,
નિમિ નરિ નહિથાગિ, જગદીન[1] જાણી કહિ ઠિ નામી શીશ ૫૬
ઊંચા સ્કધ વેત ઉપવીત નાનિ ગુણિ યુત સદા પુનિત
કર જપમાના સ્ફાટિક મણિ જાગી મરુ ભમિ ચાદની ૫૭
ઊઠ્યૂ વનકન ચેત નિશાન, બી નૂ જથા જાનૂ જાન
૧૦ ક્ષુધા કરી અતિ ઊંડ પેટ, મુનિ દીઠુ મહિરામણ બેટ ૫૮
સ્થિરતા ગિરિ ઉદધિ ગભીર નિર્મલતા ગગાનૂ નીર,
તેજિ તરણિ સોમ સમ શીન હૃદયની કોમલતા નવનીત ૫૯
દ્વિજપતિ જેતા ગરુડ સમાન જાણિ ગજ અતિ મોટા કાન
નિત્ય ઇ ઉદક તણો જિ આહાર, વડવાનન જાણી નિહિનાર ૬૦

૧૫ એહવુ મુનિ દીઠૂ જેટલિ, મિઇ ચીંત યૂ મનિ તેટલિ
અતિ દીસિ છિ તપનૂ તેજ આણિમાન વિચિઇ અતિ હેજ ૬૧
ધન્ય ધરા, જિહા એહના મુનિ[1] ધન્ય તાપસ, જે કરિ દર્શન[1]
ધન્ય ધન્ય માહારુ અવતાર, જે ઈ આવ્યુ આણિ ઠાગિ[1] ૬૨
અતિશિ મુનિ એ ઉત્તમમતિ ધન્ય એ મુખિ વસી સરસ્વતી[1]
૨૦ ધન્ય વેદ, એ નિ મુખ વસ્યા, બ્રહ્માના મુખથી જે ધસ્યા[1] ૬૩
ધન્ય ધન્ય આશ્રમ એ દેશ[1] કલિયુગ કરુ નહી પ્રવેશ,
જિહા આચરણિ કૃતયુગ સદા, ધર્મ ગહિ ચુડુ પાગિ મુદા ૬૪
એ વન દીઠિ તા નહિ શોક ચડિ લોકથી ઉત્તમ લોક

૧ વૃદ્ધપણા પાગ ઉજરી ૨ જાણેઇ ૩ પરી ૪ ઈંદ્રીય પાસ જાણે રાખી ૬ કિમ નહી થાઇ જાણે એકઠૂ કરી નામિ છિ શીસ ૭ શમોગુણ પુનીત. ૮ મણી જાણે ૯ યથા ૧૦ ક્ષુધાઇ અતિ મુનિ મહિરામણ ૧૧ ઉદધી ૧૨ હૃદય કોમનતા ૧૩ સમાન જાણે કાન ૧૪ યે વડવાનન જાણે ૧૫ તેટલિ મનિ ૧૬ પ્રાણિ ૧૭ ધન્ય ધન્ય યે મુનિ દરશન ૧૮ ધ્યન (૨) યે આવ્યો આણિ ૧૯ અતિસિ મતી ધ્યન યે મુખિ વશી ૨૦ ધ્યન મુખિ વસ્યા બ્રહ્માના મુખથી એ ધરયા ૨૧ ધન્ય (૨) આશ્રમ ૨૩ નહી ઋષી

બીજીતુ ગવિ અશ્વગુ માથગિ તાનિ શનિ પવન ઇ પગ્ગરિ. ६५
મુપકનિ નવિ માગિ માઝ્ગ, ગૌનિ વ્યાઘ્ર કરિ નહિ આહાર,
બક પ્રાણિ નવિ મારી મીન, યદ્યપિ ન ગહિ જ્ય માહા લીન, ६६
ક્રીડિ ગજ પામિ કેમરી, મોર સરપ, મણિવર નિ હરિ.
५ કામ ક્રોધ લોભ અહકાર આશ્રમ એણિ નહિ અવતાર. ६७
જાણી બ્રહ્મનાન નિંત, ભવસાગર પિતરવા મેતુ,
તૃણ્ણાવલ્લી છેદવા છુરી, ક્ષમાજલનિ જાણી પાલિ જ કરી, ६८
મતોષામૃત કેરુ મિંધુ, દીન અનાથનુ જાણી બંધુ,
ઉપશમ વૃક્ષનુ જાણી મૂલ, અમી સરોવર કેરુ કૂલ, ६९
१० લોભસાગરનુ વડવાનલ ! એણી પિરિ ચીંતવિઉં મનિ.

આવી તાત સમીપિ કુમાર પ્રણમી બીકુ પ્રેમી અપાર. ७०
બીશ પૂછિ મુનિ તતકાલ પૂ –કહાથી શુકનુ બાલ ?
તે ઋષિ પરતિ કહ્યુ વચન સ્નાનકારજિ જાતુંતુ વનિ. ७१
નીડ થકુ તર પડયુ નીસરી, શીચાણિ કે લીધુ હરી.
१५ અડવડતુ અવનીતલિ પડુ, માહારી મીટિ ચાલતા ચડુ. ७२
ઊંચુ માલુ નવિ મકાય, અવલોકી જોયુ ઉપાય
જાણ્યૂ, મરશિ, લીધુ હાથિ, સરોવરિ તે લેઈ આ સાથિ ७३
મનિ વિમાસી જોયૂ મર્મ, જીવદયા સમુ નહિ ધર્મ
દીન અનાથ પ્રાણી પાલીઇ, શક્તિ તેહનૂ દૂખ ટાલીઇ ७४
२० એહવૂ જાણી આણ્યુ અહીં, આશ્રમ તર મેહેલીશિ કિહી,
ખાશિ પડિઆ કણુ નીવાર, આપીશિ વનફલનુ આહાર, ७५
ઇમ કરતા મોટેરુ થશિ, આવી પાખ નિ ઊડી જશિ ७~
જુ મન એહનિ થશિ વિશ્રામ, તુ પણુ રિહિશિ આણિ ઠામિ ७६

---

१ અશ્વનુ શનિ (૨) પવનપગિ ૨ મૂષકનિ નહીં પ્રાણિ મારિ ૪ મયુર હરી ૫ કામ તેણિ નહી ૬ જાણે બ્રહ્મજ્ઞાન ગૂઢહેતુ ૭ જલનિ પાલિ ૮ મનોષ અમૃત અનાથ તણો જાણે ૯ મૂલ તણા જાણે ૧૦ વડવાનલ પિરિ મિ ચીંતવીઉં મનિ ૧૧ બિહુ પ્રેમ અપાર ૧૨ પાસિ બિઠા મુનિ શુકનૂ ૧૩ પરતિ ગયે વચન વનિ. ૧૪ થકુ પડ્યુ નીસરી શીચાણિ ૧૫ પડ્યો ચાલતા ચડે ૧૬ મૂકાય ૧૭ જાણ્યૂં ૧૬–૧૭ પક્તિ ઝગઇરલુઇટઉ ૧૮ મનિ જોયુ નહી ૧૯ પ્રાણી રાખિ સકે તેનુ દુખ ૨૦ આણી અહીં તરુ ૨૧ પાસિ પડીઆ ૨૨ એમ પાર ૨૩ વિશ્રામ આણિ ઠામ

વચન સાંભલી મુનિ જાબાલિ મુઝ સાંહાંમૂં જોયૂં મુખ વાલ.
અમૃતમય દૃષ્ટિ અવલોક ટાલ્યુ સઘલુ માહાર શોક. ૭૭
તપતેજિં ભાસિ ભગવાન, જેહનિ ભૂત ભવિષ્યનૂં જ્ઞાન,
આગમ નિર્ગમ સર્વિ ઇ લહિ, અનાવૃષ્ટિ આયુ જે કહિ. ૭૮
૫ પૂરવનૂં કારણ મનિ ધરૂ, જાણી મુઝ દીઠિ સાભર્યૂં:
બોલ્યા સહૂ સાભલતા તેહઃ અવિનય કીધાનૂ ફલ એહ ૭૯
શુક ભોગવિ છિ એ સહી. વાડવ એહવી વાણી કહી.
પાસિ ઋષિ બીઠા'તા બહુ, પ્રેમિ પૂછવા લાગા સહૂ. ૮૦
સ્વામી! ત્રણ્ય કાલનિ લહુ. એક પ્રશ્ન તમે અમનિ કહુ.
૧૦ શુ એણિ અવિનય તા કર્યું, જેણિ કર્મિ એ શુક અવતર્યું? ૮૧
પૂરવિ શુ હૂતુ અવતાર? અવિનય, કુહુ, શુ કર્યું અપાર?
શાહાનિ અવિનય કીધુ, ક્યમ, દુઃખ એવડૂં પામ્યુ જમ? ૮૨
પૂરવિ શૂં હૂતું એહનૂં નામ? કર્મ કર્યૂં તે કીહૂં ઠામ?
એ કારણ સવિ કહુ વિસ્તાર. સાંભલવા પૂછિ પરિવાર. ૮૩
૧૫ ભૂત ભવિષ્ય અનિ વર્તમાન, સર્વિ હસ્તામલક સમાન.
તે શૂં, જે નવિ જાણુ તહ્મો? તે માટિ પૂછૂં છૂં અહ્મો. ૮૪
વચન સાંભલી આણી રિદિ ઋષિ રલી અતિ વાણી વદિઃ
હવડાં તાં થોડુ છિ દિન. કરવૂં નિત્યકર્મ ભોજન. ૮૫
એ પંખીનિ આપુ આહાર; ભોજન સહૂ કરુ વિવિહાર.
૨૦ નવરા જાહારિ બીસિશૂં રાતિ, વિસ્તારી કિહિશૂં સવિ વાત. ૮૬
આદિ થકી કિહિશૂં આખ્યાન; પૂર્વિ જે એ, જેણિ સ્થાનિ,
જે કારજ કીધૂં છિ વલી, એ સંભારિશિ સવિ સાંભલી. ૮૭
હૂં કહીશ માંડી નિ કથા. એહનિ સાંભરશિ સર્વથા.

---

૧ વાલિ. ૨ અમૃતમય. અવિલોક. ટાલ્યું. માહારો. ૩ ભગવાંન યેહનિ. ૪ યે. ૫ જાંણી. ૬ બોલ્યાં સાહૂ. કીધાનૂ. ૭ વાંણી. ૮ રષિ બિઠા. બહૂ. સાહૂ. ૯ કાલનૂં લહું. પ્રશ્ન. ૧૦ કર્યો. યેણિ અવતર્યો. ૧૧ શૂ. શૂં કર્યો. ૧૨ કયંમ. પાંમ્યું એમ. ૧૩ પૂર્વિ શું એહનૂં નાંમ. કર્યું. કીહું ઠાંમ. ૧૪ પરીવાર. ૧૫ વર્તમાંન. સર્વિ હસ્તામલક સમાંન. ૧૬ શૂં છે જે. જાંણુ. ૧૭ આંણી રીદિ ઋષી રલીઆયતિ વાંણી ૧૮ થોડા. કરમ. ભોજનં. ૧૯ પખીનિ કરો ૨૦ જ્યાહારિ બિસૂં. ૨૧ આક્ષાંન. પૂર્વિઇ યે. યેણે સ્થાંનિ. ૨૨ યે કારયિ ૨૩ કરમ.

એહવૂં મિ કહ્યુ જેટલિ, મહન્ત એક ગ્રહી તેટલિ,
વિનય કરી નિ જાચિ જિમ, મુઝ પગતિ નવી બોલ્યુ તિમ ૯૮
બાલા તાહારી જે આકૃતિ, વચન નથી જાણાતી સત્ય
જુ માહા કાંઇ કરિ વચન, તુ જાચૂ થઈ એકિ મનિ ૯૯
૫ એહવી વાણી મિ સાભલી વિનય સહિત કીધી અર્જી
આદર કરી પૂછિઉં સ્વામિ ! કહુ, નૂં છિ અમ સરખૂ કામ? ૧૦૦
માહાનુભાવ માહા તાપસ સુનિ, ત્રણ્ય લોકનિ જે પૂજની
અલ્પ છઇ અહ્મો નહી માત્ર? તમ જેહના પૂજાનિ પાત્ર ૧૦૧
પુણ્ય વિના અહ્મ માહામિ દૃષ્ટિ કિમ કરિ અમૃતની વૃષ્ટિ?
૧૦ સ્વામીજી ! અનુગ્રહ કર, વિશ્વાસ આણી ઉચ્ચરુ ૧૦૨
મિંઇ એહવૂ કહ્યૂ જેણી વાર, જિમ ગ્રે પ્રાણ તણી દાતાર,
જાણી પ્રાણવલ્લભા સખી, ઇમ દૃષ્ટિઇ નિહાલી રખિ, ૧૦૩
પાસિ હતુ વૃક્ષ તમાન પત્ર તેહનુ ગ્રી ગ્માલ,
શિના મનોહર જોઈ વિનાશ ગ્મ નીચોયુ તિહા તતકાળિ ૧૦૪
૧૫ ઉત્તરીય વલ્કલનુ ખડ કરી, પટિકા શુભ્ર અખડ
દક્ષિણ કરની ટચી આગલી લખી પત્રિકા મનની રલી ૧૦૫
લેઈ આપી માહારિ પાણિ, વિનય કરી કહી એ વાણિ
જઇ એકલી દ્દઇ ભામિની તન તૂ એ આપે, કામિની ! ૧૦૬
એહવૂ કહી નિ આપી મુઝ, તેહ સુદરી ! સૂપ તુઝ
૨૦ સભાલી આપી મુઝ હાથિ મિ જાણ્યૂ, તૂ સ્વલિકિ નાથ ! ૧૦૭
કરતલિ ગ્રહી પત્રિકા મૂઢ વાચી ગાહા જે અતિ ગૂઢ

ગાહાના અર્થનુ દુહુ

દેખાડી મુક્તાનતા બિમ રસી દૂરિ તિમ
મન લોભી માહારૂ હર્યૂ, સ હરીજિ જિમ ૧૦૮

---

૧ કહ્યુ યેટલિ ૨ યાચિ યમ ૩ આકૃતી ૪ વચન જાચુ મન ૫ વાણી સહીત ૬ પુછીઉ ગરુ કામ ૭ માહનુભાવ મુની ૮ પૂજની પાત્ર ૧૧ કહ્યુ જમ જાણી પ્રીય ૧૨ સખી રૈમ અખિ નીહાલી રખી ૧૩ વૃક્ષ હતુ તેહનુ ૧૫ પટ પટીકા અખ‍ ૧૬ ટચિ લખી ૧૭ પાણિ વિનિ વાણિ ૧૮ જિહા એકલી કામિની ભામિની ૧૯ તે સુણુ સુદરી ૨૦ સાભલિ જાણૂ ન્યૂ સ્વલીક ૨૧ પત્રીકા ૨૨ ગાહા ૨૩ દેખાડી દૂરિ રતા બિબિ રસી મુક્તા યમ ૨૪ તિમ

રાગ ચાવતુ

વાચી નિ ૬ પામી મોદ જાણી સગમ સુખ વિનોદ
પૂછ્ તેહનિ વારોવાર, 'કિહિ, કિમ દીઠુ મુનિકુમાર ? ૧૦૯
કિહિ, તેણિ વચન શું કહ્યૂ ? તેહના મનનૂ હિત તિ લહ્યૂ?
કિહા લગિ રહી તે પામિ' વની વલી પૂછ્ ઉલ્હાસિ ૧૧૦
૫ તેહ કથાઇ નીગમૂ કાલ કાઇએક સુખ પામી, ભૂપાલ !

એટલિ અસ્તગત થયુ દિન રક્તભાવ પામ્યૂ ગગન ૧૧૧
પકજ મધ્યે પટપદ જાય પક્ષીનુ કોલાહલ થાય
રવિ આથમતિ પક્ષી કોક નરનારી વિયોગિ શોક ૧૧૨
એહવિ સમિ છત્રગ્રાહિણી દ્વાર થઇ આની મુઝ ભણી
૧૦ વાણી કહિ. સાભલુ કુમારિ બ્રાહ્મણ એક આવ્યુ છિ દ્વારિ ૧૦૩
સગિ ત્તુ વિદ્યારથી, એહવી વાણી કિહિ છિ કથી
" હૂં વેગિ આવ્યુ આજ માગા માગેવાનિ કાજિ" ૧૧૪
૬ સાભલીસિં મુનિનુ નામ, જાણી માહામી ગઈ તે ઠામ
તેડી કચુકી પ્રેર્યુ એવ ધર માહા તેહુ તે ભૂદેવ ૧૧૫
૧૫ મિઇ જિહ્વારિ વાણી બકી, તેડી આવ્યુ તે કચુકી
કપિંજ્ય તેહનૂ અભિધાન તે મિઇ દીઠુ તેણિ સ્થાનિ ૧૧૬
આદરિ ઊઠી કરી પ્રણામ નિજ આસન આપ્યૂ તિણિ ઠામિ
ઇચ્છા વિના ઇ પખાલ્યા પાગ, લૂહ્યા ઉત્તરી વસ્ત્રિ રાગિ ૧૧૭
આગલિ ભૂમિ અણુપાચરી બૂ બીઠી પાસિ અનુચરી
૨૦ કાઇએક કિહિવા કારણિ વાત તરલિકા સાહ મિ દ્રકપાતિ ૧૧૮
મિઇ અભિપ્રાય જાણ્યૂ જ્ઞાનિ, જણાવ્યૂ કરી મિ સાન,
'અમથકી અલગી નહિ એહ, એક પ્રાણ નિ જૂજૂઆ દેહ.' ૧૧૯
એહવૂં મિ જણાવ્યૂ જદા, કપિંજલ બોલ્યુ અતિ મુદા.

રાજપુત્રિ ! કહૂ શ્યૂ આજ? જિહ્વા બોલિ ન સકિ લાજિ ૧૨૦

૧ 'રાગ ચાવતુ' નથી ૨ પામી જાણે સુખ ૩ કહુ તેણિ મનનૂ ૪ પાશ ઉલ્હાસ ૫ થાઇ નીંગમ સુખ પામી ૬ દિન પામ્યૂ ૭ ક્રુલાકલ ૮ ૯ છત્રગ્રાહણી દ્વાર થઈ આવી ૧૦ વાણી બ્રાહ્મણ ૧૧ વાણી ૧૩ મિ સાભલીક મુનિનુ નામ જાણે સાહામી ૧૪ પે. ૧૫ વાણી ૧૬ સ્થાનિ ૧૭ આદર પ્રણામ તેણિ ઠામ ૧૮ ઇચ્છા પખાલ્યા રાગ ૧૯ ભૂમિ તે બિઠી અનુચરી ૨૦ તરલીકા સાહાની દ્રગ પાત. ૨૧ અભિપ્રા જાણવુ જ્ઞાન ૨૨ પ્રાણ ૨૩ યદા ૨૪ વા ?

અથવા મનનુ ક્ષોભ જાણી મૂકી ગ્યાં શું રીસિ;
લીન થઈ નિ રહ્યાં છિ કિ જાણીઇ અંતર અનીશ. ૧૧
હૃદયિ મન્મથજ્વલન ધૂમિ નયન જલની ધાર.
અધર અરુણ થયા ઘણું, શું શ્વાસોચ્છ્વાસિ અપાર. ૧૨
૫ વામ કપોલિ કર ધરુ છિ; નખપ્રભા તા જેહ,
નલવટિ જાણી તિલક સુંદર ચંદન કરૂં તેહ. ૧૩
કુસુમ મંજરી ગંધ લોભિ ભ્રમરનુ ગુઞ્જાર,
મદનનુ જાણી મંત્ર મોહન જપિ છિ અલિ સાર. ૧૪
રોમાંચિત અતિ થયૂં છિ પ્રેમિ કરી શરીર,
૧૦ જાણીઇ શૂં લાગા છિ કંદર્પના બહુ તીર. ૧૫
પુષ્પરજ ઉપરિ પડિ છિ ખિરી ખિરી નિ તૂર્ણ,
જાણીઇ વશીકરણનૂં કંદર્પે મેહેલ્યઇ ચૂર્ણ. ૧૬
ચંપકદોડા પડિ છિ ઉપરિ સુભગ પ્રમાણ,
જાણીઇ અતિ તપ્ત કરી મન્મથિ મેહેલ્યાં બાણ. ૧૭
૧૫ દેહાંતર જિમ પામ્યુ હુઇ તિમ ઊલખ્યુ નવિ જાય.
ભૂતાવેશ થયુ હુઇ તિમ જડ દીસિ કાય. ૧૮
જાણીઇ ઇ ગ્રહિ ગ્રસ્યુ છિ, જડ, બધિર નિ મૂક.
જાણીઇ પરવશ હુઉ કિ જાણીઇ કાંઇ ચૂક. ૧૯
એહ્વુ જોઈ મિત્રનિ હૂં પામ્યુ મનિ વિષાદ.
૨૦ ચિંતા માંડી ચિત્ત શું, ઊપજિ કિમ આહ્લાદ ? ૨૦
વિમાસી તે શિલા ઉપરિ જઈ બીઠુ પાસ.
ધ્રુનિ શું વચન કહ્યૂં મિ ઊપાઈ વિશ્વાસ. ૨૧
. કાં થયું ? એણી પિરિ પૂછ્યૂં જેહ,
લોચન કિંચિત બોલ્યુ ત્યાંહ ૨૨

લાજતુ વિઘ્ન અક્ષર શૂ પૂછિ છિ ? ભ્રાત !
કપિંજલ ! શૂ પૂછિ છિ જાણી નિ સવની વાત ? ૨૩
વચન તે મિ સાભલી માડિઉ મનિ વિચાર
વિકાર એહવુ ઊપનુ જેહનુ નહિ પ્રતીકાર ૨૪
૫ મિત્ર અભાગિ જાતુ હુઇ કહીઇ, તા બહુ વ્યક્ત
સર્વથા તેહનિ વારવુ, આપણી જેહવી શક્તિ ૨૫
એમ વિમાસી બોલિઉ હૂં પુડરીક ! અવધારિ
કામ એ તૂ આરભ્યૂ તિ ? ચતુર છિ સસારિ ૨૬
ગુરઇ એ શીખવ્યૂ, કિ ભણ્યૂ શાસ્ત્ર પુરાણિ,
૧૦ બીજુ તાનુ ઉપાય છિ, કિ ધર્મ નનુ પરમાણ ૨૭
વેદનૂ કિ રહસ્ય છિ, કિ મોક્ષમારગ ગૂઢ ?
કહુ કારણ એહનૂ, કા થઈ ગ્યુ દિગમૂઢ ? ૨૮
ગુપ્ત કોએક નિયમનુ કિ નૂતન છિ પ્રકાર ?
મદ મદનિ કા કર્યુ ? એ કામીનુ આચાર ૨૯
૧૫ સાધુ જનનુ નિંદિત મારગ, વિટનિ વલ્લભ થાય
વિષવલ્લીનિ સીંચિ છિ તૂ ધર્મબુદ્ધિ ઉપાય ! ૩૦
કૃષ્ણાગરનુ ધૂપ જાણી સર્પ ગ્રહિ છિ હાથિ !
નન જાણી અગાર બનતુ ગ્રહિ છિ તૂ માથ ! ૩૧
ઇણી પિરિ મિ કહી સહી બહુ બડુ કથા ઇતિહાસ
૨૦ પ્રીછવ્યુ પ્રીછિ નહિ, મેહેલિ તે બડુ નિશ્વાસ ૩૨
મૂહિ કહ્યૂ રે કપિંજલ ! તિ કહ્યૂ સાચૂ જ્ઞાન
શૂ કરૂ ? આવિઇ નહીં હઇિ મન માહારૂ ગ્યાન ૩૩

મિ જાણ્યૂ, એ અતિ ચઢ્યુ, હવિ કિમહિ નાવિ હારિ
હવિ કાઇ એક કીજિઇ જીવનાનુ પ્રતીકાર ૩૪

---

૧ અગર શૂ પૂછે ૬ જાણી ૩ માહીક મનિ ૪ યેહનુ નહી પ્રતિકાર ૫ વ્યક્તિ ૬ યેહવી ૭ વિમાશી બોલીઉ ૮ કામ ૯ ગુરિ શીખવ્યુ ૧૦ કિ બીજુ છિ કે ધર્મ ૧૧ વેદનૂ ૧૨ છે મોક્ષ ૧૩ ગુપ્ત નેયમ નૂતન ૧૪ કામીનુ ૧૫ નંતિ ૧૬ સીચિ ઉપાય ૧૭ જાણી ૧૮ જાણી ગ્રહે નાથ ૧૯ એણી પરી કહી કથા બહૂ અતિહાસ ૨૦ બિહૂ નિશ્વાસ ૨૧ મહનિ જ્ઞાન ૨૨ નહી મન ગ્યાન ૨૩ જાણ્યૂ ૨૪ કીજીઇ પ્રતિકાર

મજલ કમલ આણી કરી મિ શય્યા ગ્ચી વિશાલ
શયન તિહા કરાવિઊ નિ હૃદિ ધરા પ્રવાલ. ૩૫
કદલીદલ લેઈ વાયુ નાખૂ ચન્ન ચરચી અગ,
તુહિ તાપ શમિ નહીં, અતિ દહન કરિ અનગ. ૩૬
૫ શુષ્ક થ્યા અલગા કરૂં નિ ધરૂ નૂતન પત્ર,
તુહિ સુખ થાઇ નહીં, ઉશીર કીધા તત્ર. ૩૭
વલી મન માહા વિમાનૂ, કાઇ જીવના નહિ પિરિ
કિહા કન્યા માહાશ્વેતા ગધર્વપતિનિ ઘિરિ ? ૩૮
અવશ્ય સુખ જે દેવનિ તે પામીઇ કીહિ કર્મિં ?
૧૦ તપ કાઇ એહવૂ નહીં, એહવુ નહીં તે ધર્મ. ૩૯
સહાય કો માહારિ નહીં સાધન નહીં તા એક.
પિરિ પિરિ તા ચીંતવૂ મન સઘાતિ વિવેક. ૪૦
સાધુનુ એ ધર્મ છિ રાખવા પરના પ્રાણ,
અકર્મ તા કરવૂં સહી, એમ વદિ ચતુર સુજાણ. ૪૧
૧૫ સર્વથા જાણી તે ભણી. નીસરૂ મેહેલી લાજ.
કદાપિ મૃહિ પાછુ વાલિ કુકર્મે જાણી આજ. ૪૨
એમ કરી હૃ નીસર્યું, આવિઉ તાહારિ પાસિ.
પાછા વલી જાતા લગિ જીવનાની નથી આસ. ૪૩
જુગતૂ હુઇ તે કરુ કામિની ! તેહની જોઈ પ્રીતિ,
૨૦ કિ હૃ આવ્યાની લાજ જોઈ, કિ તાહારા કુલની રીતિ. ૪૪

સાભલિ રાજા ! કપિંજલ એહવા કહી વચન
માહારા મુખ સાહામા નિશ્ચલ રાખી રહ્યુ લોચન ૪૫
જાણી ઉત્તર શુ દેશિ એમ તૂષ્ણી રહ્ય લગાર.
હ તા સુખસાગર માહિ મગ્ન થઈ તેણી વાર. ૪૬
૨૫ મનોરથ સવિ ફલ્યા માહારા. લજ્જા નમૂ વદન.

૧ આણી ૨ શિયન કરાવીઉં ૩ નાંખૂ ૫ થાઈ અગાં નૂતન ૬ સુખ નહી પત્ર ૭ મંનિમા વિમાશૂ નહી ૮ કન્યા ગાગુધર ૫ની. ૯ સુખ યે પામીઇ ૧૦ નહી નહી ૧૧ નહી નહી ૧૨ મન ૧૩ રાખવા પ્રાણ ૧૪ સુજાણુ ૧૫ સર્વથ જાઉ નીશરૂ ૧૬ મૂકનિ જાણી ૧૭ નીશર્યાં આવીઓ પાશિ ૧૯ જુગતૂ કામિની ૨૦ જોઈ કે કુલની રિતિ ૨૧ વચન ૨૨ માહારા મુખ સાહાંમાં રાખી લોચન ૨૩ જાણે રહો ૨૪ સુખ ૨૫ વદન

હર્ષાશ્રુધારા વહિ બોલાઇ નહીં વચન ૪૭
અનગિ અતિ કર્યૂ વારૂ, કીધા તેહનિ પ્રાહાર.
મૂહિ તા કીધુ મહી અદ્દભૂત એ ઉપકાર ૪૮
કામ માહારૂ સર્યૂ સઘલૂ જાણીઇ નિર્વાણ
૫ કપિંજલ બોલિ નહીં સ્વપનિ તે જૂઠી વાણિ ૪૯
હવિ ꠰ તા શ કરૂ ? શુ ઉત્તર આપૂ એહ ?
વિમાસણ માહિ પડી. છિ કામાતુર અતિ દેહ ૫૦
મુનિ આહામૂ જોઈ રહૂ, મુખિ કાંઇ નવિ બોલાય
તિહાં પૂઠિ જે થયૂ તે સાભનુ નિ રાય ! ૫૧

૧૦ કડવૂં ૧૭.

રાગ રામગ્રી

એટલિ આવી તે પ્રતીહારી છ એણી પિરિ બોલી સુણુ, કુમારી છ ! ૧

ઢાલ

કુમારી ! તહ્મો સાભલુ આવ્યા તહ્મારા માત
૧૫ અસ્વસ્થ તહ્મનિ સાભલી જોવાનિ કારણિ વાત ૨
કપિંજલ તે સાભલી નિ પામિઉ મનિ પીડ
ઊઠી અનગુ જાવા લાગુ, જાણ્યૂ થાશિ ભીડિ ૩
શનિ શ મૂહિ કહ શ કીજિ રાજકુમારિ !
અસ્ત સૂરજ પામશિ વિપરીત થ્યુ વિવિહાર ! ૪
૨૦ મિત્રપ્રાણ રક્ષણ દક્ષિણા ꠰ માગવાનિ હેત
અજલી એ કરૂં ? રાખજુ મનિ સંકેત ૫
એહવૂ કહી ઊભુ રહુ પ્રત્યુત્તર સુણવા કામ
એટલિ તા સમર્દ થ્યુ ક્ષણમાત્ર માહા મુઝ ધામ ૬
કનકની કરિ લાકડી પ્રતીહારી જન અનેકિ,
૨૫ કચુકી, તાબૂલધારિણી મિલ્યા બહુ વિવેક. ૭

---

૧ હર્ષાશ્રૂ નહી વચન ૩ મૂહનિ ૪ કામ માહારૂં જાણીઇ નિર્વાણ ૫ નહી વાણિ ૬ આપુ ૭ માહિ કાંમાતુર ૮ મુહનિ મુખિ ૧૦ '૧૭' નથી ૧૧ 'રાગ રામગ્રી' નથી ૧૨ પ્રતિહારી ૧૪ તહ્મારી ૧૫ અશ્વસ્થ સાભની ૧૬ પીડિ ૧૭ જાણ્યૂ ૧૮ મૂહનિ ૧૯ વિપરીતિ વિહિવાર ૨૦ પ્રાણ રાખવા માગવાને હેતુ ૨૧ રાખજે ૨૨ પ્રત્યુતર શુણવા ૨૫ તાબૂલધારી બહૂ

કુપિત રોહિણી ચરણની લાક્ષાઇ જાણી રક્ત
વિધુ જોઈ વિહ્વલ થઈ. મુઝ ચિત્ત અતિ આસક્ત. ૨૦
શીતકર બાલિ ઘણું. રશ્મિ જાણીઇ અંગાર.
મૂર્છા તા પામી પડી મીંચી નયન તેણિ ઠારિ. ૨૧
૫ તરલિકા ચન્દનજલકણિ વીંજણિ કરિ વાય,
બિસમાલા કંઠિ આરોપિ, તુહિ પિ શીત ન થાય. ૨૨
પવન શીતલ સ્પર્શથી કાઇએક વલી મુઝ સાન.
રુદન કરતી તરલિકા દીઠી તે તેણિ સ્થાનિ. ૨૩
ઊઘડયા લોચન જોઈ મુઝ સખી થઈ રલિઆતિ.
૧૦ પ્રણામ કરી મુઝનિ કહિ. સાંભલિ બાઈ ! વાત. ૨૪
લજ્જા શી ? ગુરુજન કિશા ? મોકલુ મુઝનિ ત્યાહ.
પ્રાણજીવન તેડી આવૂ વેગિ કરી નિ આહ. ૨૫
અથવા આપણ તિહા જઈઇ જિમ થાઇ અરથ.
ઊઠિ બાઈ ! ઊતાવલી ચાલવા થઈ સમરથ. ૨૬
૧૫ વચન એહવા સાંભલી હૂ બોલી તેણી વાર.
બાઈ ! સરવિ રિહિવા દુ, જે ધર્મ લોક વિવિહાર. ૨૭
જુ વલ્લભ ઉજ્વાડીઇ, મનિ શુ સદેહ ?
વિલમ્બ કીજિ શા ભણી, જુ સ્વિઇ જાવૂ તેહ ? ૨૮
એહવૂં કહી નિ ધ્રૂજતી ઊભી થઈ તતકાલિ
૨૦ તરલિકાનિ અવલંબી વિહ્વલ અંગ પ્રવાલ ૨૯
નીસરતા તે નયન દક્ષિણ ફરકિઉ તેણી વાર.
અપશકુન મુઝનિ થયા. માંડિઉ મનિ વિચાર. ૩૦
દૈવિ શ્યૂ વિઘન કર્યૂં ? એમ વિમાસી નિ લગાર,
વિઘનની વેલા નહીં એ મતિ કરી નિરધાર. ૩૧
૨૫ ઉદય થાતિ ઇંદુ ઊજાઇ છિ હૂતી કોડિ,
અભિસારિકા તા સાચરિ છિ મમથસ્થાનકિ જોડિ. ૩૨

---

૧ વાક્ષાઈ જાણી ૩ તેહના રશ્મિ જાણે ૪ મુર્છના પામી ૫ કણ ૬ બિસમાલ જે ૭ કાઇ એક સાંન. ૮ સ્થાંનિ. ૯ ઉઘાડયાં સખી રલીઆતિ ૧૦ પ્રણાંમ ૧૨ આંહાં. ૧૩ સ્યમ અર્થ ૧૬ ધરમ ૧૭ વલ્લભનિ મનિ ૨૧ નીસરતાં. દક્ષણ ફરકીઉ ૨૨ માંડીઉ. મનિ. ૨૩ વિમાશી ૨૪ નહી. ૨૫ થાનિક ઇંદુનિ જાઇ. હૂં ૨૬ તા. સ્થાનકિ.

ગજમાર્ગ મનુષ થયા છિ એનિ છિ ધરિ મોર,
ધૂપ અગર ઉખેવિ છિ દુખિત લિગદિ ચકોર ૩૩
વિવિધ કુસુમ સુગધ તાંબૂલ તરલિકા કરિ લીધ
ચંદનચર્ચિત ધૂપધૂસર વેશ ઉત્તમ કીધ ૩૪
૫ કર્ણિ કુસુમની મજરી નિ કહિ તે અક્ષમાન
પ્રામાદથી ન ન જાણિ તિમ નિર્યા તનકાનિ ૩૫
મજરી પરિમલ લોભથી મધુકર બીહા દેહ,
નીલ અંબર તણી શોભા કરિ છિ અતિ તેહ ૩૬
પ્રમદવનનિ પાઠનિ નીસર્યા જેહ દ્વારિ
૧૦ મુનિ સારામા આચરી વિદ્વેષ બહુ તિર્હારિ ૩૭
પૂઠિ પરિજન નીસરિ તેહિ વારી રાખુ ત્યાહ,
બાહ્ય પરિજન મધાતિ કાઇ કૃત્ય કહીઇ ?-જ્યાહ ૩૮
ધનુષ સાધી બાણ પૂરી પૂઠિ થયુ છિ કામ,
કરિ ફરી નિ તાણિ છિ એ ઇંદુ અતિ અભિરામ, ૩૯
૧૫ આખડતા છિ અનનમન એ પગિ પગિ અનુરાગ,
પૂઠિ ચંદ્રજ્ત કીધી છિ નિ ધાઇ છિ હૃદિ આગિ ૪૦
એહવું કિહિતી નીસરી, એ ઇંદુ ઝાલી કેશ
મુઝ આગલિ આણી નિ રાખુ તપિ છિ નવિ લેશ ૪૧
તરલિકા કહિ, સુણ બાઈ! એ કરિ છિ ઉપચાર
૨૦ સ્વેદનવનિ ટાલિ છિ, ચરણિ કરિ છિ જુહાર ૪૨
કામાતુર એ ચદ્રમા કરિ કુચ કેરુ સ્પર્શ
કપોલ ચુંબન કરિ છિ તૂ જાણિ નહીં અવશ્ય ૪૩
એહવૂ વચન બોલતા, આવિયા વન મુઝારિ
કેતકી ગંજિ શ્વેત થયા તે પાગ દીઠ અપાર ૪૪

---

૨ ઉખેરે ૩ દુખિત રહિ ૩ વિવિધિ તાંબુલ સુગધ ૫ કરણે ૬ યમ ના ન જાણિ તમ ૭ પરીમલ મધૂકર બિહા ૯ નીશર્યા ૧૦ મુની સાચરિ વિદ્વેષ બેહૂ ઇ નારિ ૧૧ નીશરિ રાખિ ૧૨ બાહરિ ન્યાહાં ૧૩ કામ ૧૪ તાણિ અભિરામ ૧૫ આખડતા અંધકાર ૧૬ કીધી છિ ધાઇ છિ હૃદય અપાર ૧૭ નીસરી હૂ એ ૧૮ ગાળી નિ રાખુ વધનેશ ૧૯ શુણ ઉપકાર ૨૦ સ્વેદ નગરે ૨૧ કામાતુર કેરા ૨૨ કરે જાણિ નહી ૨૩ આવીયાં વન ૨૪ દીઠા

ચંદ્રકાંતથી ચાલતૂં તિહાં ¹નિરખિઊ નીઝરણ,
તિહાં રહી નિ પખાલિયા નિર્મલ જલ શૂં ચરણ. ૪૫
ચરણ ધોઈ ચાલિયાં, આવિઊ સર તે સાર.
તિહાર પૂઠિ જે થયૂં, સાંભલુ રા ! વિસ્તાર. ૪૬

૫ કડવૂં ૧૮.

રાગ રામગ્રી. યતિ તાલ.

સર જોઈ અહો ચાલતાં અતિ ઉત્તમ વન
પશ્ચિમ તટિ તાં સાંભલ્યૂં ઘણૂં નમિત રુદન.
હા હા દૈવ ! એ શૂ ઘટિ ? ધ્રૂજિ છિ અતિ ગાત્ર.
૧૦ શબ્દનિ સન્મુખિ સાંચર્યા વેગિ વહી નિ રાત્રિ. ધ્રુવપદ. ૧
પ્રગટ તાં પ્રીછ્યૂં નહીં વેગલા સ્થલ માટિ.
લોચન ફરકયૂં સાંભર્યૂં નીસરતાં તે વાટિ. હા હા૦ ૨
માહા નિશા ભણી મનુષ્યનુ જેણિ નહીં સંચાર,
શબ્દ સુણીઇ પડવડૂ; આક્રંદ હુઇ અપાર. હા હા૦ ૩
૧૫ હા હા હણ્યુ હૂં ! બાલિઊ ! શું થયુ ઉતપાત ?
મૂલ છેદાણું માહરાં, કર્યુ વજ્રિ ઘાત ! હા હા૦ ૪
શૂં કરિ છિ, પાપિયા, નિર્દય થઈ નિ ? કામ !
વિપ્ર અતિ કાં માંડિઊ પિશાચનૂં કામ ? હા હા૦ ૫
માહાશ્વેતા માહા પાપિણી ! દયા નહીં લગાર.
૨૦ એણિ શૂં વિણસાડિઊ, જે મારિ તૂં ? નારિ ! હા હા૦ ૬
ઇંદુ ! દહિ છિ શા ભણી ? પાપિયા ચાંડાલ !
એક કલંક આગિ અછિ, બીજૂં એહ વિશાલ ! હા હા૦ ૭
દક્ષિણ અનિલ ! ભલૂં કર્યૂ ! સીધૂં તુઝ કાજ !

---

૧ ચંદ્રકાંતિથી ચાલતુ. નિરખીઉ નીઝર્ણું. ૨ પખાલીયાં. ચર્ણ ૩ ચર્ણ. ધોઇ ચાલીયાં આવીઉ. ૪ થયું. ૫ 'કડવૂં ૧૮' નથી. ૬ તાલ જિત. 'રાગ રામગ્રી' નથી. ૭ વંન. ૮ પશ્ચમ. નમીત ઘણું. રુદંન. ૯ વરશિકા એ શૂ ઘટિ ધ્રુજિ ૧૦ સન્મુખિ. ૧૧ નહી. તે માટિ. ૧૨ ત્યાહારિ લોચન. નીશરતાં. ૯-૧૨ આ ચાર પંક્તિ અસલમાં '૩, ૪, હા હા દૈવ એ શૂ ઘટિ ? ૦ ૧. ૨ હા હા૦' એમ છે. ૧૩ જેણે નહી. ૧૪ શબ્દ્ઇ પડવડો. ૧૫ બાલીઉ. ૧૬ છેદાંણું. કર્યો. ૧૭ પાપીઆ નીરદિ. કાંમ. ૧૮ માંડીઉ પિશાચનુ નહી કામ. ૧૯ અરે માહાશ્વેતા. નહી. ૨૦ વિણસાડીઉ. મારિ છિ તું. ૨૧ અરિ ઇંદુ. પાપીયા. ૨૨ એ. ૨૩ દક્ષિણનિલ. શીધૂ રે દ્રુજ.

બ્રાહ્મણુનિ તા બાલતા વાધી અતિ લાજ ! હા હા૦ ૮
હા હા શ્વેતકેતુ મુનિ ! વાહાલુ તુહ્નિ પુત્ર.
વિધાતાઇ ગખ્યૂ નહીં તાહારૂ ઘરસૂત્ર ! હા હા૦ ૯
સરસ્વતી વિધવા થઈ ! સૂનુ થયુ સુરલોક !
૫ આશ્રય નહિત તે તપ થયૂ ! સત્ય થ્યૂ તે ફોક ! હા હા૦ ૧૦
મિત્ર ! મૂહ્નિ તા પડખિઇ. આવૂં તા તુઝ સાથિ
વાત કરતા ચાલીઇ વનગી નિ એહ હાથિ. હા હા૦ ૧૧
ક્ષણુ એ રહી નવિ સકૂ તુઝ વિણુ, માહ્રા વીર !
નિષ્ઠુર થઈ કા નીસર્યુ મૂહ્નિ મેલ્હેલી ધીર ? હા હા૦ ૧૨
૧૦ કહિણુ એહવુ કહીઇ નહીં જાઊં કુહુનિ શરણુ ?
અધ બધિર તા હૂ થયુ ચાલિ નહીં તા ચરણુ. હા હા૦ ૧૩
દિશ સઘલી સૂની થઈ ! જીવ્યૂ નિષ્ફલ દેહ !
પુંડરીક ! મેહેલી મૂહ્નિ જાનુ દેઈ છેહ ? હા હા૦ ૧૪
ઊઠિ, મિત્ર તૂ માહરા, દ્યુ નિ પ્રતિવચન.
૧૫ પ્રેમ પૂરવનુ કિહા ગયુ, હતુ સાચુ જે મનિ ? હા હા૦ ૧૫
વાત કરુ કાઇ મનની, બોલુ તા એક વાર.
આક્રંદ કરતુ સાભલ્યુ કપિંજલ તેણિ ઠારિ. હા હા૦ ૧૬

## કડવૂં ૧૯

રાગ વિગડી

૨૦ દૂર થકી આક્રંદ સાભલ્યૂં, અંગ માહરૂં શોકિ કપ્યૂં
વનગિ વસ્ત્ર વૃક્ષની ડાલિ પર્વત સરખી લાગિ પાલિ. ૧
વિષમ વાટ, પાગિ આખડૂ દુખ ન જાણૂ, મનિ અતિ રડૂ.
જિમ ઢો ઊપાડી લેઈ જાય, તિમ તે સ્થાનિ ગઈ હૂ, રાય! ૨
સરતટિ મણિશિલા કરી શીત રચિત કમલદલ શય્યા પ્રીતિ,

---

૧ બ્રાહ્મણનિ વાધી રે અતિ ૨ અરે હા હા શ્વેતકેત તૂહ્નિ પુત્ર ૩ વિધાતાઇ વાલી રાખ્યૂ નહીં તાહારૂ ૫ થયુ સત્ય થયુ ૬ મૂહ્નનિ પડખીઇ ૭ બહુ હાથિ ૮ એક રહી સકૂ નહી ૯ નીસર્યુ મુહ્નનિ ૧૦ કહીણુ જાઉ શરણું ૧૧ ચલી ચરણું ૧૨ માહારિ નિષ્ફલ જીવ્યૂ દેહ ૧૩ મુહ્નનિ મેહેલી જાયુ વન માંહાં દેઈ ૧૫ જે હુતુ સાચિ મનિ ૧૬ કાઇ મનની ૧૮ કડવા૩ ૨૦ અઘાઢ ૨૧ ગગ્યી ૨૨ આપડૂં દુખ ન જાણૂ મને ૨૩ યમ સ્થાનિ ૨૪ સરતટિ શિલા મણિ કમલ શય્યા દલ

તિહાં સૂતુ દીઠુ મુનિ તન પાસિ છિઇ કપિંજલ મુનિ. ૩
જાણીઇ છિ શ યોગાભ્યાસ, ધ્યાનિ થઈ રહ્યુ નિ:શ્વાસ.
અથવા મન્મથનૂ દુ:ખ મહી અસુ છાડી નિ નિશ્ચત ગહિ ૪
શયન કર્યૂં છિ મન વિશ્રામ, હવિ શૂ કરશિ મુઝ કામ ?
૫ અતિશિ રોઇ લોચન અરુણ, જાણી જલજ મનોહર તરુણ ૫
'તાહારિ વલ્લભ બીજુ કોય,' રીસાવી સૂતુ જિમ હોય !
અથવા કામમંત્ર અભ્યાસ સાધિ છિ થઈ નિ નિ:શ્વાસ. ૬
ચંદન અંગિ ચરચિઉ, તેહ જાણી ભસ્મ લગાડી દેહ.
જાણી મુઝનિ પામવા કાજિ વ્રત લેઈ સૂતુ દ્વિજરાજ. ૭
૧૦ પાપકારિણી હૂં મંદભાગ્ય ! પ્રાણ રહિત દીઠુ માહાભાગ્ય.
હું ચિંતાતુર થઈ અપાર. શૂ કરૂ ? જાઉં કીહિ હારિ ? ૮
કઠિણ હૃદય માહારૂ પાષાણ ફાટૂ નહીં ! ન ગયા મુઝ પ્રાણ !
દુઃખ ભોગવવા ન પડયૂ તન ! વિવિધ પરિ વિમાસૂ મન. ૯
ચેષ્ટા રહિત દીઠુ દેહિ અતિ, મનિ વિશ્વાસ ન આવિ સતિ.
૧૫ અસંભાવિત કારણ મરણ ! વિકલ થ્યા દીઠા તે કરણ ૧૦
કરવા લાગી હાહાકાર. હા અંબ ! માતા પરિવાર !
હા નાથ જીવન આધાર ! કા એકલા મેહેલ્યા આ ઠાહિ ? ૧૧
મૂંહિ તા નવિ આવિ મરણ ! કહુ, હૂ જાઉં કુહુનિ શરણ ?
પૂછુ તરલિકાનિ આજ, તાહારિ કીધિ મિઈ, માહારાજ, ૧૨
૨૦ શી શી અવસ્થા ભોગવી ? વિવિધ યાતના શી અનુભવી ?
દિવસ થયુ જુગ સહસ પ્રમાણ ! એક વાર મુખિ બોલુ વાણિ. ૧૩
ભક્તવત્સલતા દેખાડીઇ, સાહામૂ જેઈ બત્તાડીઇ.
પૂરિ મનોરથ, છૂ હૂ દાસિ અનન્યશરણ અનાથ ઉદાસ, ૧૪
મન્મથ મારી છૂ અતિ ઘણૂ. દુ:ખ મન કુહુ આગલિ ભણૂ ?
૨૫ કા ન કર દયા નિર્બાધ ? શુ કીધુ છિ મિ અપરાધ ? ૧૫

---

૧ છિ તન મુંનિ ૨ જાણીઇ ધ્યાંનિ નિશ્વાસ ૩ દુખ છાડી નિ નિચિંત ૪ કર્યું વિશ્રાંમ કાંમ ૫ જાણે ૬ યમ ૭ કાંમ સાધિ નિશ્વાસ ૮ ચરચીઉં તસે ૯ જાણે ૧૦ રહીત ૧૧ શૂ જાઉ. ૧૨ હદય માહારૂ પાષાંણ નહી ૧૩ દુખ તન વિવિધિ વિમાશૂ. મન ૧૪ ચેષ્ટા દેઈ ૧૮ મુહનિ મર્ણું કુહુ હૂ જાઉ શર્ણિ ૨૦ વિવિધિ યાચના યે સો અનુભવી ૨૧ યુગ મુખિ વાણિ ૨૨ વછલતા દેખાડીઇ સાહાંમુ જોઈ બત્તાડીઇ ૨૩ દાશિ ૨૪ દુખ ૨૫ નિરબાધ

અનુકૂલ સેવકનિ ત્યજી જાતા કા બીકું નહીં હજી ?
હૃ અપરાધમિ છૂ પાપિણી તહ્મો વાહિયા મંદભાગિણી ૧૬
મુઝ માટિ તમનિ એ ગતિ, મુહિ મરણ ન આવિ સતિ !
તહ્મનિ એહેવી ગઈ વિગિ, તેહવિ દૈવિ કીધી પિગિ ! ૧૭
૫ માહારિ વરિ શૂ છિઇ કામ, અમાઇ, પરિવારિ નિ ધામિ ?
અનાથ, શરણિ ગખીઇ ! એક વાર કાંઇ ભાખીઇ ! ૧૮
એણી પિરિ બહુ કરી વિનાપ પૃથ્વી પડ્યૂ, પછાડ આપ
છૂટા કેશ, નયણિ વહિ નીર, શોકિ વિહ્વલ થયૂ શરીર ૧૯
કપોલિ હદિ ફેરવતી પાણિ, રુદન કરતી બોલી વાણિ,
૧૦ પુંડરીક ! ત નિષ્ઠુર ઘણૂ, દુખ ન જાણિ જે અમ તણ ૨૦
વલિ કહિ લેઈ ઘાલૂ હાથ, કરૂ ચુમન બોલુ છ નાથ !
એકાવલી ગ્રહી નિ કહૂ (મન માહા શોક થકી અતિ દહૂ), ૨૧
કહિ પાપિણી એકાવલી ! પાસિ હુતી કહિ ગ્યવી,
હુ આવૂ તિહા લગિ નિર્વાણ વાહાલાના નવિ ગખ્યા પ્રાણ ? ૨૨
૧૫ કપિંજલનિ કરુ પ્રણામ પાછુ મિત્ર ઉઠાડુ, સ્વામિ !
તરલિકાનિ વળગી ગનિ, ગાઢિ રોઈ નિ મનિ બલી ૨૩
તેણી વેના શોકવચન કિહીઇથા ઊપના રુદનિ
અણશીખિ પિહિલુ અભ્યાસ કિહીઇથી આનકુ નિશ્વાસ ૨૪

કહિ જામાલિ, સુણુ પરિવાર ! એહની વારતા કરતા નારિ
૨૦ સ્નેહ સાભર્યું નિ અડવડી, રા આગનિ મૂર્છાગત પડી ૨૫
પડતા ઝાલી ચદ્રાપીડિ મન માહિ માયાની પીડિ
તેહ તણૂ વનકલ ઉત્તરી આસુઇ ભીનૂ કર ધરી ૨૬
છેડુ એક તાણી નિ રાય નાખિ મૃગનયનીનિ વાય
વાયુ કરતા આવી સાન, એણી પરિ બોલ્યુ રાજાન ૨૭
૨૫ મિ ફોકટ પૂછી એ વાત ... પાપી કીધુ ઉતપાત

૧ અનકૂલ બિહુ નહી ૨ વાહીયા ૩ મૂકનિ ૪ મેકલી તેકવી ૫ છિ કામ ૬ રાષીઈ ભાખીઈ ૭ બહુ ૮ નયણે ૯ હ્રદિ પાણિ વાણિ ૧૦ કપિંજર તૂ નિષ્ઠૂર દુખ જાણિ યે ૧૧ લેઈ ૧૨ મા શોક દહૂ ૧૪ નિરાણિ ગખ્યા પ્રાણ, ૧૫ કરૂ ૧૬ રોઇ બલિ ૧૭ વચન ઉપના રુદન ૧૮ અણશીખિ ૧૯ શુણુ પરવર વારતા ૨૧ ચદ્રાપીડ ગાહિ ૨૩ છેડ તાણી નાખિ ૨૪ સાન રાજાન

પ્રિયવિરહ સંભારુ વલી, તું તેણિ કીધી આકુલી. ૨૮
એટલિથી રિહિવા હુ કથા, જેણિ અતિ ઊપની વ્યથા.
હું ઇ એ સાંભલી નવિ સકૂં. વિરહવારતા શી પિરિ બકુ? ૨૯
વલી સંભારી પિઉનુ શોક પ્રાણ બાલવા કામિની! ફોક.

૫ રાજકૂઅરનાં સુણી વચન નીસાસુ મેહેલી અતિ ઘન, ૩૦
આંખિ આંસૂ કેરી ધાર, વૈરાગિ બોલિ તેણી વાર.
સાંભલિ, રાય! તે દારુણ નિશા વિરહવેદનાઇ અસુ કસ્યા, ૩૧
તુહિ તજ્યુ નહીં એ દેહ; હવડાં કિમ ત્યજશિ તેહ?
મુઝ પાપિણીનૂં જમજન દૂરિ થકી ટાલિ દરશન! ૩૨
૧૦ શોક કશુ એ દારુણ હૃદિ? જે કહિ એ, તે મિથ્યા વદિ!
નિષ્ઠુર હઇઇ નીલજ કરી, ફાટી પ્રાણ ન ગ્યા નીસરી! ૩૩
વજ્રથી અધિકી વેદના સહી, તુહિ દુઃખિ દહ્યું તન નહીં!
તુ વારતા કરતા શૂં બલિ? કઠિન હૃદયનિ કો નવિ કલિ. ૩૪
એથી અધિકી કથા કઠોર સુણી ન જાઈ કિહિતાં શી ઓર?
૧૫ વજ્રપાતથી અધિકી વલી વેદના જે નવિ જાઇ કલી, ૩૫
તે ધાર્યાંનૂં કારણ ગૂઢ, સાંભલિ, રાય, કહૂં હૂં મૂઢ.
આશા, મૃગતૃષ્ણાજલ જિમ, ઝવિનવ્ય ધરૂં છૂં તિમ. ૩૬
પીઆરુ હઇ જિમ ભાર, અપ્રયોજન કહીઇ ઉપકાર,
એહવું હૃ વહૂં છૂં શરીર, ત્યાહાર પૂઠિ, સાંભલુ નિ વીર! ૩૭
૨૦ એણિ પિરિ વિલાપ જ કરી તરલિકા પરતિ ઉચ્ચરી.
ઊઠુ, સખી, મન નિષ્ઠુર કરુ; કાષ્ઠચિતા વેગિ વિસ્તરુ; ૩૮
વેગિ આણુ હુતાશન, વલ્લભ સાથિ બાલૂં તન.
સજાઈ કીજિ છિ જહા, ગગન થકી પુરુષ એક તદા ૩૯

---

૧ વિરહિ ૨ રેહિવા. યેણિ. મથા. ૩ વિરહિ. બકું. ૪ પ્રીઉનુ પ્રાણ કામિનિ. ૫ રાજકુઅરનાં શુણી. વચંન-ઘંન. ૬ આંખિ. ૭ કશ્યા. ૮ નાઠી. ૯ પાપિણીનૂ યમ તન. દરશંન. ૧૦ હ્રદિ યે કહીઈ. ૧૧ યે ફાટી નીંશરી ૧૨ આપકી. દુઃખિ તન દહ્યુ નહી. ૧૩ વારતા. કઠિનિ. ૧૪ શુણી. કિહિતાં શોર. ૧૫ અધિક જે વલી વેદના તે. ૧૬ મુઝ પ્રાંણ ધર્યાંનું. ૧૭ યંમ ઝાતવ્ય છૂં. ત્યમ. ૧૮ યમ. ૧૯ એહવૂ વહૂ છૂં. ૨૧ કાષ્ઠ વિસ્તરો. ૨૨ હૂતાશંન. તંન. ૨૩ યદા. પુરૂષ ઉત્તર્યું તદા.

ચન્દ્રમંડલથી નીમર્યું શ્વેત વસ્ત્ર, હાર ઉરિ ધર્યું
શ્રવણિ કુંડલ મણિમય સાર ગૌર દેહ, જાણી ત્રિપુરારિ 	૪૦
મહા પુરુષ તણી આકૃતિ મૃતગ પાસિ આવ્યુ તે સત્ય
સુંદર શીતલ કરિ તા ધરી મૃત દેહ લીધુ ઉદ્ધરી 	૪૧
૫ દુંદુભિ નાદિ બોલ્યુ વાણિ સાભલિ, મહાશ્વેતા સુજાણ !
પ્રાણ મ છાડીજે સુંદરી ! વાણી દૃઢ કરૂ છ સત્ય કરી, 	૪૨
અનંગગતિ શૂ રાખે રંગ એ શૂ પુનરપિ પામીશિ સંગ
એહવૂ કહી ગ્રહી મૃત તન અંતરિક્ષિ ચાલુ ગગન 	૪૩
હૂ તેણિ થઈ ભયભીત, વિસ્મય કૌતુક પામી ચિત્ત
૧૦ ઊંચૂ જોઈ રહી આકાશિ કપિંજલનિ પૂછ્યૂ પ્રકાશિ 	૪૪
એ શૂ છિ ? કહિ મુઝનિ, ભ્રાત ! આશ્રજ સરખી દીસિ વાત
ઉત્તર અણઆપિ, ભૂપાલ, કપિંજલ ઊઠ્યુ તતકાલિ 	૪૫
ઊંચૂ જોઈ બોલ્યુ ચિત્ર, કિહા લેઈ જાઇશિ માહારુ મિત્ર ?
દુરાત્મા ! રહિ, ઊભુ રહિ ! ક્રોપિ ધાઇ એહવૂ કહી 	૪૬
૧૫ પનવટિ વાની વસ્ત્ર ઉત્તરી પૂઠિ ચાલ્યુ કોપિ કરી
તેહિ સાથિ ગ્યુ આકાશિ હૂ જોઈ નિ થઈ નિરાશ 	૪૭
મુજ જોતા મધનાઇ, નરેશ, તારાગણ માહિ કર્યું પ્રવેશ
હૂ તુ જોઈ રહી અનલોક પિહિલાથી બિમણુ થયુ શોક 	૪૮
હઇડૂ ફાટવા લાગ્યુ જિહા, તરલિકા પગતિ કહૂ તિહા
૨૦ બાઇ ! એ શૂ ? મહિ કડુ જુ કારણ તણો કાઇ લડુ 	૪૯
તે તા અતિ શોકાતુર થાય મનિ તાહી પરિ ધ્રૂજિ કાય
માહારા મરણની શંકા મનિ તરલિકા બોલી વચન 	૫૦
શૂ જાણુ ? અકૃતકારિણી હૂ તા અછૂ પાપકારિણી
સાભલિ, બાઇ, કહૂ છૂ સત્ય એ તુ દેવ તણી આકૃતિ 	૫૧
૨૫ પિતા તણી પિરિ તુઝ આજ આશ્વાસના દેવાનિ કાજિ

---

૧ થકી નીસરુ શ્વેત ૨ ચરણે ૩ વ લગે ૪ કરિ વળી ઉધરી ૫ બોલ્યુ વાણિ સુજાણ ૬ પ્રાણ છૂ સુંદરી વાણી દૃઢ કર છૂ ફિરી ૭ ગયે ૮ મૃતતન અંતરિક્ષ ગગન ૯ કૌતક પામી ચિત ૧૧ સરખી ૧૨ આગલતર આપિ ઊંચુ ૧૩ જોઈ લાગ્યા ૧૪ કોપિ ધાઈ એહવૂ કહિ ૧૬ થયુ નિરાશ ૧૭ માહા ૨૦ મૂંઝનિ કાઇ ૨૨ મરણની ૨૩ જાણુ છૂ ૨૪ આકૃત્ય ૨૫ મુઝ

દેવરૂપ કો બોલ્યુ જેહ, અવિસંવાદિની વાણી, એહ. ૫૨
તૂં મન માંહાં વિમાસી ગ્રહિ, એ જૂઠું શા માટિ કહિ ?
તે માટિ એ છાંડ કલેશ પ્રાણત્યાગ કરવા નિવેશ. ૫૩
"કપિંજલ ગ્યુ છિ તે સાથિ, ન જાણીઇ શી અછિ વાત ?
૫ ભિતાવલ્ગુ ગ્યુ અણકહી, તે આવ્યા વણ તા રહિ નહીં. ૫૪
શૂં જાણીઇ શૂં ઇ છિ તિહા ? આપણ નથી પ્રીછતા ઇહાં.
પ્રીછ્યા પૂંઠિ સમાચાર મરતા કેહી લાગિ વાર ? ૫૫
આશા છિ સમાગમ તણી; વારૂં છૂં તુહ્નિ તે ભણી.
હા કે ના થાઇ લગિ જિહાં, પ્રાણ ધરુ, બાઇ, લગિ તિહા. ૫૬
૧૦ એહવૂં કહી તે પાઇ પડી; માયા ઊપાઈ અતિ રડી.
હૂં ઇ સ્ત્રી-અ સ્વભાવ પ્રકાશ. લાગી દુસ્ત્યજ જીવિત આશ. ૫૭
તેહ પુરૂષની વચનપ્રતિતી, કપિંજલ આવ્યાની રીતિ,
તેહ જ જુગતૂં માની કૃત્ય પામી નહીં પાવક માંહાં મૃત્ય. ૫૮
વર્ષ સહસ્ર સમી થઈ રાતિ; રેણ કપોલિ, અતિ અશ્રુપાત;
૧૫ બીજી તરલિકા તે સરતીર; ક્ષીણ કંઠ નિ શોક શરીર. ૫૯
રાત્રિ ગઈ નિ થયૂં પ્રભાત, તેણિ સરિ તે કીધા સ્નાત.
મિથ્યા જાણી એ સંસાર, છાંડી માતપિતા પરિવાર, ૬૦
શોક દુઃખ જાણી દુર્વાર લિખ્યાં કષ્ટ નહીં પ્રતીકાર,
જાણી મંદ ભાગ્ય આપણૂં, દુષ્ટપણું જાણી વિધિ તણુ, ૬૧
૨૦ વાલી ઇંદ્રીસુખથી મન, બ્રહ્મચર્ય ગ્રહી ઇ વન,
ચરણ વાંછતી જિહાં લગી મરણ લેઈ એ શિવ કેરૂ શરણ, ૬૨
રહી કરેવા તપ અભ્યાસ દૃઢ થઈ આ શંભુ પાસિ.

બીજિ દાહાડિ માતનિ તાત જાણી શોક તણિ મનિ વાત ૬૩
બંધુ સહિત આવ્યાં; અતિ મંદ કરવા લાગાં તે આક્રંદ.
૨૫ દીધા મૂહ્નિ બહુ ઉપદેશ; આશ્વાસના કરી નરેશ. ૬૪

૧ પેહ. વાંણી. ૨ વિમાશી. ૩ પ્રાંણ ૪ જાંણીઇ. ૫ અણકહિ નહી ગહિ. ૬ જાંણીઇ. આંહાં. ૮ વારૂ છૂં તુહ્નિ. ૯ થાયિ જિહાં લગિ પ્રાણાં તિહાં લગિ ૧૦ ઊપાઇ ૧૧ જીવન આશિ. ૧૨ પુરૂષના. ૧૩ જુગતું માંની પામી નહી. ૧' અશ્રૂ ૧૭ જાંણી. ૧૮ લિખ્યાં. નહી પ્રતિકાર. ૧૯ જાણી. જાંણી. ૨૦ વલી. સુખથી મન. તન. ૨૧ શરણ વાંછતી. મણું શર્ણું. ૨૨ દ્રઢ શભુ પાશ ૨૩ આવ્યા તાત જાંણી. ૨૪ સહીત આવ્યા. ૨૫ મૂહ્નિ બહુ.

યત્ન કર્યું ઘરિ જાવા કાજિ; મિ તેહની નવિ માની લાજ.
દિવસ કેટલા પાસિ રહ્યા, અનેકિ પિરિ બોલ મુઝ કહ્યા. ૬૫
મિઇ પ્રાણિ મોકલિયા ઘિરિ, શોકાતુર થઈ બહુ પિરિ
દૂખિયા અતિ મુઝ પાખિ થયા, વિમના થઈ ક્રષ્ટિ અતિ ગયા. ૬૬
૫ માતપિતા ગ્યા પછી એ રીતિ વનિ રહી છું તેહની પ્રીતિ.
ક્ષણ ક્ષણ પ્રતિ આંસૂ પાડતી પ્રેમ એ તેહનિ દેખાડતી, ૬૭
વિરહિ તેહનિ કાયા ક્ષીણ, નિયમ કરી સરવિ સુખ હીણ.
જાપ્ય મિશિ તેહના ગુણગ્રામ; ફલ મૂલ જીવન વિશ્રામ. ૬૮
તેહ કમંડલુ નિ કોપીન, માલા તે, રાખી મન લીન
૧૦ વાત શીત આતપનિ સહૂં તેહનૂં ધ્યાન ધરી તાં બહુ. ૬૯
એણિ સરિ સંધ્યા ત્રય સ્નાન. અર્ચૂં શિવ, પણિ તેહ ધ્યાન.
તરલિકા બીજી સહચરી અહીં રહી છૂં તપ આચરી. ૭૦
તે હૂં છૂં મહા પાપિણી બ્રહ્મહત્યા જાણી શાપિણી !
નિર્પ્રયોજન માતાઇ જણી ! ઊગંતી દૈવિ અતિ હણી ! ૭૧
૧૫ નિરાલંબ, નિ છૂં નિર્નાથ ! એહવૂં કહી મુખિ દેઈ હાથ
વનકલિ ઉજ્જવલ ઢાંકી મુખ રોવા લાગી આણી દુઃખ; ૭૨
શરદ આભલિ જાણી શશી ! પ્રૌઢ શબ્દ ગાઢિ નિશ્વસી.

રોતી જોઈ રાજકુમાર મન માંહાં પામ્યુ અસુખ અપાર. ૭૩
તેહનૂં શીલ, સત્ય નિ ક્ષમા, મધુર બોલવૂં નહીં ઉપમા,
૨૦. નિરભિમાન નિ રૂપ યૌવન રાનું મગ્ન થયૂં અતિ મન. ૭૪
વિશેષિ વારતા સાંભલી મન ગયૂં રાજાનૂં ગલી;
અતિશિ આર્દ્ર થયૂં તાં હૃદિ; વીર એણિ પિરિ વાણી વદિ. ૭૫
શ્યામા ! દુઃસહ વલ્લભ સ્નેહ, તે હૂં જાણૂં છૂં તુઝ દેહ.
રુદન કરિ હવિ શું હોય ? તિણુ અતિ તપ માંડ્યૂં સોય; ૭૬

---

૧. માંની. ૨ મૂઝ ૩ પ્રાંણિ મોકલીયા. બહૂ. ૪ દુખીયાં. પાષિ. ૫ વનિ. ૬ ~૬ ક્ષણ(૨)] પ્રેમિ. દેષાડતી. ૭ સુપ. ૮ ગુણ ગ્રામ. વિશ્રાંમ. ૯ રાષી. ૧૦ ધ્યાંન ધરિ તાં બહૂ. ૧૧ સ્નાંન. આવૂં શિર પણ તેહનૂં ધ્યાંન. ૧૩ છૂ. બ્રહ્મહત્યા જાંણે સાપિણી. ૧૪ નિઃપ્રયોજન. યણી ૧૫ મૂષિ. ૧૬ ઉજ્જ્વલ વનકલ. મૂષ આણી દુષ. ૧૭ આભલે જાંણે. નિઃશ્વસી. ૧૮ જોઇ. માહાં. ૧૯ ક્ષમા મધુર. નહી. ૨૦ યૌવન. થયુ. મંન. ૨૧ મંન. ૨૨ આદ્ર. હિદિ. વાંણી ૨૩ શાંમા. જાણુ. ૨૪ તે.

તેહિ અર્થિ ત્યજ્યુ સવિ મગ, તપચર્યાઇ કષ્ટૂ અગ
ઇંદ્રીસુખ છાંડ્યા તે હેત, ધર્મ તણુ કીધુ સંકેત ૭૭
પૂઠિ મરવૂ મૂરખમતિ મોહ પડ્યા કરિ છિ સત્ય,
વીભલપણાનૂ એ આચરણ, પ્રેમભાગનૂ નુહિ અનુમરણ, ૭૮
૫ જે માતા પિતા ભરતાર સુઇ પ્રાણ તિજઇ પરિવાર
કષ્ટિ કરી મરિ છિ સોય મુઆનિ તેણિ સ્યુ ગુણ હોય ? ૭૯
પા જીવનાનુ નહીં જોગ, પુણ્ય નહીં, નહીં સ્વર્ગનુ ભોગ,
નરક પડતા વારણુ નહીં, દર્શન પણિ નવિ આવિ સહી ૮૦
તેહનિ કર્મિઇ તે તાણીઇ, કર્મભૂમિ પગતિ આણીઇ,
૧૦ આતમવ તી ભોગવિઇ પાપ તેહ્નિ શુ સુખ થાઇ આપ ? ૮૧
જીવિ તુ દિ ઉદકાંજલી, શ્યૂ કરશિ તે પૂઠિ બલી ?
આગિ રાજસુતા તા બહુ વિધવાધર્મિ રહી મહૂ ૮૨
શ્રૂરસુતા પૃથા માધવી પાહુ પૂઠિ રહી માધવી,
આગિ વૈરાટી ઉત્તરા અભિમન્યુ મુઇ દુર્ધરા, ૮૩
૧૫ ધૃતરાષ્ટ્રપુત્રી દુઃશલા સિંધુરાજ મુઇ વરઠના,
સુર મુનિ ગંધર્વ પુત્રી ઘણી વિધવા થઈ જીવી મિ સુણી ૮૪
તેહનિ મ્યનવાની નહીં આશ, તાહારિ છિ સઘુ વિશ્વાસ
માહાપુરુષિ જે બોલી વાણિ, તે મિથ્યા નુહિ નિર્વાણ. ૮૫
માહાપુરુષ લેઈ ગ્યુ જેહ, જાણુ જીવવા સ્થિત તા તેહ
૨૦ દેવલોક રાખી એ દિન તુઝનિ કરુણા કરશિ ધન્ય ૮૬
એહ વાત કહી નવિ જાય તપસિદ્ધિ અદ્ભુત મહિમા ય,
ધર્મકર્મની છિ બહુ શક્તિ, મન શ્યૂ કલ્પુ એહવી જુક્તિ ૮૭
અથવા જીવાડવુ ન હોય, તુ શાનિ લેઈ જાઇ સોય ?
તે માટિ આણી વિશ્વાસ તિ માડ્યુ છિ તપઅભ્યાસ ૮૮
૨૫ વિશ્વાવસુ ગંધર્વે મેનકા પ્રમદ્વરા ઊપની કન્યકા

૨ સુખ ૩ મૂરખ સતિ ૪ ભલપણાન આચાપુ ભાગનુ નુહિ અનુમણુ ૫ જે મુઇ પ્રાણ પરવાર ૬ મૂઆનિ ગુણ ઉપ૦ સ્યૂં સૂર પાઠાતર ૭ તેહ્નિ પાછૂ નહી ગેગ પુન્ય નહીં સ્વર્ગનુ ૮ નઈ પણે ૯ તાણીઇ આણીઇ ૧૦ શૂ સુખ ૧૨ રાજસુતા બહુ રહી તા સહૂ ૧૩ શૂરસેન સુતા માધવી ૧૪ વિરાટી આગિ અભિમન્યુ મુઇ ૧૫ પૂત્રી મૂઇ ૧૬ વીધવા સુણી ૧૭ નહી આસ ૧૮ પુરુષે વાણિ નિર્વાણિ ૧૯ જાણુ તેહ ૨૦ રાખી દિન વનિ ૨૧ અદ્ભૂત ૨૨ બહુ યુક્તિ ૨૩ શાહાનિ ૨૪ આણુ ૨૫ મનિકા ઉપની

ચ્યવનપૌત્ર પ્રમતિનુ તન પરણ્યુ અતિશિ પ્રેમી મુનિ. ૮૯
સર્પ ડશ્યુ, મુઈ તત્કાલિ. મુનિ પામ્યુ અતિ શોકની ઝાલ.
અર્ધ આયુ આપી નિ એવ જીવાડી તે અવસ્યમેવ. ૯૦
તુરગ રક્ષાઇ ગ્યુ અર્જુન, શુદ્ધિ માર્યુ બભ્રુવાહન,
૫ નાગકન્યા ઉલૂપી નામ, જીવાડ્યુ તે તેણિ ઠામિ ૯૧
અભિમન્યુ સુત પરિક્ષિત રાય, બ્રહ્મબાણુ વાગ્યુ તે કાય,
ઉત્તરાઇ કર્યાં વિલાપ કૃષ્ણિ જીવાડ્યુ તે આપ. ૯૨
તિમ સાદીપન ગુરનુ બાલ કૃષ્ણિ જીવાડ્યુ તત્કાલિ.
તિમ તાહરુ વલ્લભ એમ થયુ જીવાડવા લેઈ તે ગયુ. ૯૩
૧૦ અથવા શુ કીજિ પરપચ? મિથ્યા મરવુ એહ પ્રપચ.
એટલા બહુ દેઈ ઉપદેશ પ્રાણિ મુખ ધોયૂં નરેશ. ૯૪

એહવિ અવસરિ સવિતા લોકિ અસ્ત પામ્યુ માહાશ્વેતાશોકિ.
માહાશ્વેતા પખાલી પાદ, વનફલ પિહિરી મનિ વિષાદિ, ૯૫
સધ્યા ઉપાસી સુદરી શિલા ઉપરિ બીઠી સ્થિર કરી.
૧૫ વિધિ આચવી રાજકુમાર બીજી શિલા બીઠુ તેણિ ઠારિ ૯૬
મનિ વિમાસિ તેહનુ પ્રેમ દુર્ઘટ કામ કીતવુ એમ.
પુનરપિ પૃછિ રાજા નેહિ, કિહા ગઈ તરલિકા તેહ? ૯૭
દુઃખ સુખની જે સાચિણી જાણિ વેદના સવિ વપુ તણી.

માહાશ્વેતા કહિ રાજા[1] સુણ. પૂર્વિ વંશ કહુ અમ તણુ. ૯૮
૨૦ અમૃત થકી ઊપનુ દેહ, કુલ અપ્સરા કેરુ જેહ,
તે મધિ એક મદિરા નામ. ચિત્રરથ પામી તે સ્વામિ. ૯૯
માહોમાહિ સ્નેહ અપાર. કરિ વિલાસ પ્રેમિ નર નારિ,
ઘણા દિવસ વછા આધાન પુત્રી એક હવૂં સંતાન. ૧૦૦

કડવૂ ૨૦.

૧ સ્થૂવકશ ચ્યવનનુ તન. ૨ ડશુ પાંમ્યુ. ૩ પેવ અવગમેવ ૪ શુધિ. ૫ કન્યા. નાંમ ઠાંમિ ૬ અભિમન્ય પરીક્ષત બ્રહ્મબાણુ ૮ જીવાડ્યો. ૯ તાહ્રો ૧૧ પ્રાંણિ મુખ. ૧૨ લોક. પાંમ્યુ માહાશ્વેતા શોક. ૧૩ માહાશ્વેતા પખાલી મનિ વિષાદ. ૧૪ ઉપાશી. બિઠી. ૧૫ બિઠુ ૧૬ મન્ય પેમ. ૧૭ પૂછે નેહ ૧૮ દુખ-સુખની પે જાણિ વેદન ૧૯ માહાશ્વેતા શુણ ૨૦ પેહ. ૨૧ નાંમ પાંમી ૨૩ આધાંન. ૨૪ 'કડવૂં ૨૦ નથી.

રાગ મેવાડુ એકતાલી તાન

ઉચ્છરિ અતિ હુઉઆ ઘરિ તેહનિ સાભલિ, હો રાજન ! \
સકલ સુંદરી માહિ સુંદર કાદમ્બરી અભિધાન ૧ \
જન્મ થકી રહી માહિ પાસિ અશન પાન વિશ્રામ \
૫ ક્રીડા કરતા ગાનભાર સવિ નિરમ્યુ મન આગમ ૨ \
માહોમાહા જે પ્રેમ અહ્માંરિ, તે રાયજી ! શૂ કહીઇ ? \
રાતિ દિવસ અહ્મો પ્રીતિ બાધ્યા એકિ સ્થાનકિ રહીઇ ૩ \
માહારિ વ્યસન પડ્યૂ જે અદ્ભુત કાદમ્બરીઇ જાણ્યૂ, \
બાલપણાનિ સ્નેહિ કરી નિ દુખ મન માહિ આણ્યૂ. ૪ \
૧૦ સખીજન સાભલતા બોલી મમ ખાઈ નિ વાણી \
મહાશ્વેતા જિહા શોક ન મેહેનિ તિહા લગિ ગ્રહ ન પાણિ ૫ \
માત પિતા પ્રાણિ પરણાવિ, તુ અનશન દેહનાશ, \
નિરભક્ષણ પાવક પીસુ કડિ દોરડિ પાશ ૬ \
પુત્રીઇ એહવૂ પણ કીધૂ, માય બાપ સાભલિઉ \
૧૫ યૌવન પામી દીઠી જાહિ, ચિન્તાગ્રસ્ત મનિ રહિઉ ૭ \
ઘણુ કટી કહી નિ ભાગુ માનિઇ નહીં કાઇ નારી, \
વિષયવિમુખ થઈ નિ બીઠી માહરુ પ્રેમ સભારી ૮ \
મહિરાજ મન શૂ વિમાસ્યૂ, માહાશ્વેતાનિ કાહાવ્યૂ \
દુખ ભાજ્યા નિ જુ આવિ, તુ વેગિ તેડાવ્યૂ ૯ \
૨૦ વિમાશી, ખીરાદક નામિ કચુકી એક તા જેહ, \
મુઝ ભણી વેગિ મોકલિઉ, એણી પરિ કાહાવ્યૂ તેહ ૧૦ \
તૂ વિના પિહિનૂં દુખ અમનિ વિરહ તણી તા આગિ \
તૂ હ શરણ છિ કાદમ્બરીનિ, તે બીનૂ દુખ આગિ ૧૧ \
અહ્મીં આવી નિ પુત્રી રી વિરહવેદના ટાલુ \
૨૫ દુખબંધ તા અહ્મો થયા છ તેહ પીડા નિવાલુ ૧૨

૧ 'તાન' નથી ૨ ઉચ્છવ હોમા રાજન ૩ માહિં ૪ તે જન્મ ૬ માહો માહા રે ૭ સ્થાનકિ ૮ વિસન યે અદ્ભૂત જાણ્યૂ ” દુખ માહે આણ્યૂ ૧૦ ખાઈ વાણિ ૧૧ માહાશ્વેતા પાણિ ૧૨ જુ માત પ્રાણિ અશન દેહિ ૧૩ વિસુ કે કડિ દોરડી પાશિ ૧૪ કીધૂ સાભલીઉ ૧૫ પામી યાહિ રહીઉ ૧૬ માનિ નહી ૧૭ વિમુખ બિઠી ૧૮ માહાશ્વેતાનિ કાહાવુ ૧૯ દુખ તે ટાલુ ૨૦ વીમાશી ખીરોદક કચુકીક તા પેહ ૨૧ મોકલીઉ ૨૨ કાદમ્બરીનિ તે બીજૂ દુખ તણૂં ૨૩ શરણ દુખ ૨૫ દુખ

તે માટિ ગુરૂજનની લાજિ, કાદબરીની પ્રીતિ,
તરલિકા કચુકી માથિ મિઇ મોકલી રીતિ ૧૩
એહવૂ કાહા છિ મિઇ તેહનિ, સત્ય કરી નિ મન
જુ સુણનિ જીવની વાછિ કરજે તાત વચન ૧૪
૫ તરલિકા ચનાવ્યા પડિ થોડિ દિન તહાં આવ્યા,
(વાટ જોતી હતી સખી નરી) માહારા મન માહા ભાવ્યા ૧૫

એહવી વારતા કરતા ઊગ્યુ પૂરણ વિધુ આકાશ
અમુજ સવના સુમ થયા નિ કુમુદિની થઈ વિકાસ ૧૬
ચદ્રાપીડિ વચન જ કીધુ, જોઈ શ્યામા ખેવ
૧૦ શનિ શનિ થઈ ઊઠી જઈ નિ સૂતી અવશ્યમેવ ૧૭
એહવિ અનરિ ગતુ કૂઅર એહવૂ ચીંતવિ મનિ,
કિ મુઝ પાખિ વૈશપાયન અનકિ ગયના તન ૧૮
અથવા પત્રલેખા આવી છિ? એમ ચીંતવતા રાય
નિદ્રા આવિ સુખશય્યા નિ ખેવ યામિની જાય ૧૯

૧૫ નિશા ગઈ નિ પ્રાત થયૂ રે, માહાશ્વેતા તતકાનિ
નિત્ય કરમ કરી નિ બીઠી, બીઠા છિ ભૂપાલ, ૨૦
એહવિ તિહા તરલિકા આવી કેયૂરક છિ માથિ
સોલ વરસનુ અતિશિ સુંદર રક્તયષ્ટિકા હાથિ ૨૧
ચૂતપલ્લવ એમન ધર્યું મસ્તકિ નીલ ઉત્તરી વાસ
૨૦ આવિ નિ વેગિ બિ ઊભા આણી અતિ ઉલ્હાસ ૨૨
ચદ્રાપીડનિ બીઠૂ દેખી 'કુણ એ?' કરી વિચાર
તરલિકા પાસિ જઈ બીઠી પ્રણમી તેણિ ઠારિ ૨૩
દૂરિ રહ્યા કેયૂરકિ કીધુ શ્યામાનિ પ્રણામ
માટિ માહાશ્વેતા દેખાડ્યુ, બીઠૂ તેણિ ઠામિ ૨૪
૨૫ અતિશયરૂપ રાયનિ જોઈ વિસ્મય પામ્યુ મનિ

---

૧ માટિ મિ ગુરુની કચૂકી મિ મોકલી ૩ નતિ મન ૪ વચન ૬ જોઈ ૭ સખી કેરી ૮ અબુજ કુમુદિનિ વિકાશ ૯ શામા પેવ ૧૦ અવશ્યમેવ ૧૧ મનિ ૧૨ પવિ તન ૧૩ ચિત્રલેખા ૧૪ આવી સુખ પેવ યામિની ૧૫ માહારવેતા ૧૬ બિઠી બિઠા ૧૯ ધર્યું ૨૦ આણી ૨૧ બિઠુ દેખી ૨૨ મહાસ્વેતા બિઠી ૨૩ શામાનિ પ્રણામ ૨૪ દેખાડ્યુ બિઠુ ૨૫ પામ્યુ મન્ય

એટલિ જાપ્ય સૂપુ નિ પૂછિ શ્યામા પ્રેમ વચન. ૨૫
કુહુ નિ, કાદંબરી તિ દીઠી ! બોલાવી તિ ? બાઇ !
કહ્યૂં અહ્મારૂં તેહ માનસિ ? પૂછ્યૂં પ્રેમિ ધાઈ ? ૨૬
તરલિકા કહિ. રાજકુમારી ! દીઠી મિ તે નારી.
૫ મોતી જેવડાં આંસૂ ઢાલિ કિહિતાં વાત તહ્મારી. ૨૭
સંદેસુ કાંઇ જે કાહાવ્યુ છિ, કેયૂરક તિ કિહિસિ.
એહ· કહી રહી અણબોલી. દુઃખ હ્રદય માંહિ રિહિસિ. ૨૮

કેયૂરક એણી પિરિ બોલિ ગાઢૂં આલિંગન
દેઈ કાહા૦ છિ કાદંબરીઇ, સાંભલુ એકિ મન. ૨૯
૧૦ બાઇ ! તહ્નિ એ શૂં કાહાવ્યૂં છિ માહારી પરીક્ષા કરવા,
અથવા ભિલભુ એ મૂકિ ઘિરિ રહ્યાનૂં વરવા, ૩૦
કિંવા માહારુ પ્રેમ છેદેવા, કે કરવા વિજોગ,
કિ અપરાધ માહારુ છે કાંઇ પરહરવાના જોગ ? ૩૧
કહિણુપણિ સંદેસુ કિહિતાં લાજ્યાં નહીં શૂં બાઇ ?
૧૫ કહિણુ બોલવૂં કુણિ શીખવ્યૂં, મધુરભાષિણી થાઈ ? ૩૨
વાહાલાંનિ દુઃખ હુઇ જિહ્નારિ ત્યાહારિ શુ સંજોગ ?
સુખની ઇછા તાં શી, જાહિ એહવુ તહ્મારુ યોગ ? ૩૩
કમલિનીની સંગતિ માટિ, અસ્તંગત રવિ જાંહ,
ચક્રવાકી પિઉ પાસિ ન રહિ દુઃખ સખીનિ ત્યાંહ. ૩૪
૨૦ તૂં વિરહિણીનિ પીડિ છિ વિરી તાહારુ કામ.
તૂં સખી માહારી. હૂં તેહનિ કિહી પિરિ કરૂં સકામ ? ૩૫
પિઉનિ વિરહિ સખી સાધવી સખીનિ ઘિરિ ન જાઇ,
મનિ વશંસી પર પુરુષનૂં દર્શન તા રખે થાઇ, ૩૬

૧ સુપુ. રયાંગા. વચંન. ૩ માંનસિ. ૭ કહીં નિ રહી. દુઃખ રીહિય. રિહિરિ. ૮ કેકરક. આલ્યંગન. ૯ મંન ૧૦ મારી મંન પરીક્ષા. ૧૧ કહંભુ. રહાનુ. ૧૨ કિ માહારૂ. વિયોગ. ૧૩ કાઈ પરહરવાનુ યોગ. ૧૪ નહી. ૧૫ શીખવ્યુ મધુરભાષિણી હાઇ. ૧૬ યહીંારિ. સુ. ૧૭ સુખની. શી હીજિ યાહિ. તહ્મારો. ૧૮ કમલનીની. યાંહ. ૧૯ ચાકવાકિ પ્રીઉ. ૨૦ વિરહણીનિ. કાંમ ૨૧ સખી. તેહની. સકાંમ. ૨૨ પ્રીઉનિ. સખી તણિ ઘિરિ જાઈ. 'સખી સાધવી' ઉપર મથાળાના કોશ ભાગમાં **સખી સાધવી** અસલના મરોડમાં પાઠાંતર છે. ૨૩ જાંણી પર પુરુષનૂં દર્શન વરાંસિ રખે થાઇ.

તે તૂં વિરહાતુર થઈ આવી માહારા ચિત માહા બીઠી,
ત્યાહા પુરુષનિ કિમ તેડૂ[2] જિહા તૂ આની પીઠી, ૩૭
તૂહિ તે મન માહાથી કાઢી કિમ કનાવૂ પાણિ
આપણા સુખનિ કાજિ, બાઇ, લંપટતા મનિ આણી ? ૩૮
૫ મુઝનિ તે સુખ કિહાથી થાશિ, જિ મિઇ તાહારિ કાજિ
ગુરુજન તણા વચન તા લોપ્યા ? લોપી લોકની લાજિ, ૩૯
તે પરણિ કિહાથી સુખ થાશિ ? વલી મ કિહિશુ અમનિ.
પ્રણામ કરી નિ પ્રારથૂ છૂ માહડા સમ છિ તહ્મનિ ૪૦
સ્વપન માહિ એ કાજ ન કરૂં, પ્રતિજ્ઞા એ માહારી.
૧૦ માહાશ્વેતા તે વાણિ સાભલી મન માહા રહી વિચારી ૪૧
કેયૂરકનિ કહ્યૂ, તહ્મે જાઓ, હૂ પોતિ તિહા આ',
સમય જોઈ તેહનિ સંતોખૂ, મનનુ તાપ શમાવૂં. ૪૨

કેયૂરક ગ્યુ, નિ માહાશ્વેતા ગજા પરતિ બોલિ.
અનેકિ ગિરિ છિ, પણ નહિ કો એ હેમકૂટનિ તોલિ. ૪૩
૧૫ સુંદર ચિત્રરથ રાજધાની, કિંપુરુષનુ દેશ
અતિ પેશલ ગંધર્વલોક છિ, નાના ભવનનિવેશ ૪૪
અતિશિ કોમલ માહાનુભાવ છિ કાદંમરી કુમારી
છિઇ દૂકડ, ખેદ નથી કાઇ માહારૂ પ્રેમ વિચારી ૪૫
જુ જોવા કુતૂહલ થાઇ, તુ ત્યાહા આપણ જઈઇ,
૨૦ તેહ સખીનૂ દુખ ટાલવા પરઉપકારી થઈઇ ૪૬
માહાનુભાવના ગુણ તે આવિ નિશિ પગનિ તે કામિ.
એક દિવસ રહી નિ વલશૂ, આસ્રમ આણિ ઠામિ ૪૭

વનતુ ગજકૂઅર એમ બોલિ જાહારિ થશિ દરસન,
તિહાર થકી હૂ વશ છૂ તાહારિ કામ કહુ જે મનિ ૪૮

---

૧ ચિંત બિઠિ ૨ પિડી ૩ પાણિ ૪ સુપનિ આણિ ૫ તે મુઝનિ સુપ ૬ ગુરુ તણા લોપ્યા લોક તાણી તાં લાજિ ૭ સુધ ૮ પ્રણામ કરી નિ ૯ માહિ ૧૦ માહાશ્વેતા વાણિ ૧૧ કેઉરકનિ જાઓ ૧૨ સંતેખૂ ૧૩ માહાશ્વેતા ૧૪ અનિકિ નદી ૧૫ રાજધાની ૧૬ નાના ભુવન ૧૭ અતિશિ માનુભાવ ૧૮ પેર ૧૯ જો જોવા ૨૦ સખીનૂ દુખ ૨૧ નિશિ પગતિ તે ઠામિ ૨૨ આણિ ૨૩ ગજકુઆર, યા હારિ થઇ દરસન ૨૪ તિહાર થકી કામ કહો મનિ

ગકા રહિત કુહુ નિ મુઝનિ. એમ કહી તતકાલિ
તેણિ આશ્રમિથી નીસરિઆ માહાશ્વેતા ભૂપાલ ૪૯
ક્રમિ હેમકૂટ ગિરિ પામી, ગંધર્વ ગજકુલિ મેહેલી
કનકતોરણની સાત પોલિ, જાઈ કન્યાનૃકની છેહેલી. ૫૦
૫ માહાશ્વેતા દેખી પ્રતીહારી અનેકિ ઊઠી ધાઈ
વેત્રહસ્તા પ્રણામ કરી કિહિ, આ વાટિ આવુ, બાઇ ! ૫૧

કન્યાનૂ અંતપુર દીઠૂ જાણી સ્રીમિ રચિઊં,
નાના રત્નપ્રકર બહુ હીરા ગૃહશાલાઇ ખચિઊં. ૫૨
જાણી ત્રય લોકની નારી સંખ્યા કરવા કામ
૧૦ ઉત્તમ ટાની નિ મેહેલી છિ આણી એકિ ઠામિ ! ૫૩
અથવા પુરુષ રહિત એ કીધી સૃષ્ટિ નવી શ્રૂ વેધા !
અથવા દ્વીપ અગનાનુ છિ ! ભાતિ ન દીસિ દૂધા. ૫૪
અથવા અનેકિ કલ્પનુ કીધુ એખટુ સ્રીભંડાર !
અથવા શ્રૂ ગૌરીઇ કીધા પુરુષ સવે તે નારિ ! ૫૫
૧૫ જાણી સહસ્ર શશિમંડલિ રચના કીધી એહ !
અથવા યૌવનમિ સવિ રચિઆ નાના દીસિ દેહ ! ૫૬
અથવા મન્મથચર્યનિ કીધા પ્રેમિ શ્રૂ લેપન !
અથવા રસ શૃગારિ નિર્મ્યા નાના ભાસિ તન ! ૫૭
જાણી પ્રેમરસમર ધર્યૂ છિ જોતા લાગિ મીઠૂ !
૨૦ મહા મનોહર અંતપુર તે પ્રવેશ કરતા દીઠૂ ૫૮
ઠામિ ઠામિ સુખ માનિની કેરા જાણી ઇદુની વૃષ્ટિ.
અપાગરગ ભૂમંડલિ જાણી જલ વિણુ અસુજનૃષ્ટિ ૫૯
સુદર વક્ર ભમિ જે, જાણી કામ તણા ધનુ ગાડિ
કેશકલાપ અંધકાર જાણી કૃષ્ણ જામિની જોડિ ૬૦

૧ કહુ ૨ આશ્રિમથી નીસરીઆ માહાશ્વેત ૩ પામી ૪ કન્યા ૫ માહા શ્વેતા દેખી ૬ પ્રણામ ૭ કન્યાનૂ જાણે રચીઉ ૮ બહુ ધણીર ૯ જાણે કામ ૧૦ આણિ ઠામિ ૧૧ રહીત ગરિ ૧૩ એષટ ૧૪ જાણે શશીમંડલિ ૧૬ રચીઆ નાંના ૧૭ ચરિગન ૧૮ જાણે રસ શૃંગારિ નીર્મ્યા નાના તન ૧૯ જાણે પ્રેમરસ ધર્યુ છિ ૨૦ કરતાં ૨૧ ઠામિ ઠામિ સુખ માનિની જાણે ૨૨ જાણે ૨૩ જાણે કામ ૨૪ જાણે યામિની જોડ

અરાંપરાં ચાલતાં દીસિ નારીના કપોલ
જાણી મન્મથનાં અતિ ઉજ્જ્વલ દીસિ દર્પણ લોલ. ૬૧
નખનાં કિરણ નરાલાં દીસિ જાણી મન્મથબાણ.
ભૂષણ રત્નછટા બહુ જાણી ઇંદ્રધનુષ નિર્માણ. ૬૨
૫ પાણિગ્રહણ જિહાં સખી સખી માંહાં કરતા કાંઇ વ્યાપાર,
ચુંબન વાદન વેણૂનૂં કરતાં, વીણાઇ નખપ્રહાર, ૬૩
તાલી સખી સખી માંહાં રમતાં, દંત ખીઠીઇ દેવા,
ભુજલતા જે કંઠિ ઘાતવી કનકકલશ જલ લેવા; ૬૪
કટિ હલાવિ હીંડોલિ હીંચતાં, બકુલ કૂગલિ છાંટિ,
૧૦ પાગપ્રાહાર તે અશોક વૃક્ષનિ દોહદ દેતાં આંટિ, ૬૫
પૂજાપુષ્પિ પડિ જિહ્વારિ તેહ્નિ મુખ સીત્કાર;
સુરતકલા અભ્યસતી હુઇ તિમ દીસિ તે નારિ. ૬૬
જિહાં કણિ કર્ણકમલ તાં લોચન, દંતછવિ અંગરાગ,
ઉત્તમ ગંધ વલી મુખ શ્વાસિ, કુંકુમ અધરનિ રાગ; ૬૭
૧૫ લીલાકમલ તે કરતલ જેહ્નાં, ભુજ તે ચંપકમાલ,
તંત્રીશબ્દ બોલવાં જેહ્નાં, સ્તન દર્પણ સુવિશાલ. ૬૮
ચરણિ ઉલતુ ભાર કરિ, મેખલા માલા જેહ.
એહવા કન્યાપુર માંહાં ચાલ્યા આણી અંતરિ નેહ. ૬૯

જાતાં એહવા શબ્દ સાંભલિ, મનોહર આલાપ,
૨૦ કાદંબરી પરિજનનિ કહિ છિ કારજ જે જે થાપ. ૭૦
લવલિકા, લિ કેતકરજ, કરિ લવલીલતાલવાલ.
રજનિકા, તું રત્નદીપ કરિ જાંહાં છિ વીથી તમાલ. ૭૧
સારસિકા, ગંધનદી માંહિ રત્નવાલુકા ધાતુ.
મૃણાલિકા, કૃત્રિમ નલિનીના કોકનિ કુંકુમિ છાંટુ. ૭૨

---

૧ નારીનાં. જાંગે. ૩ નરાલાં જાંણે. બાંણ. ૪ બહૂ જાંગે નિર્માંણ. ૫ પાંણિ, માંહાં, કાંઈ. 'પાંણિગ્રહણ' ઉપર અસલના મરોડમાં મથાળાના કોરા ભાગમાં **કુમારિકાભવન માટિ** એવું ટિપ્પણ આપ્યૂં છે. ૬ નપ. ૭ સપી. માહિ. ૮ પે. ૯ હીંડોલિ હીચતાં, કુગલિ. ૧૧ મુષ. ૧૨ સુતજકલા. ૧૩ પિહાકણિ. ૧૪ મુષ. ૧૫ પેહ્નાં ૧૭ મેષલા. ૧૮ એહવાં કંન્યા. આંણિ. ૧૯ જાતાં. ૨૦ કારય પે પે. ૨૧ લવનિકા. કેતકની પરિ લળતી ૨૨ રજનિકે. રત્ન. યાંહાંથી. ૨૩ ગધોદક. ધાતુ. ૨૪ કતંમ નલનીનિ કુંકુમિ છાંટવા ચાલુ.

મંદારિકા, કપૂરપલ્લવરસિ વાહા સુગંધનાં પાત્ર.
મુક્તાજાલિ, કૌમુદિકા, આચ્છાદું દાડિમમાત્ર. ૭૩
નિપુણિકા, મણિસ્તંભ પૂતલી કુચિ કરુ પત્રભંગ;
સુંદર ચિત્ર રચુ શુભ લેઈ લેઈ કુંકુમ રંગ. ૭૪
૫ ઉત્પલિકા, લેઈ કનકમાર્જની, કદલીગૃહ છિ જાંહ,
મરકતવેદિ ઉપરિ વેગિ કરુ માર્જન ત્યાંહ. ૭૫
કુસુમિકા, સીંચુ મદિરારસિ બકુલ કુસુમનાં ઠામ.
માલતિકા, સિંદૂરિ રંગુ કામદેવનૂં ધામ. ૭૬
નલિનિકા, લેઈ કમલ મધુરસ, ભવન હંસનિ પાઉ.
૧૦ કદલિકા, ધારાગૃહ માંહિ ગૃહમયૂર લેઈ જાઉ. ૭૭
પલ્લવિકા, હારીત પંખીનિ મરીચ પલ્લવ દલ આપુ.
ચૂતકલિકા, ગૃહકોકિલનિ ચૂતાંકુર તે થાપુ. ૭૮
લવંગિકા, ચકોરપંજરિ પિપ્પલીખંડ નાંખુ.
શુકનિ દાડિમબીજ રક્ત તે, શકુનિકા, લેઈ દાખુ. ૭૯
૧૫ કુસુમાભરણુ રચુ, મધુકરિકા. શુક, સારિકા, ભણાવુ.
મયૂરિકા, સંગીતશાલાઇ કિંનરમિથુન અણાવુ. ૮૦
એહવાં વચન બહુ સાંભલતાં કર્ણિ અતિ અભિરામ
રચના બહુ નિરખતાં આવ્યાં કાદંબરીનિ ધામિ. ૮૧
શોભા અતિ ઘન કહૂં કેટલી ? થાઇ ગ્રંથ વિસ્તાર.
૨૦ કહિ ભાલણ સંક્ષેપિ બોલૂં કથા તણુ જે સાર. ૮૨
આગલિ ઉત્તમ મારગ દીઠુ, મંડપ તિહાં વિશાલ;
તિહાં કન્યકા સહસ્ર માંહાં બીઠી દીઠી તે તતકાલિ. ૮૩
કુંડલ હાર વલય નઇ નૂપુર ભૂષણુ અનેકિ ધરતી.
અંગતેજિ ભૂષણુ સઘલાંનિ અતિ શોભા તે કરતી. ૮૪
૨૫ જાણું રંભ લક્ષ્મી, પારવતી, રતિ: રંભા સમાન.

૧ રસ વા. ૨ જાલે. કુમુદિકા. દાડિમ. ૩ કુચે. ૫ ઉત્પલિકા. કમલમાર્જની. ચાંહ. ૬ વેદી ઉપરિ. ૭ શીંચુ. રસ. ઠાંમ. ૮ માલિતિકા. કાંમ ધાંમ. ૯ નલનિકા. મધૂ. ભુવન. પાઓ. ૧૦ માહિ. ૧૧ પંક્ષીનિ. પહ્લવદલ આવુ. ૧૨ કોમલિકા, લેઇ ગૃહ. નૂતાંકુર. ૧૩ પંજર માંહાં પિપ્પલીખંડનિ નાંખુ. ૧૪ તે મદનનિકે લિ તે દેસુ. ૧૫ સારિકાનિ. ૧૬ લલિતાનિ સંગીતની શાલા. જણાવુ. ૧૭ બહૂ. કર્ણું. અભિરાંમ. ૧૮ નિરખંતાં ધાંમિ. ૨૦ તણૂં. ૨૧ તિહાં મંડપ. ૨૨ કન્યકા. બિઠી. ૨૩ નઇ. ૨૪ તેજ. ૨૫ જાણે રૂં. સમાંન.

પ્રતિબિંબ લક્ષ્મીશત જાણી સરજિ છિ તેણિ સ્થાનિ. ૮૫
જાણી મન્મથ બાલ્યા માટિ શિવ શું આણી ક્રોધ
ઊપાઇ છિ હૃદિ હૃદિયી બીજા મન્મથ યોધ. ૮૬
મખી ક્રેએનિ સાદ કરિ છિ, બાઇ ! વેગિ આલ્ય.
૫ કમલ અહી નાસી જાઇ છિ, હંસમિથુનનિ ઝાલ્ય. ૮૭
નીલમણિના મયૂખ દેખાડી દુર્વાલોભિ વાહી
રમતી રમતી લીલાઇ શૂ હરિણ સાહાવા જાઇ. ૮૮
સખી કાંનિથી ત્વવાકુર લેઈ તેહનિ તા ખવરાવિ.
પખીનિ પ્રેમિ બોલાવિ પામિ ચાલી આવિ. ૮૯
૧૦ બાલ વૃક્ષ નિજ પુષ્પિત સાંભલી વધામણી તા આપિ.
ચૂર્ણ મુષ્ટિ ભરી એક સખિના મુખ ઉપરિ તે થાપિ. ૯૦
સન્મુખ બીઠા કેયૂરકનિ પૂછિ છિ એમ વાત,
કુણ પુરુષ તે ? કુહનુ કૂંઅર ? કિહિનુ છિ વિખ્યાત ? ૯૧
વિઇ કેટલિ ? રૂપિ કેહેવુ ? તેહ તણૂં શું નામ ?
૧૫ તૂં શું બોલ્યુ ? તિઇ બોલાવ્યુ ? શૂ અ કરિ છિ કામ ? ૯૨
માહાશ્વેતા શૂં પરિચય થયુ છિ ? અહીં આવશિ તેહ ?
ઇમ ચંદ્રાપીડની કથા પૂછતી કેયૂરકનિ એહ. ૯૩

રાજકૂંઅરિ કાદંબરી દીઠી, હઈઅડિ થ્યુ ઉલ્હાસ;
જમ ઉદધિ વાધિ તાં અતિ ઘન જોઈ ચંદ્ર પ્રકાશિ. ૯૪
૨૦ અહો વિધાતા ! એ શૂં કીધું ? (એમ વિમાસિ ભૂપ)
ઇદ્રી સઘલાં નેત્ર ન કીધાં ! નિરખત નારીરૂપ. ૯૫
ધન્ય ધન્ય તાં એ ઊપાયૂં અતિશિ મોહન ચિત્ર
ત્રણ્ય લોક માહિ જે અતિશિ વિશદ કામિ એકત્ર ! ૯૬
એહનિ ઊપાતાં ધાતાનિ કરિ થયુ જે કલેશ,
૨૫ તેહ કરી લોચનથી ગલિયા આંસૂના લવલેશ, '૯૭

---

૧ પ્રતિબિંબ લક્ષ્મીનાં. જાંણે શરજિ. સ્થાંનિ. ૨ જાંણે. આંણી. ૪ કરિ બાંઇ. ૫ નાશી જાઅિ. ૬ દેખાડી. વાહિ. ૭ રમતી (૨) લીલાંઇ. હરણ સાહાવા નિ. ૮ કાંનિથી. ખવરાવિ. ૯ પંક્ષીનિ. ૧૦ વૃક્ષ પુષ્પીત વધાંમણી તેનિ. ૧૧ એક સખીનિ ચૂર્ણ મુક્તિ ભરી મૂષ ઉપરિ લેઈ થાપિ. ૧૨ સન્મુષ બિઠા. ૧૩ વિક્ષાત. ૧૫ કાંમ. ૧૬ માહાશ્વેતાં. પરચિ. ૧૭ એમ. જેહ. ૧૮ રાયકુઅર. દીઠિ હઈઅડિ. ૧૯ યમ ઉદધી. ૨૧ નિરખત. ૨૨ ધંન્ય વિધાતા. ૨૩ ત્રણ્ય. યે કાંમનિ મિત્ર. ૨૪ ધાતાઈ ૨૫ ગલીયાં.

તેહ થકી આ કુમુદ દીપના એહવી ઉત્તમ સૃષ્ટિ ।
ઇમ ચીંતવતા કામિની ઉપરિ પડી રાયની દૃષ્ટિ ૯૮
રૂપ તણુ સમૂહ જ જોઈ કાદમ્બરીના લોચન
ગન્ધર્વ્વકુઅરનિ મુખિ ગઈ પડિયા પ્રેમ ઊપનુ મન, ૯૯
૫ વિર્હૂન ચન્દ્રાપીડ થયુ નિ જોઇ રામારૂપ
શ્યામા વચન ચિત્ત થઈ નિ નયણિ નિરખિ ભૂપ ૧૦૦
ગનિ દેખી રોમોદ્‌ગમ થ્યુ, પછિ તે ભૂષણનાદ,
પછિ કાદમ્બરી તે ઊઠી આણી મનિ આહ્લાદ ૧૦૧

## કડવૂં ૨૧

૧૦ રાગ આસાઉરી

તેનિ કામિ ઊપાયુ સ્વેદ રે, સ્નભિ ઊરુ ગનિભેદ રે
વેદના વિગ્દ તણી વપુનિ થઈ રે ૧

ઢાળ

નિશ્વાસિ તે કાપડ્ અનગ્ કર્યૂં તેણી વાર
૧૫ ચમરવાટનિ માથિ દીધૂ થઈ વિર્હૂન નારિ ૨
હૃદિ ગમુન સ્પર્શ કરના લોભિ દીધુ પાણિ
મિર જણાવિ માનિની કુચકનગનિ નિર્વાણ ૩
આનદિ આસૂ પડ્યા, મિર કહિ કમલપરાગ
લાજિ બોલી મકિ નહીં, મુખિ મધુપ નવિ દિ માગ ૪
૨૦ કામશરનિ પ્રથમ પ્રાહારિ વેદના સીત્કાર
કેતકીકંટક નણિ મિષિ દેખાડિ તેણી વાર ૫
શીકાટિ કર ધૂણિઉ, ઇમ જણાવ્યૂ તેણિ હાથિ,
પ્રતીહારી કાંઇ પૂછિ છિ, નિ કિહિ છિ નાકાર ૬

---

૨ અમ કામિની ઊપરિ ૩ લાચન ૪ રાજકૂઅરનિ મુખિ પડીયા મન ૫ ગમા ૬ શાંમા નયણે નિરખી ૭ દેખી બનાહ ૮ આણી મનિ હર્ષીંદ ૯ 'કડવૂ ૨૧' છે નહિ ૧૦ અસાઉરી ૧૧ કામિ ૧૨ ૧૩ 'ઢાળ' નથી ૧૪ કાપડૂ તે ૧૫ દીધુ નારિ ગા ૧૬ હૃદય પાણિ જમણી બાજુના ફેરા ભાગમાં આ પંક્તિ ૧૭ બીજી શાહીથી બીજા અક્ષરમાં ॥ हृदय माहि बसतु तहनि स्पर्श कारण ॥ એવું ટિપ્પણ છે ૧૭ મિસ માનિનિ નિર્વાણ ૧૮ મિસ કહિ પરાગ ૧૯ મુખિ દે ૨૦ કામ ૨૧ મસ દેખાડિ ૨૨ પૂછ્યો એમ જણાવ

કાદંબરી માંહિ પ્રવેશ કરતાં મન્મથનિ તતકાલિ
બીજૂં મન્મથ રૂપ થયૂં મોહનિ તે ભૂપાલ. ૭
પરિગ્રહ તે માનિ છિ જે હદે માંહિ પ્રવેશ.
ભૂષણરવ ભાષણ કરી નિ ગણિ છિ નરેશ. ૮
૫ સર્વેંદ્રિયનૂં હરણ માનિ અતિ કરી પ્રસાદ.
દેહપ્રભાનુ સ્પર્શ માનિ સુરતસુખ આહ્લાદિ. ૯
કાદંબરી અતિ કષ્ટ શું પગલા ભરી બિચ્યારિ
સ્નેહ શું માહાશ્વેતાનિ આલિંગન દિ અપાર. ૧૦
માહાશ્વેતા કાદંબરીનિ હદિ સાથિ ભીડિ.
૧૦ વચન કહી નિ દેખાડિ અંગુલીઇ ચંદ્રાપીડ. ૧૧
ભામિની ! એક ભારતવર્ષિ તારાપીડ રાજાન.
ચંદ્રાપીડ એ કૂંઅર તેહનૂં વંશકર સંતાન. ૧૨
અશ્વ ચઢી એ નીસર્યું દિગ્વિજયનિ વ્યાપારિ.
અચ્છોદ સરિ તે આવિઉ આશ્રમિ માહારિ સાર. ૧૩
૧૫ દર્શનમાત્રિ બંધુ થયુ રે એ અકારણ મિત્ર.
જન એહવા દુર્લભ જાણ સકલ વિદ્યા વિચિત્ર. ૧૪
કથા માહારી સાંભલી અતિ પામિઉ મનિ શોક.
એણિ કરી નિ જાણીઇ છિ ધન્ય માનુષ લોક. ૧૫
માનુષી સ્ત્રીનાં લોચનનુ બાપ ! એક એ વિશ્રામ.
૨૦ રૂપ, લાવણ્ય, વેષ વપુ, વય, સકલ વિદ્યા ધામ. ૧૬
બલિઇ હૂં અહીં તેડી આવી કહી તહ્મારી વાત.
અપ્રાપ્ય એ પામિયાં છુ, જાણ સખી ! વિખ્યાત. ૧૭
અપૂરવ દર્શન છિ, એહની મેહેલુ મનથી લાજ.
અજ્ઞાત શીલ છિ એહવી શંકા ત્યજુ, સુણ, આજ. ૧૮
૨૫ અપરિચિત છિ તેહ છાંડી આણ મનિ વિશ્વાસ.

---

૨ બીજુ. થયુ મોહન. ૩ માંનિ. ૪ ગણે. ૫ સર્વેંદ્રિયન. માંતિ. ૬ માંનિઃ સુખ ઓહ્લાદ. ૭ અ્યાર. ૮ માહારવેતાનિ આલિંપન. ૯ માહાસ્વેતા. રીદિ. ૧૦ દેપાડિ. ચદ્રાપીડિ. ૧૧ ભાંમિની. તારાપીડિ રાજંન. ૧૨ એ પુત્ર તેહનુ. ૧૩ નીસર્યું. વ્યાપાર. ૧૪ અછોદ, આવીઉ આશ્રિમ. ૧૬ જાણુ. વિચીત્ર, ૧૭ પાંમીઉ. ૧૮ જાણીઇ છિ ધંન. ૧૯ માંનુષી સ્ત્રીના. ૨૧ આડી. કહી ઘણી તહ્મારી ૨૨ પાંમીયાં છું જાણ. વિક્ષાત. ૨૩ એ મેહેલ. ૨૪ શીલ તે જાણજ્યો એહવી ત્યજુ શ્રણ. ૨૫ આણ.

મુઝ સાથિ તિમ એહ સાથિ પ્રીતિ કરુ ઉલ્લાસિ. ૧૯
એ મિત્ર, પરિજન, બાધવ તાહારિ. જણાવ્યૂ તે કામ.
પ્રેમ થૈ કાદંબરીનિ કીધુ રાઇ પ્રણામ. ૨૦
ચંદ્રાપીડિ પ્રણામ કર્યું તાહારિ વક્ર દૃષ્ટિઇ જોય,
૫ કામિનીનિ નયન ત્યાહિ અશ્રુકણિકા હોય. ૨૧
કુટિલ દૃષ્ટિઇ રાનિ જોઇ. જંભા મુખિ ધર્યુ પાણિ.
વીંટી રત્ન પ્રભા ઇમ ભાસિ બીડી ભક્ષણુ જાણિ. ૨૨
સસંભ્રમ સવિ સખી જોતાં મહાશ્વેતા સંગિ
પ્રણામ કરી કાદંબરી બીઠી તિહાં પલંગિ. ૨૩
૧૦ આસંદિકા એક સમીપિ રા આગલિ મેહેલી મૂઢ;
શ્વેત વસ્ત્ર આચ્છાદિઉં, તાં કૂંઅર થયુ આરૂઢ. ૨૪
માહાશ્વેતા માટિ કાદંબરીઇ કરી સવિનિ સાન.
જય શબ્દ નિ વેણુ વીણા રખાવ્યાં તવ ગાન. ૨૫
કાદંબરીઇ માહાશ્વેતાના પોતિ પખાલ્યા ચર્ણ;
૧૫ ઉત્તરી વસ્ત્રિ લૂછિઆ ઢોલિઇ બીઠી તૂર્ણ ૨૬
કાદંબરીની સખી વાહાલી મદલેખા અભિધાન,
પ્રાણિ પાગ પખાલિઆ રાયના તેણિ સ્થાનિ. ૨૭
કાદંબરીના અંસ ઉપરિ પ્રેમિ મેહેલી હાથ
મહાશ્વેતા પૂછિ છિ તે કુશલ કેરી વાત. ૨૮
૨૦ લાજતી પ્રેમિ કરી શનિ શનિ સમાચાર
કાદંબરી કહિ દૂહલિ સખી પ્રતિ નિરધાર. ૨૯

કાદબરીઇ પાનબીડાં અણાવ્યાં અનેકિ.
ચંદ્રાપીડનિ આલવા નિ કરતી પ્રેમિ વિવેક ૩૦
માહાશ્વેતા કહિ, કામિની ! આપિ પોતિ પાણિ.

---

૧ કરિં ઉલ્લાસ. ૨ પરિજ. કાંમ. ૩ કાદંબરીઇ કર્યું રાય ૪ કીધૂ. દૃષ્ટિ. ૫ કાંમિનીનિં કણિકા. ૬ દૃષ્ટિ. મુખિ. પાંણિ. ૭ વીટી. એમ જાંણુ. ૮ માહાસ્વેતા. ૯ બિઠિ. આસંજિકા. સમીપિ. આ આગલિ. મેહલી. ૧૧ સ્વેત. આચ્છાદીઉં કૂઅર. ૧૨ માહાસ્વેતા કાદબરીઇ. શાંન. ૧૩ રખાવ્યાં ગાંન. ૧૪ કાદંબરી માહાશ્વેતાના. પધાલ્યા. ૧૫ લૂછીઆ ઢોલીઇ બિઠી વર્ણ. ૧૬ મદલેખા. ૧૭ પ્રાંણિ, પધાલીઆ. ૧૮ ઉપરિ પ્રેમ. ૧૯ માહાસ્વેતા. ૨૦ શનિ (૨). ૨૧ કહિ હજી સખી. ૨૨ કાદંબરીએ પાંન ૨૩ ચંદ્રાપીડનિ. કરી પ્રેમ. ૨૪ માહાસ્વેતા. કાંમિની. પાંણિ.

અમ સહથી એટ અધિક. પ્રેમ એ તૂ આણિ. ૩૧
નીચૂં જોઈ હસુઇ કહિ, મિઇ લાજતા ન અપાય.
તહ્મો આપુ હાથિ લેઈ. પરિચય વિણુ કિમ થાય ? ૩૨
માહાશ્વેતા કહિ, તહ્મો આપુ. આપવા કરિ મન.
૫ મખી કેરા મુખ માહામી દૃષ્ટિ, સુભિત લોચન. ૩૩
દેહ ધૂજિ, સ્વેદ અગિ, બીડિ લેઈ હાથ
કરિ આપુ, 'ગ્રહેવરાવણુ જાણુજે મનિ, નાથ !' ૩૪
ચંદ્રાપીડિ હાથ ધરિઉ અરુણુ અબુજ વર્ણ.
જાણીઇ તૂ હિહિ છિ ઇ તહ્માગિ જિ હા શર્ણ. ૩૫
૧૦ પાન મિષિ દેહ જાણીઇ મમગપિ છિ હેતુ,
સ્વેદ મલિલ મહિત જાણી પ્રેમનિ મકેત, ૩૬
મન્મથિ દામજન અરપ્યુ ઇમ જાણીઇ કહી બોલ
બીડી ગનિ હાથિ મેહેલી પ્રેમનિ મમતોલિ. ૩૭
બીજૂ માહાશ્વેતાનિ આપૂ બીચ છિ અતિ ગગિ.
૧૫ વિવિધ દુઇ વાગતા, તે રોમાચિત છિ અગ. ૩૮

એહવી સમિઇ એક શુક સુદર, વિદ્રુમ સરખી ચચુ,
ઈંદ્રધનુષનિ વર્ણિ કઠિ કુડલી શુભ સચ, ૩૯
મરકત મણિ મરખી અ પાખિ, મથર ગમન સુજાન,
તિહા ચાલી આવિઉ જિહા કરિ છિ સહૂ વાત. ૪૦
૨૦ પૂઠિથી આવી સારિકા સક્રોધ સરખી જાણિ.
કાદમ્બરી આગલિ આવી વદિ એહવી વાણિ. ૪૧
રાજપુત્રી ! વારુ નહિ શિ નીલજ નિષ્ઠુર એહ ?
મુઝ પાસિ આવિ શા ભણી અભિમાની અતિ જેહ ? ૪૨
જુ પીડા કરતુ નહીં વારુ, તુ સમ તહ્માગ જાણિ,
૨૫ દુખિ તા એહનિ કરી તતક્ષણુ છાડિશિ પ્રાણુ ૪૩

૧ તૂ આણિ ૨ નીચુ હતૂચિ ૪ માહાશ્વેતા મન ૫ મુષ શુભ લોચન ૬ સ્વેદ હાથિ ૭ આપુ જાણજ્યો ૮ વરીડે ૯ જાણીઈ જિહા ૧૦ પાંન મિસિ જાણીયિ ૧૧ જાણી ૧૨ તહ્મનિ દાસ મરપ્યુ જાણીઈ ૧૪ માહાશ્વેતાનિ બિહા ૧૫ વિવિધ ૧૬ શરપી ૧૮ મરપી આ પાખિ મધર ૧૯ કીર આવીઓ ૨૦ ગરખી જાણિ ૨૧ કાદમ્બરી વાણિ ૨૨ નહી નીષ્ઠુર ૨૩ અભિમાની વહ ૨૪ નહી, જાણિ ૨૫ દુખિ છાંડીશ પ્રાણુ

સાંભલી કાદંબરીઇ મંદ કીધૂં હાસ્ય.
મદલેખાનિ મહાશ્વેતા પૂછિ વાત પ્રકાસ, ૪૪
સારિકા એ શૂં કહિ છિ? વદિઇ તે વિસ્તાર.
એ કાલિંદી કાદંબરીની સખી છિ ગુણસાર. ૪૫
૫ પરિહાસ નામિ શુક મૂં કાદંબરી એક વાર
વિહિવા કીધુ એહનુ નિ પરહિઉ ભરથાર. ૪૬
તે શુક સાથિ પ્રેમ ધરતી કરતી વિવિધ વિલાસ.
ક્રોધ જે એહનિ ચડયુ તે વાત સુણ્ઉ ઉલ્લાસિ. ૪૭
બાઇની તાંબૂલવાહિની તરલિકા તે અદ્ય
૧૦ ભણાવતી 'તી એકલી. એણીઇ દીઠી સદ્ય. ૪૮
ત્યાહારપૂઠિ અદેખાઇઇ ચડયુ એહનિ કોપ.
સાંહાંમૂ ન જૂઇ, બોલઇ નહિ, પાસિ ન જાઇ લોપ. ૪૯
અહો ઘણૂં આશ્વાસના કીધી; થાઇ નહીં પ્રસન્ન.
એહવૂં સાભલી અટ્ટહાસિ હસુ રાયનુ તન. ૫૦
૧૫ હસી રાજા બોલિઉ. સભા માહિ સાંભલ્યૂ,
લોક વાર્તા કરતા હતા, કુણિ નવિ જાઇ કહ્યૂં, ૫૧
કાદંબરીની તાંબૂલવાહિની તરલિકાનિ સંગિ
કામી અતિ પરિહાસ શુક ક્રીડા કરિ છિ રંગિ. ૫૨
રિહિવા દ્યુ એ વારતા નીલજની સંસારિ,
૨૦ જેણિ મેહેલી કામિની ગુણવતી સુંદર નારિ. ૫૩
કાદંબરી કૂડૂં કરિ છિ, નિવારી તાં શુદ્ધિ
ચપલ દાસી દુષ્ટ નિ શુકનિ ન વારિ બુદ્ધિ. ૫૪
પિહિલૂં પણુ કૂડૂં કર્યૂં, જે માધુ સુંદરી એહ,
દુર્વિનીત વિહંગનિ કાં પરણાવી તા તેહ? ૫૫
૨૫ માધવી એ શૂં કરિ રે? સુકિ કેરૂં માસ

---

૧ કાદંબરીચ્યિ. ૨ મદલેષાનિ માહાસ્વેતા ૪ કાદંબરીનિ. ૫ નાંમિ શુક. ૬ પરઠીઉ. ૭ વિવિધિ. ૮ પે. સુણો ઉલ્લાસ. ૯ બઇની તાંબૂલવાહની તમાલિકા. ૧૦ એણિચ્યિ. ૧૧ અદેખાઈ. ૧૨ સાંમૂ. નહી. ૧૩ આસ્વાસના. થાઅઈ. ૧૪ હશુ. તંન. ૧૫ હશી. બોલીઉ. માહિ. ૧૬ વારતા. ૧૭ તાંબૂલવાહની તરલિકા શૂં ૧૮ કાંમી. ૨૦ કાંમિની. ૨૧ નવારિ તાં સુધ. ૨૨ દાશી. શુકનિ. બુધિ. ૨૩ કૂડ. સાધ. ૨૪ જેહ. ૨૫ કરિશિ રે સુકિ.

મોટ્ કારણ કોપનૂં, વૈગગ્યહેતુ વિશાલ, ૫૬
કષ્ટ કેરૂ કારણ છિ એ ભવી ધીગ, જિ આધુ
દુ ખ એહવિ પ્રાણુનિ કાઇ ન કીધી બાધ, ૫૭
વિર ન ખાધૂ, વહિ ન પીડી, ઘાલ્યુ નહિ ગલિ પાશ.
૫ વવી જુ બોલી થઈ નિ જાશિ એહનિ પાસિ, ૫૮
તુ તા ધિક એ પખિણી ! વરજવી તા એ દૂરિ
કુણ એહિ બોલાવશિ ? મૂ-ખ મહા ભૂરિ ૫૯
એહવૂં રાયજીઇ કહ્યૂ તવ હસુ સઘલુ સાથ
તે મર્મભાવિત સાભલી નિ શુક બોલ્યુ નાથ ૬૦
૧૦ ધૂર્ત રાજકુમાર ! તુહિ વ્યંગનુ આ ઠામ.
સારિકા એ જાણિ છિ વક્રોક્તિ નાવિ કામ, ૬૧
વાહી એ જાઇ નહીં તમ સરખિ બીજિ કોઇ.
એહ ગજસભા રહિ છિ, ચતુર મતિ અતિ હોય. ૬૨
વિટ ભાષણની ભૂમિ તુહિ, બોનિ છિ જે મર્મ
૧૫ કાન કારણ રીઝબીજના એ સમજિ છિ પર્મ ૬૩

એહવિ સમિ એક કચુકી આવી કહિ અતિ આહ્લાદિ,
માહાશ્વેતા ! તહ્મનિ રાયજી કહિ છિ તા આદ ૬૪
અનિ બીજી મદિરા દેવી પૂછવા સમાચાર
જાણાનિ મન કરૂ તિહાંરિ ધરી મનિ વિચાર, ૬૫
૨૦ કાદમરીનિ કહૂ. 'શયનિ ઊતરવા કિહા ગ્યાન ?'
મર્મ વાણી ઉચ્ચરિ, 'એ ચતુર છિ રાજન, ૬૬
એણિ સ્ત્રીના સહસ્ત્રના જીવ્યા છિ તે મન '
કાદમરી મન માહા હસી, ઉચ્ચરિ એમ વચન. ૬૭
સખી ! એ તિ શૂ કહ્યૂ ? દર્શનથી આ દેહ
૨૫ એહવુ છિ, તૂ ગજૂ મદિર કેરૂ તેહ ? ૬૮

---

૧ કષ્ટનૂ ૨ સાધ ૩ દુ ખ પ્રાણુનિ કાઇ ૪ ખાધૂ પિઠી નહી પાશિ ૫ જાત્રિ પાશિ ૬ પક્ષિણી તાં દૂરિ ૮ હશુ ૧૦ ઠાંમ ૧૧ જાણિ વક્રોક્તિના વિરામ ૧૨ નાહી શરરે બીજે કોઅિ ૧૩ 'એહ' નથી ગહી ૧૪ ભાષણની ભુમિ ૧૫ કારણુ છિ સહી રતિ કરિ છિ કમે ૧૬ કચુકીક આહ્લાદ ૧૭ મહાશ્વેતા ૧૮ મદીરા ૧૯ કરૂ હરી મનિ ૨૦ કાદમ્બરીનિ કહુ ગ્યાન ૨૧ વાણી રાજન ૨૨ સ્ત્રીના મન ૨૩ મનમાં હશી વચન

ગમિ રાનિ, ગમિ તહ્મનિ, ઊતરુ તે ધામ,
તે સાંભલી માહાશ્વેતા બોલિ, પ્રમદવન માંહાં ઠામ ૬૯
ક્રીડાપર્વતિ મણિમંદિરિ, કહી એહવું એવ
મહાશ્વેતા નીસરી રાકુંઅર સાથિ એવ. ૭૦
૫ મહાશ્વેતા ગઈ માત પાસિ તિહાંથી; રાજકુમાર,
ગીત વીણા દ્યૂત જાણિ તેહ સાથિ નારિ, ૭૧
કેયૂરક મારગ દેખાડિ, ક્રીડાપર્વતિ પ્રૂઢ
મણિમંદિરિ આવી રહુ, આવાસ અતિશિ ગૂઢ. ૭૨

## કડવું ૨૨

૧૦ રાગ કેદારુ.

ચંદ્રાપીડ ઊઠી જવિ, કાદંબરી, વિરહ થવિ,
સવિ સખી વુલાવી તિહાં થકી રે. ૧

ઢાલ.

સખી વુલાવી કરી સુંદરી ચડી અવાસ.
૧૫ ગણી તા પરિચારિકા સખી તિહ્નારિ પાસિ. ૨
જઈ શય્યાઈ પડી. દાસી નાંખિ વાય.
મૂરછિત સરખી થઈ, મુખિ કાંઇ નવિ બોલાય. ૩
વિમાસણ કરવા નિ લાગી, વલી જાહારિ સાન.
મૂરખપણૂં મિં શું કર્યું (મનિ લાજતી નિદાન)! ૪
૨૦ કહીઇ જે દીઠું નહીં, તેની શંકા નાણી લગાર!
સખી સઘલી જાણશિ, નીલજ થઈ એ નારિ! ૫
વૃદ્ધ થકી બીહીની નહીં! નવિ કર્યું મનિ વિચાર!
લોકાપવાદ ગણ્યુ નહીં, કુલક્રમ તણ્યુ આચાર! ૬
મહાશ્વેતા દુઃખિણી છિ, એ દાક્ષિણ્ય આણી મનિ

---

૨ માહાસ્વેતા.-માહા. ૩ પર્વત મણિનાં મંદિર. ધેર. ૪ માહાસ્વેતા નીશરી રાકુંઅર. ૫ મહાસ્વેતા ગઇ. ૬ દ્રૂત જાંણિ. ૭ દેષાડિ. પર્વત. ૮ અતિસિ. ૯ '૨૨' નથી. ૧૦ 'રાગ કેદારુ' નથી. ૧૧ ગયુ. વિરહિ થયુ. ૧૨ સષીનિ. સવિ. ૧૪ સષી. અવાસ. ૧૫ સષી. પાશિ. ૧૬ જઇ. દાશી નાંષિ. ૧૭ મૂરછા શરષી. મુષિ કાંઈ. ૧૮ વાહારિ સાંન. ૧૯ નિદાંનિ. ૨૦ પે. નાંણી. ૨૧ સષી. જાંણસે. ૨૨ બીહીતી નહી. મનિ. ૨૩ નહી. ક્રમનુ. ૨૪ માહાસ્વેતા. દાક્ષિણિ આંણી. મનિ.

પાસિ આવી તે વીમાર્યૂ મિ દેખતા મનિ જન ।  ૭
મન માહા એ આવ્યૂ નહીં જે નિમાંસશિ કાઇ લોક,
ચતુર સહીરુ કાગણ કાઇ ચીંતવશિ મનિ ફોક ।  ૮
માહા ચતુર છિ મહાશ્વેતા ગંધર્વરાજ કુમારિ,
૫ હાવભાવનિ ઊવખિ ૄ હણાણી મસારિ ।  ૯
મદભાગ્યણી મુહનિ હવિ મરણ તે કલ્યાણ
લાજ ગઈ જીવવૂ કાઇ વારૂ નહિ નિર્વાણ  ૧૦
માતાપિતા સાભલશિ ગંધર્વ મવિ પરિવાર.
કિમ કરી એ ઢાકીઇ ? કાઇ નથી પ્રતીકાર  ૧૧
૧૦ એણિ ઇંદ્રી વશ કરા કુહુનિ કહૂ ? કિહા જાઊં ?
હૃદય દાધૂ માહરૂ મન માહિ અતિ સીદાઊં  ૧૨
માહાશ્વેતાનિ કારણિ મિ પ્રતિગ્યા કરી મૂઢ,
સખી સહૂઇ જાણિઊં, તે વાત ન રહી ગૂઢ,  ૧૩
કેયૂરક સાથિ કહાવિઊં તે થઊં સવલિ જાણ,
૧૫ એમ શિ જાણ્યૂ નહીં જે પરવશ થાશિ પ્રાણ ?  ૧૪
વિધાતાઇ પૂરવ કર્મિ આણિઉ અહીં એહ,
દીઠુ નહિ, નવિ સાભલ્યુ, કહીઇ ન જાણ્યુ જેહ  ૧૫
નયનિ દીઠુ જેટલિ જાણીઇ ઇંદ્રી સાથિ
પંજરિ ઘાલી સમરપી લેઈ એહનિ હાથિ  ૧૬
૨૦ પ્રેમિ દાસી કીધી એહની, જાણૂ સમરપી કામિ
જાણીઇ વેચી હૃદય માહિ, મૂલ તે ગુણ ગ્રામ  ૧૭
(શરણ તા મે એ નથી !) એ અપનનૂ નહિ કાજ
(ઇણી પિરિ મન માહા સકનપિ) શૂ કરૂ હવિ આજ ?  ૧૮
કામિ કીધી આકલી. વની થયૂ ચપલ ચિત્ત
૨૫ મણિમંદિર સન્મુખ બીઠી ગવાક્ષિ કરી નિમિત્ત,  ૧૯

---

૧ આણી વીસાર્યૂં દેષતા ૨ નહી વિમાસશિ ૪ મહાશ્વેતા અનરિ ૫ હવિ ૬ કલ્યાણ ૭ નહી નિવાણ ૮ પરવાર ૯ પ્રતિકાર ૧૦ એણે ઇંદ્રીઇ વશ કરી ૧૧ શીદાઉ ૧૨ મહાશ્વેતાનિ ૧૩ જાણીઉ ૧૪ કહાવીઉ થઉ જાણ ૧૫ મિ જાણ્યૂ નહી પરવશ પ્રાણ ૧૬ આણીઓ અહીં ૧૭ નહી કહીઇ જાણ્યુ ૧૮ નયને દીઠ જાણીઈ ૧૯ લેઈનિ ૨૦ જાણૂ કામ ૨૧ જાણીઇ ગુણ મૂલ તે ગ્રામિ ૨૨ નહી ૨૩ એણી ઇ શૂ કરૂં ૨૪ કામિ થયુ ૨૫ મણિપર્વત સન્મુખ બિઠી ગવાક્ષ

# કાદંબરી. પૂર્વભાગ.

## સમજૂતી.

પૃષ્ઠ ૧.

૨ કથાની નાયિકા કાદંબરી છે, તે ઉપરથી કથાનું નામ **કાદંબરી** રાખવામાં આવ્યું છે, વર્તમાન કાળના મરાઠી અને ગૂજરાતી સાહિત્યમાં કાદંબરી શબ્દ novel [ નવલકથા ] નો પર્યાય બન્યો છે.

૫ **કાદંબરી**ના ઉત્તર ભાગના કડવા ૧ ની અને **સપ્તશતી**ના પૃ. ૨૩ ની દેશી ધ્યાનમાં લેઈ 'રાગ કેદારુ' ઉમેરેલ છે.

૬-૭ આ ભાલણ કવિનું મંગળાચરણ છે. જ્ઞાન ગુરુગમ્ય છે; સિદ્ધિ આપનાર ગણપતિ છે; અને વાણીની પ્રેરનારી સરસ્વતી છે. તેથી એ કવિઓની ત્રિમૂર્તિનું અહીં આરાધન છે. બ્રહ્મસુતા-બ્રહ્માની પુત્રી સરસ્વતી. ગ્રંથનૂં કામ-ગ્રંથની રચના, ગૂજરાતીમાં પદ્યાત્મક રચના. પ્રથમિ [પહેલાં]-અહીં અધિકરણાર્થ ઇ પ્રત્યય વિશેષણનું ક્રિયાવિશેષણ બનાવે છે. જેણિ [ જેણે ]-સં. યેન, પ્રા. જેણ

૮ બાણ ભટ્ટ ભોજ રાજાના દરબારમાં થયાનું ભાલણ લખે છે, તે ભોજ રાજાની ખ્યાતિ વધારનારા પ્રબંધને અનુસરીને લખતો જણાય છે. બાકી બાણ કવિને તો સ્થાણ્વીશ્વર (થાનેશર)ના મહારાજા હર્ષદેવનો આશ્રય હતો. જુઓ 'વિંધ્યવનની કન્યકા'નો ઉપોદ્ઘાત.

૯ કથા-ગદ્યમાં રચેલી રસમય વાર્તા. આલંકારિકો કથા અને આખ્યાયિકાનો ભેદ પાડે છે. તેઓ બાણભટ્ટની કાદમ્બરીને કથા અને એના હર્ષચરિતને આખ્યાયિકા કહે છે. પણ દંડી કાવ્યાદર્શમાં તેનૂં ખંડન કરે છે. પ્રાચીન કથાસંગ્રહ તન્ત્રાખ્યાયિકાનૂં નામ વિચારતાં પણ ઉક્ત ભેદ અવાસ્તવિક ઠરે છે.

૧૦-૧૧ અલંકારનો મોટો ભાગ સામ્યમૂલક છે ને તેમાં ઉપમા મુખ્ય છે; માટે ઉત્પ્રેક્ષા, રૂપક, શ્લેષ, પરિસંખ્યા આદિ અલંકાર વાપર્યા છતાં ઉપ-

માનો જ પ્રધાનપણે કવિએ અહીં નિર્દેશ કર્યો છે. જુઓ ચિત્રમીમાંસા, ઉપમા પ્રકરણ. પદ્ય-કવિતા. સાહિત્ય-રસ, રીતિ, વૃત્તિ, ગુણ, શય્યા આદિની સામગ્રી. રચી-ગોઠવી છે, સમાવી છે. વિવેક [ વિવેકિ ]-ઉચિત અનુચિતની ઓળખથી, ઔચિત્ય અનુસાર. કરણાર્થે પ્રત્યય લુપ્ત.

૧૩ મુગધ [ સં. मुग्ध ]-કાદમ્બરીની ખ્યાતિથી મોહ પામેલા. નવિ [ પ્રા. णवि, સં. न+अपि ]-નહિ. अपि બોલ વધારાનો; સરખાવો पुनरपि (=ફરીને), સોય [ સં. सोऽपि ]

૧૪-૧૫ તેહિ-તેઓને માટે; તાદર્થ્યરૂપ. સમન્વય એવા હેતુથી ભાલણે તેઓના સારૂ ગૂજરાતી ભાષામાં એ ગ્રંથની રચના કરી છે. કવિના રસિક નાગર યજમાનોનું અહીં ગર્ભિત સૂચન છે. ભાષાબંધ-સરખાવો પદબંધ, काव्यबन्ध, सर्गबन्ध વગેરે. કિંચિત કથાગબંધ-ज्यूज કથાને લગતી હકીકત જ લીધી છે. આ વિનયની ઉક્તિ છે.

અહીં કાદંબરીના પૂર્વભાગને લગતી ભાલણની પૂર્વપીઠિકા સમાપ્ત થાય છે.

૧૬-૧૭ બાણ ભટ્ટની कादम्बरीનું આ મંગળાચરણ છે. 'રજોગુણે બ્રહ્મારૂપે જે સંસારને સરજે છે, સત્ત્વગુણે વિષ્ણુરૂપે પાળે છે અને તમોગુણે રુદ્રરૂપે સંહારે છે, તે સ્વયંભૂ [ અજ ] ભગવાનને હું પ્રેમપૂર્વક નમસ્કાર કરું છું.' सत्त्ववृत्ति-સત્ત્વગુણના વર્તન[ वृत्त ]થી.

૧૮-૧૯ વિપ્ર વિદ્વત્તાવાચક છે. મુનિ શુદ્ધ આચાર સૂચવે છે. 'સ્પર્શથી પાવન કરે એવાં જેનાં ચરણારવિંદ વિદ્વાન બ્રાહ્મણો વડે વંદિત છે.'

પૃષ્ટ ૨

૧-૨ 'જેનું મુખ પુરોડાશનાં ભક્ષણથી પવિત્ર, સોમરસના પાનથી સુવાસિત અને વેદના અધ્યયનથી શુદ્ધ બનેલું જોઈને સરસ્વતી પોતે તેમાં ઉમંગથી વસ્યાં હતાં.' અલંકાર પાદાંતયમક અને કાવ્યલિંગયુક્ત ઉત્પ્રેક્ષાની સંસૃષ્ટિ. અગ્નિહોત્રમાં દેવોને આપેલા હવિષ્યાન્નની પ્રસાદી કિંવા શેષ તે પુરોડાશ. સુવાસ [ સં. स्व+वास ]-પોતાને રહેવાનું સ્થાન.

૪ કયા સ્વર લેવા તેની શંકા પડતાં ન્હાના વિદ્યાર્થીઓ, મેના પોપટ સામ ગાતાં હતાં તેમનાથી સ્વરગ્રામ જાણી લેઈ, સ્વરમાં સ્વર પૂરતાં હતાં. ગ્રામ-સ્વરનો ક્રમબદ્ધ સમૂહ.

૪-૫ આ બે પંક્તિ વચ્ચે પાશુપત વિશેની કેટલીક પંક્તિઓ ગૂમ થઈ છે. પાશુપત એ કુબેરનો પુત્ર અને અર્થપતિનો પિતા થાય; જુઓ ह.च.।१।. બાણે कादम्बरीના પૂર્વાલાપમાં પિતા, પિતામહ અને પ્રપિતામહ માટે

ત્રણ ત્રણ શ્લોક આપ્યા છે, તે જોતાં અહીં પૂર્વપ્રપિતામહ વિશે ત્રણ શ્લોક મૂક્યા હોવા જોઇયે. અજબ જેવૂ છે કે આ ખૂટતા શ્લોક વિશે કોઇ વિદ્વાને કંઈ નોધ લીધી નથી.

૫–૬ સમુદ્રમંથન કરવાથી જે ચૌદ રત્ન નીકળ્યાં હતાં, તેમાંનૂ એક તે ચંદ્ર છે; જુઓ મત્સ્યાવતારની કથા. વિનતા–દક્ષ પ્રજાપતિની પુત્રી અને ભગવાન કશ્યપની પત્ની; તેનો પુત્ર ગરુડ, તે પક્ષીઓનો રાજા મનાય છે. પક્ષીઓ પ્રથમ ઇંડારૂપે અને પછી બચ્ચારૂપે અવતરે છે, તેથી દ્વિજ કહેવાય છે. હૌઉ [ સં. भूतः પ્રા. हुओ અપ. हुउ ]–હવો, થયો. શુભકાજ–સત્કર્મો. અર્થપતિ કુબેરનો પૌત્ર થાય; જુઓ હર્ષચરિત. અલંકાર ઉપમા.

૭–૮ યૂપ–બળિદાન આપવા માટેના પશુને બાધવાનો સ્તંભ. સુવિધાન–બરાબર વિધિવાળા, વિધિ પ્રમાણે કરાયલા. શ્રુતિ વેદ.

૯–૧૦ મખ–યજ્ઞ. માંડી–સારા સમારંભથી. જશ જગિ હવૂં વખાણુ –જગતમાં તેની કીર્તિ ગવાઈ. 'જશ' સસ્કૃત यशस् પેઠે અહીં નપુંસક લિંગે છે. ઉત્તરાર્ધમાં પ્રશંસાના શબ્દો ભાલણના છે.

૧૧–૧૨ 'તે કવિએ [ તેણિ કવિ ] રસિક પુરુષોને ખુશ કરવાની ઢબ [ રીતિ ]થી આ કાદંમરી કથા રચી છે. તે ચંપાના ફૂલની માળાની પેઠે કોને પ્રસન્ન નહિ કરે ?' ઉત્તરાર્ધની ઉપમા મૂળના નવમા શ્લોકમાથી લેઈ અહીં મિલાવી દીધી છે. બાણુ ભટ્ટના ઉપોદ્‌ઘાતની અહીં સમાપ્તિ થાય છે.

૧૪ **સપ્તશતી**માં પૃ. ૨૪ અને ૨૯ ની દેશી તેમ જ **કાદંબરી**માં 'राग आसाऊरी' નામવાળી દેશી ધ્યાનમાં લેઈ 'રાગ આસાઊરી' ઉમેરેલ છે.

૨૦–૨૧ સુરપતિ-દેવોના રાજા ઇંદ્ર. કોડિ [ સં. कोटि, પ્રા. कोडि ] –ક્રોડ, કરોડ. અર્વાચીન રૂપમાં રકાર ક્ષેપક છે. સરખાવો સં. तट, ગૂ. ત્રટ; સં. ग्रास, ગૂ. ધ્રાશકો; પ્રા. घग्गो, ગૂ. ધ્રાગો, પ્રા. कोलिओ, ગૂ. કરોળિયો ઇ.

૨૨–૨૩ 'ચાર સમુદ્ર રૂપી કટિમેખલાવાળી અર્થાત્ આખી પૃથ્વીનો તે જ એક ધણી હતો. આસપાસના સૌ રાજાઓ દીન બનીને તેના આગળ હાથ જોડતા હતા.' ચ્યારિ–ઉદધિ–મેખલા એ બહુવ્રીહિ સમાસ છે. સામંતક [ સં. समन्त, પું., આસપાસની સરહદ ]–આસપાસના. થકા–મૂળ રૂપ થિઉ પું. ૧, સં. स्थितः, જુઓ કા. પ્ર., ૪,૩. સાવધાન થિઉ પાતસાહ સુણઇ. એનો અર્થ છતો. એ મૂળમાં મધ્યગ क ના વધારાથી થિકઉ આદિ વિકારી રૂપ. વર્તમાન વિકારી થકૂં અને અવિકારી થી એના ઉત્તરાધિકારી છે. જૂની ગૂજરાતીમાં स्यकउ વગેરે પણ મળી આવે છે; જુઓ ગદ્ય રામા-

પણ ('અપ્રસિદ્ધ કાવ્ય'માં છપાયલું ). સવિ [ સં. सर्वे, પ્રા. सव्वे ]-બધા. પુલ્લિંગ પ્રથમાના બહુવચનના પ્રત્યય તરીકે ઇકાર બહુ જૂનો છે. વેદના મહાસંસ્કૃતમાં એ નામને પણ લગાડવામા આવતો. પછીના સંસ્કૃતમાં એ સર્વનામના રૂપાખ્યાનમાં જ વપરાતો. હાલમાં એ ' અમે તમે ' અને 'સરૂવે' માં જળવાઈ રહ્યો છે; ને તે કેવળ બહુવચન બનાવે છે.

પૃષ્ઠ ૩

૧-૨ ' શદ્રક રાજા યાચકને મ્હો માગ્યું આપવાથી કલ્પવૃક્ષ સરખો અને અપાર સમૃદ્ધિ[ દ્રવ્ય ] ને લીધે રત્નાકર[ ઉદધિ ] સરખો હતો. તે કાવ્યકલાનું અથવા કાવ્યનું અને કલાનું જાણે[જાણી] ઉત્પત્તિસ્થાન હતો; અને સર્વ વિદ્યાનો જાણે ભંડાર હતો.' અલંકાર ઉપમા અને ઉત્પ્રેક્ષાની સંસૃષ્ટિ. પૂર્વાર્ધની બીજી ઉપમા ઉપજાવવા રત્નાકરનો ભાવ અભિપ્રેત હોવાથી ઉદધિ શબ્દમાં નિવિદ્ધ લક્ષિતલક્ષણા લેવી પડે છે, જેથી નેયાર્થતા નામે પદદોષ અનિવાર્ય છે. મૂળમાં जलधिरिव लक्ष्मीप्रसूतिः છે.

૩-૪ ગુહ-કાર્તિકેય. એ મહાદેવજીના પુત્ર થાય. દેવના સેનાપતિ બની તેમણે તારકાસુરને હણ્યો હતો. એમણે એક જ બાણે ક્રૌંચ પર્વત વીંધી નાખ્યો હતો. બાણાવળી તરીકે એમના આ પરાક્રમનો કવિ નિર્દેશ કરે છે. અશ્વિનીસુત–ત્વષ્ટાએ પોતાની દીકરી સૂર્યને દીધી હતી. તેનાથી સૂર્યનો પ્રતાપ ન સ્હમાયો, તેથી તે અશ્વિની એટલે ઘોડીનૂં રૂપ લેઈ નાઠી. તેને તે સ્વરૂપે અશ્વરૂપધારી સૂર્યથી બે જોડવા પુત્ર થયા, તે દેવવૈદ્ય અશ્વિનીકુમાર. તેઓ રૂપને માટે બહુ પ્રખ્યાત છે.

૬ નરહરિ-હિરણ્યકશિપુ દૈત્યને મારનાર નરસિંહરૂપધારી વિષ્ણુ ભગવાન. ક્રોધ [ ક્રોધિ ]-ક્રોધે,' ક્રોધ વિશે. ભાલણની વાણીમાં કરણાર્થ અને અધિકરણાર્થ ઇ પ્રત્યય ઘણી વાર લુપ્ત જોવામાં આવે છે.

૭-૮ શોભાસ્વારીનો ઠાઠ. અવરિ કામિ-દિગ્વિજય આદિ બીજાં કામમાં. સવિ [ જુઓ પૃ. ૨ પં. ૨૨-૨૩ ઉપરની સમજૂતી ] ની પેઠે અવરિ પણ જૂનું બહુવચનાર્થ રૂપ છે. એવું બીજૂં રૂપ ' અનેકિ ' આગળ આવશે. આ રૂપો વર્તમાન ગૂજરાતીમાં વપરાતાં નથી. આપ નામ પરતાપિ- ' આપ ' પછી અસલ પ્રતમાં ત્રણ અક્ષર ખવાઈ ગયા છે. તે પૈકી ત્રીજા અક્ષર બદલ બીજા મરોડમાં અને બીજી શાહીથી કોઇએ 'પ્ર' લખી મૂકેલો છે.

૯-૧૨ વળી રૂપક અને ઉપમાથી રાજાનાં ગુણ, બળ, બુદ્ધિ, પ્રતાપ, પરાક્રમ આદિ વર્ણવે છે. તે રાજા અંતઃકરણ વિશે સાક્ષાત્ ધર્મરાજા હતો,

અર્થાત્ ધર્મરાજા જેવું તેનું અંતઃકરણ ધર્મિષ્ટ-પવિત્ર હતું, ક્રોધમાં તે યમરૂપ હતો; એટલે યમરાજા જેવો તેનો કોપ ભયંકર હતો. પ્રતાપે તે અગ્નિરૂપ હતો; એટલે કે તેના પ્રતાપથી દુશ્મનો સહુ બળતા હતા. પ્રસાદે તે ધનદ હતો; મતલબ કે જેના ઉપર તે પ્રસન્ન થતો, તેને અઢળક ધન આપતો. રૂપમાં તે મૂર્તિમાન મન્મથ હતો; અર્થાત્ કામના જેવો ખુબસુરત હોવાથી સ્ત્રીઓનાં મન મથી નાંખતો. બુદ્ધિમાં એ સાક્ષાત્ બૃહસ્પતિ જ હતો; એટલે કે દેવતાના ગુરુના જેવો તે બુદ્ધિશાળી હતો. આનંદ ઉપજાવવાને લીધે તેનું મુખ ચંદ્ર તુલ્ય હતું; અને પ્રૌઢતામાં તેની વાણી બ્રહ્માની પુત્રી સરસ્વતી સમાન હતી. તેજમાં તે સૂર્યરૂપ હતો, એટલે કે સૂર્યના જેવી તેની કાંતિ હતી. બળના માપમાં તે બીજો વાયુ જ હતો, એટલે વાયુ જેવું તેનું બળ પ્રચંડ હતું. વળી ભાર સહેવામાં તે પૃથ્વી તુલ્ય હતો, એટલે કે પૃથ્વી સ્થાવર જંગમ સૃષ્ટિનો ભાર સહે છે, તેમ તે સમસ્ત ભૂમંડળના રાજ્યનો ભાર ધારણ કરતો હતો. ગુરુત્વમાં તે મેરુ પર્વતની બરાબરી કરતો, અર્થાત્ તેનું ગુરુત્વ મેરુ તુલ્ય મહાન હતું. આ રીતે વિશ્વરૂપ દેખાડનાર ભગવાન સાથે રાજા શૂદ્રકને મૂળમાં સરખાવ્યો છે; એ ભાગ ભાલણે તજી દીધો છે. ધનદ-(૧) ધન આપનાર; (૨) કુબેર. શૂદ્રકમાં કુબેરનો આરોપ શબ્દકલ્પિત છે. બાકી કુબેર ભંડારીની કૃપણતા તો પ્રસિદ્ધ જ છે; જુઓ મહાભારતમાં અને ક્ષેમેન્દ્રે કલાવિલાસમાં ઊતારેલી કુબેર અને શુક્રાચાર્યની કથા. યમ અને મહીધર પદમાં નિગ્રહનો અને પૃથ્વી ધારણ કરવાનો યૌગિક અર્થ શ્લિષ્ટ લેઈ શકાય. મન્મથ અને ચંદ્રનો ધાત્વર્થ પણ વ્યાખ્યાનમાં ઉપકારક છે. વેધાપુત્રી-બ્રહ્માની પુત્રી સરસ્વતી. રૂપક અને ઉપમા.

૧૩ જે રાજા પૃથ્વી અ પાલતિ—જે રાજા પૃથ્વી પાળતો છતાં, જે રાજા પૃથ્વી પાળતો હતો ત્યારે, જેના રાજ્યમાં. સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે આ સતિ સપ્તમી અથવા મુગ્ધાવબોધ ઔક્તિક પ્રમાણે કર્તરિ ભાવલક્ષણા નામે ખંડોક્તિ છે. પાદપૂરક 'અ' સંસ્કૃત च ઉપરથી થયો છે ને અર્વાચીન 'ય' નું પૂર્વરૂપ છે. **'વસંતવિલાસ'** માંની નીચેની પંક્તિમાં એ આંખમાં ખૂંચે એવો આગળ પડતો છે, 'વિરહકરાલી અ બાલી અ કાલી અ ચોલી અ ચંગ [...ગિણઇ ત્રિણ તોલઇ]'.

૧૩-૧૫ વર્ણસંકર-(૧) રંગની મેળવણી; (૨) વર્ણમર્યાદાના ભંગથી કાકાપુરી પ્રજા ઉત્પન્ન થવી. ચિત્રામ [ સં. चित्रकर्मन्, પ્રા. અપ. चित्तअम्म; રકાર પ્રક્ષિપ્ત ]-ચિત્ર કામ. દલબંધ-(૧) અર્ધભ્રમ, સર્વતોભદ્ર, પદ્મબંધ,

છત્રબંધ, સમુદ્રબંધ આદિ સુઘટિત દુર્ઘટ પ્રબંધ; (૨) સખત હેડ બેડી વગેરેનું બંધન. કેશનું ગ્રહણ-(૧) ચુંબનાર્થે કેશ ઝાલવા; (૨) શિરચ્છેદ માટે કેશ ઝાલવા. સુરત-રતિક્રીડા, ભોગવિલાસ. કનકદંડ—(૧) સોનાનો દાંડો; (૨) અમુક સોનૈયા-સોનામ્હોરનો દંડ. સ્વપ્ન [ સં स्वप्न ]- શમણું. અભિપ્રાય એવો છે, કે ઊંઘમાં પ્રિયજનનાં શમણાં આવતાં તે દરમ્યાન સ્વપ્નની સ્વાભાવિક અસ્થિરતાથી વલ્લભજનની મોહન મૂર્તિ દર્શન દેઈ અદશ્ય થતી, તેટલા પૂરતો જ વિયોગ હતો. ઉપરની પાંચ પરિસંખ્યાઓથી પ્રજામાં શાસ્ત્રમર્યાદાને લીધે વર્ણધર્મના લોપનો, સુનીતિને લીધે સૃખનાબંધનનો, શાંતિને લીધે સંગ્રામનો, ધર્મરાજ્યને લીધે દંડનો અને દાંપત્યપ્રેમને લીધે વિયોગનો અભાવ સૂચવ્યો છે. કનકદંડ તે છત્ર રાયનિ-સરખાવો ઉદયકૃત રામાયણ, ૧,૨,૧૪, દંડ નામ તે છત્રને દંડ.

૧૬ તે રાજાના રાજ્યમાં પવનથી ધજા એકલી ધ્રૂજે છે, પ્રજા કોઈ પણ પ્રકારના ત્રાસથી ફફડતી નથી; સૌ પરલોકથી ડરીને ચાલે છે, આ દુનિયાની કહેણીની દરકાર ન કરતાં પારલૌકિક કલ્યાણ જ સંચિત કરે છે, તેમને પરલોકનો એટલે દુશ્મનનો ભય નથી; તેઓ પૃથ્વી ઉપરના જ સુખવૈભવ પ્રિય ગણે છે, સ્વર્ગનું સુખ ઇચ્છતા નથી. સારી રમતાં મારિ-સરખાવો નયસુંદરકૃત નળદમયંતીરાસ, પ્રસ્તાવ ૧, ઢાળ ૭, કડી ૧૫, મારિ શબ્દ તે સારિઇ ભણ્યું. બાણનો તર્ક शार्येषु शून्यग्रहाः એવો અનેરો જ છે. 'વસુધાં'-આ અધિકરણાર્થ ઉપનાસિક આકારાંત અને ઈકારાંત સ્ત્રીલિંગ નામોમાં વાપરેલો જૂની ગૂજરાતીમાં મળી આવે છે. તે સ્ત્રીલિંગ એકવચનમાં અધિકરણાર્થ आम् પ્રત્યય ઉપરથી ઊપજ્યો છે અને નામનો અવ્યય બનાવે છે.

૧૭-૨૨ તેના રાજ્યમાં મેનાપોપટને રાખવાનાં પાંજરાં હતાં, ચોર વગેરે ગુન્હેગારોને પૂરી રાખવાનાં મજબૂત કેદખાનાં ન હતાં; સોગટાંબાજી [ સારી, સં. शारी ] ની રમતમાં મ્હોમાંથી 'માર' શબ્દ નીકળતો, વધવાડમાં નહિ; ઘોડો ફેરવતાં ચાબૂક વડે પ્રહાર કરવામાં આવતો, કોઈને ફટકા મારવા પડતા નહિ; ચંડિકાના દહેરા[ પ્રસાદ, સં. प्रासाद ]માં શૂળ એટલે ત્રિશૂળ જોવામાં આવતું, વધાર્થે વધસ્થાનમાં શૂળ એટલે શૂળી ન હતી. ગાંધીને ત્યાં વેચવાની ચીજો[ પણ્ણ, સં. पण्य ]માં કુષ્ટ એટલે ઉપલેટ મળતું હતું, કોઈને કુષ્ટ[ સં. कुष्ठ ]એટલે કોઢ થતો નહિ; સંસ્કૃત વ્યાકરણમાં સંનિપાત એટલે વિશેષણવિશેષ્યાદિ સંબંધ જોવામાં આવતો, પ્રજામાં કોઈને સંનિપાત એટલે ત્રિદોષ થતો નહિ; મસ્ત હાથીઓને મદ ઝરતો, લોકમાં કોઈને મદ ન

હતો; ગાયનમાં નાના પ્રકારના રાગ સંભળાતા, મનુષ્યમાં રાગ એટલે મત્સર ન હતો; ખરીદી અને વેચાણમાં માન એટલે તોલ થતું, જનસમૂહમાં માન એટલે ગર્વ ન હતો; ધર્મનો જ લોભ એટલે પુણ્યની જ ચાહના હતી, ધનની તૃષ્ણા ન હતી; અને બ્રહ્મજ્ઞાનના અંગે જ જ્ઞાનીઓમાં अहं ब्रह्मास्मि કે सोऽहं हंसः રૂપે અહંબ્રહ્મભાવના હતી, અજ્ઞાનમૂલક હુંપદ ન હતું. 'મારિ' સ્ત્રી. હિંસા, સોગટી મારી નાંખવી તે; સરખાવો જૈન અમારિ કે અમારી. સંનિપાતનો વ્યાકરણમાં પૂર્વાપરસંબંધ અથવા વિશેષણવિશેષ્યસંબંધ એવો અર્થ છે; જુઓ परिभाषेन्दुशेखरनी પરિભાષા ૮૫, संनिपातलक्षणो विधिरनिमित्तं तद्विघातस्य। અને તેનું વિવેચન. વૈદ્યકશાસ્ત્રમાં વાત પિત્ત અને કફ એ ત્રણેનો સાથે પ્રકોપ થવાથી નીપજતા ત્રિદોષને સંનિપાત કહે છે.

૨૩-૨૪ વિદિશા-હાલના ભેલસા શહેર પાસેનું બેસાનગર, દશાર્ણ દેશની રાજધાની. વેત્રવતી-બેટવા નદી. રાજિ-રાજ્ય.

પૃષ્ઠ ૪

૧-૨ મંત્રી, સચિવ—પ્રધાન. પરવરુ [ સં. परिवृतः ]-વીંટાયલો. જાણી મઘવા દેવ-દેવોએ વીંટાયલો ઇંદ્ર શોભે તેવો.

૩-૮ રાજાના વિવિધ વિનોદ ગણાવે છે. ગજક્રીડા-હાથી ખેલાવવા. પારાપત-પારેવાં, કબૂતર. ખગ પંખી-કૂકડા, લાવક આદિ જાતજાતનાં ક્રીડાનાં પક્ષી. પિંગલ કવિતબંધ-છંદશાસ્ત્ર પ્રમાણે કવિતાની રચના: છંદશાસ્ત્રના આચાર્ય પિંગલ મુનિ મનાય છે. એમનું દરિયા કાંઠે મગરથી મૃત્યુ નીપજ્યું હતું. એમના નામ ઉપરથી છંદશાસ્ત્ર પણ પિંગળ સંજ્ઞાથી ઓળખાય છે. અરથ અતિ વંકા પ્રહેલિકા, ગૂઢચતુર્થપાદ આદિ કૂટકવિતાના અર્થ બેસાડવા. મનમાં નાણિ-મનમાં આણતો નથી [ ન આણિ ]; શૂદ્રક રાજાનું ચિત્ત કદી પણ સ્ત્રીમાં રમતું ન હતું. અહીં શૂદ્રકને સ્ત્રીથી વિમુખ વર્ણવ્યો છે, તે ચંદ્રાપીડરૂપે તેનાં પૂર્વજન્મમાં કાદંબરી પ્રત્યેની પ્રીતિના ગૂઢ બંધનને લીધે છે, એ વાત આખી કથા વાંચ્યાથી સમજવામાં આવશે.

૯-૧૨ સુહૃદ [ સં. सुहृद् ]-મિત્ર. નીગમિ [ સં. निर्गमयति ]-ગાળે છે. વસુધાપતિ વપુઇ-રાજાના શરીરે. નૂતનનલિન ઇ.-જે વખતે તાજા રક્તકમળના જેવા રાતા સૂર્યથી રળિયામણો પ્રાતઃકાળ શોભતો હતો. નૂતનનલિનરક્તરવિ તે દિનનું બહુવ્રીહિ વિશેષણ છે. 'નલિન' નો સામાન્ય અર્થ કમળ છે; પરંતુ અહીં તેને ઊગતા સૂર્યનું ઉપમાન કલ્યું છે, તેથી રાતું કમળ કિંવા કોકનદ એવો વિશેષ અર્થ લેવો પડે છે. હસ્ત શબ્દે કરીને લક્ષણાથી અગ્રહસ્ત

સમજાય છે, તેમ અહીં દિન શબ્દે કરીને દિનમુખ (પ્રભાત) સમજવાનું છે. ઉપમા અલંકાર. કથાનાં નવાં બે પાત્ર ચાંડાલકન્યા અને પોપટનો પ્રસંગ અહીંથી શરૂ થાય છે.

૧૩–૧૮ પ્રતીહારીનું વર્ણન. તેના સુંદર અંગે ચંદન ચર્ચ્યું હતું; અને તેણે ધોળાં વસ્ત્ર પહેર્યાં હતાં. તેને લીધે, રાજહંસોએ મુક્ત શરદ ઋતુ જ જાણે હોય, તેવી તે દેખાતી હતી. અલંકાર ઉત્પ્રેક્ષા. વાન[ સં. वर्ण ]નો મૂળ અર્થ રંગ છે; તે ઉપરથી સંસ્કૃતમાં જ 'શરીરની કાંતિ, રૂપ' એવો વિશેષ અર્થ ઉત્પન્ન થયો છે; તેના ઉપરથી ગુજરાતીમાં 'શરીર' અર્થ ઊપજ્યો છે. પાણિ વેત્ર ઇ.–તેના હાથ[ પાણિ ]માં છડી[વેત્ર] હતી; તેણે કરીને, જાણે તે જમદગ્નિના પુત્ર પરશુરામની ફરસી[પરશુ]ની અત્યંત ભયંકર ધાર હોય, તેમ તેને સૌ રાજાનું મંડળ[ પરવાર, સં. परिवार ] આધીન [વશ] રહેતું હતું. ભૃગુકુળના રામ એ જમદગ્નિ ને રેણુકાના પુત્ર થાય. તેઓ પરશુ શસ્ત્ર ધારણ કરતા હતા, તેથી પરશુરામને નામે ઓળખાતા હતા. એક દિવસે નર્મદાને તટે માહિષ્મતીનો હૈહયવંશી રાજા કાર્તવીર્ય સહસ્રાર્જુન આવીને જમદગ્નિના આશ્રમમાંથી કામધેનુ હરી ગયો. પરશુરામ તે વખતે આશ્રમમાં ન હતા. તેઓ આવ્યા ત્યારે તેમણે કામધેનુના હરણની વાત જાણી, તેટલે તેઓ કાર્તવીર્યની પૂંઠે ગયા, અને તેની સાથે યુદ્ધ કરી તેને મારી સૈન્ય સંહારી કામધેનુ પાછી લેઈ આવ્યા. પિતાના વધનું વેર વાળવા ટાંપી રહેલા કાર્તવીર્યના કુંવરોએ પરશુરામની ગેરહાજરીમાં ચડી આવી જમદગ્નિનો શિરચ્છેદ કરી આશ્રમ ઉજ્જડ કર્યો. તેઓના આ ત્રાસદાયક કર્મથી ક્રોધે ભરાઈ પરશુરામે ક્ષત્રિયવર્ણ નિકંદન કરવાની ભયંકર પ્રતિજ્ઞા લેઈ એકવીસ વાર શસ્ત્રધારી ક્ષત્રિયોનો સંહાર કર્યો. જ્યારે બાળપણમાં પરશુરામ કાર્તિકેય સાથે મહાદેવજી પાસે ધનુર્વિદ્યા શીખતા હતા, ત્યારે તેમણે એક બાણે ક્રૌંચ પર્વત વીંધી નાંખ્યો હતો. પરશુરામ ચિરંજીવી મનાય છે. તેઓ અદ્યાપિ મહેંદ્ર પર્વત ઉપર તપ કરે છે એમ કહેવાય છે.

રાજાઓના રત્નજડિત મુગટમાં પ્રતીહારીનું પ્રતિબિંબ પડ્યું હતું, તે ઉપરથી કવિ ઉત્પ્રેક્ષા કરે છે, કે જાણે મહારાજા શૂદ્રકની આજ્ઞા જ મૂર્તિમાન હોય તેમ તેને સૌ રાજાઓ પ્રીતિપૂર્વક માથે ધારણ કરતા હતા.

૧૯–૨૦ વીનતી [ પ્રા. विण्णत्ती, સં. विज्ञप्तिः ]–પ્રાર્થના. 'વિનંતી'રૂપ અર્વાચીન છે; ને 'વિનતિ' રૂપ વિજ્ઞપ્તિના અર્થમાં ભૂલ ભરેલું છે. દંડકારણ્યમાં પંપાસરોવરની પાસે જાબાલિ મુનિના આશ્રમથી થોડે દૂર ચાંડાલની મુવાડી

હતી; તેથી ચાંડાલકન્યાને દક્ષિણગી આવી કહી છે. પોતાનો પુત્ર પુંડરીક મનુષ્યયોનિમાં પડેલો અને ત્યાંથી પાછો તિર્યગ્યોનિમાં પડેલો જોઈ પુત્રસ્નેહથી મુગ્ધ બનેલી લક્ષ્મીએ જ ચાંડાલકન્યાનું રૂપ લીધું હતું.

૨૧–૨૨ ત્રિશંકુ અયોધ્યાનો સૂર્યવંશી રાજા હતો. તેણે સદેહ સ્વર્ગ જવાય એવો યજ્ઞ કરાવવા પુરોહિત વસિષ્ઠને કહ્યું. મર્ત્યદેહે અમરલોકમાં જવાની તેની ગાંડી ઇચ્છાને વસિષ્ઠે અને તેના પુત્રોએ હસી કાઢી. ક્રોધને વશ થઈ તેણે તેમને ન કહેવાનાં વચન કહ્યાં. તેથી વસિષ્ઠના પુત્રોએ તેને શાપ દીધો, કે ચાંડાલના મુખમાંથી નીકળે એવા વચન તું બોલે છે, તો ચાંડાલ થા. એ શાપથી ચાંડાલપણાને પ્રાપ્ત થયેલો રાજા વિશ્વામિત્રને શરણે ગયો. તેણે એની મનકામના પૂર્ણ કરવા યજ્ઞ આરંભ્યો અને સૌ દેવોને નોંતર્યા. પણ ચાંડાલના યજ્ઞમાં કેમ જવાય કરી દેવો આવ્યા નહિ. ત્યારે ક્રોધે ભરાયલા વિશ્વામિત્રે પોતાના તપોબળથી રાજાને સદેહ સ્વર્ગ મોકલ્યો. રોષના હુંકારધ્વનિથી ઇંદ્રે ચાંડાલ રાજાને નીચે પાડ્યો. તેને વિશ્વામિત્રે તપના પ્રભાવથી અદ્ધર રાખ્યો; તે ખગોળના દક્ષિણાર્ધમાં નક્ષત્રરૂપે રહેલ છે. એ ચાંડાલ રાજાની હડસેલી પાડેલી રાજલક્ષ્મીની ચાંડાલકન્યા વિશે ઉત્પ્રેક્ષા કરી છે. રા-રાજા.

પૃષ્ઠ ૫

૧–૨ ' તેની પાસે એક પક્ષી છે; જેમ રત્નાકર સમુદ્ર સર્વ રત્નનો ભંડાર છે, તેમ તે પક્ષી સર્વ કળાનો ભંડાર છે. એ ખરેખર ચમત્કારરૂપ છે. ' પંક્તિ ૧–૩ માં પ્રતીહારી ચાંડાલકન્યાના કહાવેલા બોલ કહે છે.

૪–૧૦ પોપટને જોવાનું મનમાં બહુ કૌતુક છતાં રાજા પાસે બેઠેલા [ પાર્શ્વવર્તી ] સામંતોના મનનો અભિપ્રાય જાણવા તેમના સામું જુએ છે. દૂષણ–દોષ, વાંધો. મંડપિ.–આસ્થાનમંડપમાં, રાજસભામાં. માતંગકુમારી–ચાંડાલકન્યા. 'માતંગ' ઉપરથી 'ભંગડો, ભંગિયો, ભંગી' શબ્દ થયા છે.

૧૧–૧૨ મ્યલિઉ–ભેગાયલો. જાણે સર્વ પર્વતોએ એકઠા મળીને વીંટેલો મેરુ પર્વત હોય તેવો. 'મ્યત્રી' શબ્દ વડે શૂદ્રકનું ચક્રવર્તીપણું સૂચવ્યું છે.

૧૩–૧૫ સિંહાસનની છત્રીની ચાર રત્નજડિત લાકડીઓએ સોનેરી કસબની દોરીની કસો જકડી લીધી હતી; એ રીતે સિંહાસન ઉપર ગંગાના ફીણ જેવો ધોળો રેશમી ચંદરવો બાંધ્યો હતો. કનકશૃંખલા–સોનેરી કસબની

દોરી. મૃણાલનો આપણ્યુ રીતે 'મારૂ' અર્થ થાય છે. અહીં ભાનુચંદ્ર તેનો અર્થ રશ્મિ એટલે 'રસી, દોરી' કરે છે. તેની વચ્ચોવચ્ચ અમૂલ્ય મોતીનો હાર ઝૂલતો હતો' ગજમુક્તાફળ–હાથીના કુંભસ્થળમાંથી અણમૂલા મોતી નીકળે છે, એવી માન્યતા છે જુઓ નીચેનું અગસ્ત્ય મુનિનું વચન—
द्विपेन्द्रजीमूतवराहशङ्खमत्स्याहिशुक्त्युद्भववेणुजानि । मुक्ताफलानि प्रथितानि लोके तेषां तु शुक्त्युद्भवमेव भूरि ॥ 'હું તો થાળ ભરૂ રે જગમોતીએ' એ લોકગીતમા ગજમૌક્તિકનો જ ઉલ્લેખ છે સ્ફટિકપાદુકા–સ્ફટિકની પગ મૂકવાની પાટલી વામ પાદ–ડાબો પગ શુભતન સુંદર દેહવાળો, રૂપાળો. ગંગાનો પ્રવાહ ધવલતાને માટે પ્રખ્યાત છે તેના ફીણ સાથે ચંદરવાને સરખાવવાથી એની અત્યંત ઉજ્જ્વળતા સૂચવી છે

૧૭ ૧૮ ' સભામંડપના પરથાર [ અવની ] મા બધે પાના [ઇંદ્રનીલ] જડી લીધા હતા તેના પ્રકાશ[ દ્યુતિ ]થી રાજાના પગના નખ લીલછાયા [શ્યામ] દેખાતા હતા, તે જાણે પ્રણામ કરતા શત્રુઓના નિશ્વાસથી તેની કાંતિ સામળી બની ગઈ હોય એમ લાગતું હતું,' તદ્ગુણ અને ઉત્પ્રેક્ષા

૧૯–૨૦ સિંહાસનનો પાટ માણેકમય હતો એ માણેક[પદ્મરાગ]ના કિરણે કરીને સાથળના ભાગમા [ઊરુ] તે રાજા લાલ લાલ દેખાતો હતો આથી મધુ અને કૈટભ મહાસુરો જેની સાથળો[ઊરુ, સ ક્થ] લોહીએ રાતી રગાઈ હતી એવા વિષ્ણુ ભગવાન સાથે તેને સરખાવ્યો છે મધુ અને કૈટભ એ બે અસુરો શેષશાયી ભગવાનના કાનમાંથી ઉત્પન્ન થયા હતા તેઓ નાભિકમળથી પ્રગટેલા બ્રહ્માને ખાઈ જવાનું કરતા હતા, એ નામા વિષ્ણુ ભગવાને તેમને મારી નાખ્યા

૨૧–૨૪ રાજાના ઉત્તરીય કિંવા ઉપવસ્ત્રનું વર્ણન છે ' તે અભ્રનના ફીણ જેવું ધોળું હતું તેના ચાર છેડે ગોરોચનાથી રસ[ તિલક ] ચિતર્યાં હતા તે સોનાની દાંડીવાળા ચમ્મરના વાએ જાણે નાચ્યા કરતું હતું' વસન–વસ્ત્ર, ઉપવસ્ત્ર ગોરોચના–ગાયના માથામાંથી મળી આવતો ચળકતો પીળો ચટો પદાર્થ, જેને લોકો ગોરૂ ચંદન કહે છે ઉડુગણ–તારાના ઝૂમખા ઇંદુ ચંદ્ર કનકકલા–કનકનો ભાગ કુમતિનક સુબિંદુ–કેસરનો ગોળ ચાંલો

પૃષ્ઠ ૬

૧–૪ ' તેણે હાથે લીલમ[ઇંદ્રનીલ]ના કડા[કેયૂર] પહેર્યાં હતા, તે જાણે ચંદનના લોભી નાગ વીંટાયા હોય એવા દેખાતા હતા, અથવા તો

સ્વભાવે ચચળ હોવાથી ભાગી ન જાય એટલા માટે દેહમા વસતી રાજ લક્ષ્મીના બધન અર્થે જકડી લેવાના કડા[ નિગડકટક ] હોય તેના જણાતા હતા ' સ્તવિસ[સ્તુતિ નરકારે છે, બિરુદાવલી ગાય છે]–એ મધ્યકાલીન 'સ્તવિ' નૂ પૂર્વરૂપ છે એ ભાનણુના વખતના અસન રૂપ 'ત્તવઇ' ની સ્મૃતિ આપે છે એમા અત્ય 'ઇ' ને લીધે ઉપાતમા પણ 'ઇ' પેઠેલ છે

૫–૧૦ અવ્યયરૂપ વેગળા' માટે જુઓ પૃ ૩ ૫ ૧૬ ઉપરની સમજૂતી ધ્યાનમા અવિકારી રૂપ 'વેગળે' અને વિકારી 'વેગળૂ' વધારે વપરાય છે વામા, શ્યામા–સ્ત્રી વિમાસી [ મ विस्मृश् ]–વિચારીને વશનતા–વાસની સોટી કુટ્ટિમ–જડતરનો ચોક, ફ્રસમદી ઘાત કીધુ–પ્રહાર કર્યો, ઘા કર્યો તાન–કાસ્યનાન, ઝાઝ સ ર ।૬।૧૧૮૨–૮૪। મા કામ્યતાનનૂ લક્ષણુ જેવૂ યૂથ કરીનૂ–જગની હાથીનૂ ટોળુ ન્યૂનપદત્વ દોષ ધવનવસ્ત્ર શુભાકૃતિ–જેણે ધોળા વસ્ત્ર પહેર્યા હતા અને જેનો દેખાવ સૌમ્ય હતો એવો

૧૧–૧૨ અહીં ચાડાનકન્યાનૂ વર્ણન શરૂ થાય છે 'તે ૨ગે[વર્ણ] શ્યામ હતી તેણે પોશાકમા[ પિહિરણિ ] ગળિયન વસ્ત્રનો પગની પાન્હીએ ઘસડાતો [રલતુ] ઝબ્બો પહેર્યો હતો, તેનો અને એના શરીરનો રગ ભળી જતો હતો એ ઝબ્બા ઉપર રાતૂ વસ્ત્ર એણે ઓઢી લીધૂ હતૂ ' રલતુ [ મ रय् ૧, આત્મ , રિ ૬ ૫૨ ], જુઓ कान्हडदेप्रबंध ।૨૪। મરખાવો ૨૬, ૬૭૬, જુઓ વળી રેદૂ, રેદ્રિયાળ, રખડ, રખડાઉ વેષ–પહેરવેશ, પોશાક, અહીં અર્થ ઝભ્ભો

૧૩–૧૪ દતપત્ર–હાથીદાતની કાને પહેરવાની પાદડી પ્રભા–કાતિ

૧૫–૧૮ ચાડાલકન્યાએ ગોરોચનાનૂ તિલક કર્યું હતું, તે જાણે ત્રીજૂ લોચન હોય એવૂ દેખાતૂ હતૂ' એના શ્યામ વર્ણને લીધે ચાડાલકન્યામા તપ કરતા શકરને બીનહીનો વેર ધરી ઉગના ગયેના પાર્વતીની, વિષ્ણુ ભગ વાનના શરીરની છાયાએ શ્યામ દેખાતા લક્ષ્મીની અને મહાદેવના ત્રીજા નેત્રના અગ્નિથી બળતા કામદેવના શરીરના ધૂમાડાથી કાળી પડેલી રતિની ઉત્પ્રેક્ષાઓ કરી છે પહેલી ઉત્પ્રેક્ષાના સબધમા ભાનણનો **શિવભીલડીસવાદ** જોવો અથવા રતિ હરનયન૦–'અથવા હરનયનિ કામ દહતા કૃષ્ણતનુ રતિ' એવો અન્વય છે

૧૯–૨૦ 'તે રાતા કમળ જેવા હાથપગે શોભે છે' આ એક ગર્ભ વાક્ય છે ચાડાનકન્યા વિશે બળરામના હળથી ખેંચાનાના ભયે નાસી આવેલી યમુનાની ઉત્પ્રેક્ષા પૂર્વેની ત્રણ ઉત્પ્રેક્ષાઓના અનુસંધાનમા છે વિમના [ મ. विमनस् ]–જેનૂ મન ઉદ્વિગ્ન બન્યૂ હતૂ, ઊંચૂ થયૂ હતૂ તેવી

૨૧–૨૪ 'અત્યંત રાતી આંગળીઓની કાંતિને લીધે તેના નખની કાંતિ પણ રાતી થઈ હતી તેથી મહિષાસુરને મારી તેના રુધિરે શોભતી નખણી પકડનારી કાળિકા જાણે હોય તેવી તે દેખાતી હતી ' દેહી–કાયા સ્ત્રીપ્રત્યયના ઉમેરાથી બનેલૂ સ્ત્રીલિંગરૂપ સરખાવો ત્રાસ ખાસી પાસ ફાસી, હાસ હાસી આ ત્રણમા સ્ત્રીપ્રત્યય ઉપરાંત પહેલી વરડીમા ઉપનામિક પણ આગતુક તરીકે ઉમેરાયો છે વિનાગી [ સ વિલગ્ન, પ્રા વિલગ્ગ ]–બાઝી, વળગી પડી કાલિંદી–યમુના એ કલિંદ પર્વતમાથી નીકળે છે, માટે કાલિંદી ત્રાધી[ સ ત્રસ્ત વિ ત્રાસ પામેલૂ] ત્રાસ પામેલી જુઓ પ્રેમાનંદકૃત નળાખ્યાન, ૫૩ ૭૭ નીસરી નાઠો ભયે હો મ ત્રસ્તના સ્તનો લ્ય થઈ દ્ત્યનો મૂર્ધન્ય ટ્ થયા પછી સ્યુક્ત વ્યજનમાના પ્રથમનો લોપ અને વ્યજન જાળવવા પૂર્વનો સ્વર દીર્ઘ

પૃષ્ઠ ૭

૧–૪ કાચી[ સ કચ્ બાધવૂ ]–કટિમેખળા, કંદોરો સદ્યઃકગ્યૌવન–તાજૂ જ જોબન ખીલ્યૂ છે એવૂ, નવજોબન અવનિ નારિ–બીજી સ્ત્રીઓ, અવનિરૂપ બાબત જુઓ પૃ ૨ ૫ ૨૨–૨૩ અને પૃ ૩, ૫ ૭ ઉપરની સમજૂતી વિધાતા બ્રહ્મા શ્રમ શ્રૈ ઠ, ભારે શ્રમ–મહેનત

૫–૮ એમ જણાય છે કે એ તન્વગીને રચતા એના અનૈમિક રૂપે બ્રહ્માને પોતાને ભામમાણનો ભય લાગ્યો હશે, તેથી તેમણે એને ચાડાળકન્યા સરજી હશે ચાડાળકન્યાનો દેહથી તો શૂ, ચાર વર્ણના મનુ પણ પ્રતિગ્રહ થાય નહિ, એ સમજથી સૌ એને અડે પણ નહિ ને વેગળા રહે એવો બ્રહ્માના મનનો વિચાર અહીં કલ્પ્યો છે જુઓ મૂળ એમણે વળી એમ ધાર્યૂ હશે આની કાયા બહુ કોમળ છે, તે પુરુષનો કઠણ સ્પર્શ કેમ સહન કરશે ? માટે, લાવ ને, ચાડાલકન્યા કરૂ, કે જેથી સ્પર્શના દોષથી સૌ એનાથી અળગા રહે' જાણી[ સ જ્ઞાયત પ્રા જાણીઇ, ટૂંકાયલૂ જૂ ગુ રૂપ જાણી ચાલુ રૂ૫ જાણે મૂળ અર્થ 'જણાય છે, લાગે છે '

૧૨ ' ભારેખમ [પ્રગ ભા] સ્ત્રીની પેઠે તે સ્ત્રીએ રૂઆબથી [ગર્વિ] માથૂ નમાવ્યૂ ' લક્ષ્મી સાથે ગર્વ સ્વાભાવિક રીતે જ હોય છે

૧૭–૨૨ ગીતશ્રુતિ–ગાયનવિદ્યાના બાવીસ ખડ્ગર 'આ શુકનના સુભાષિત રચે છે અને તેનો ક્યા કેમ વાપર[ સચાર ] કરવો તે પોતાના દૃષ્ટાતથી બરાબર [સમ્યક] શીખવે છે એ તાન અને લય જેનૂ મડાણ છે એવૂ નૃત્ત જાણે છે અને રીમાયની સ્ત્રીને મેળવી લેવા[યોગ]મા–મના

વસામાં પણ કુશળ છે...એ પૃથ્વી ઉપરના રત્નભૂત પદાર્થોમાં સર્વોત્તમ [લલામ] છે,' નૃત્ત, નૃત્ય અને નાટ્યના વિવેક માટે દશરૂપ૧।૭-૧૦ જોવા વીનતી છે.

પૃષ્ઠ ૮

૬ આપણુ કર–પોતાનો કરો, સ્વીકારો. સં. आत्मन् નો ગૌણ અર્થ 'પોતે' છે. તે ઉપરથી 'પોતે' ના અર્થમા 'આપ' અને 'આપણ' સર્વનામ થયા છે. વળી 'તમે પોતે' ના અર્થનૂ 'આપ' સર્વનામ પણ એના ઉપરથી બન્યૂ છે. ત્યમ વળી 'તમે ને હૂ', 'તમે ને અમે' એવા સયુક્ત અર્થનૂ 'આપણે' સર્વનામ પણ એ જ શબ્દ ઉપરથી ઊતરી આવ્યૂ છે. ઉપરાત 'આપણ' સર્વનામ સાથે સમ્બધ ધરાવતૂ 'આપણૂ' વિશેષણ પણ એ જ મૂળનૂ છે. પ્રેમાનદ 'આપણૂ' વિશેષણ સ્વાર્થવાચક તરીકે વાપરે છે, જુઓ નળાખ્યાન. ૫૩, ૯૭, વચનદ્રોહી ને બ્રહ્મદ્રોહી એ બઉ ગુણ આપણા. નામ ઉપરથી સર્વનામની ઉત્પત્તિ લક્ષ ખેંચનારી છે.

૮-૯ પોપટ રાજાના પ્રતાપના વખાણ કરે છે. 'મહારાજ' તમારા શત્રુની સ્ત્રીઓની શી વાત કહૂ ? નદીનાળામા ન્હાઈ પચાગ્નિ સેવી ભરજવાનીમા તેઓ નિર્મુક્તાહાર વ્રત એટલે આહાર તજવારૂપ જોગ સાધે તો સાધે, પણ તેમના સ્તન પણ આસૂના પ્રવાહમા ન્હાઈ નિરંતર પતિવિયોગ રૂપી અગ્નિમા કાયા પ્રજાળી નિર્મુક્તાહાર જોગ એટલે મુક્તાહાર[મોતીના હાર] તજવા રૂપી જોગ સાધે છે.' નિર્મુક્તાહાર–(૧) જેમા આહાર નિર્મુક્ત એટલે તજી દીધો છે એવૂ, (૨) જેમા મુક્તાહાર એટલે મોતીની માળા નિર્ગત એટલે અવિદ્યમાન છે એવૂ. મૂળ સસ્કૃત ગાથા औचित्यविचारचर्चामा કર્તૃપદૌચિત્યના દષ્ટાતરૂપે ઊતારી છે. આદર્શ હાથપ્રતમા પૂર્વાર્ધને છેડે 'પ્રતિદિન કરઇ' અને ઉત્તરાર્ધમા 'કુચયુગ વિમુક્તાહાર વ્રત' પાઠ આપેલ છે. એ પાઠથી કરઇ ક્રિયાપદ વધારા પડતૂ બને છે, અને ઉત્તરાર્ધની પદ્યરચના દૂષિત નહિ, તો કર્કશ બને છે. આથી એ પાઠ મે સ્હેજ બદલી નાખ્યા છે.

૧૧-૧૨ અભિધાન–નામે. વચનનિધાન–વચનનો ભડાર. સાવિજ [ સં. सत्वाज પાખ ? ]–પક્ષી. 'સાવજ્જુ, સાવજ્જૂ' રૂપે આ શબ્દ પ્રેમાનંદના નળાખ્યાન, ૧૦,૧૫મા વાપર્યો છે. પક્ષીના અર્થનો આ શબ્દ શિકારી હિંસક પ્રાણીના અર્થના સાવજ[ સ श्वापद ]થી ભિન્ન છે. પટુ–મધુર. પ્રકાશ–સ્પષ્ટ. જન્માતર સસ્કાર–જુઓ નીચેનૂ વચન –पूर्वाभ्यस्ता तु या विद्या पूर्वदत्तं च यद्धनम् । पूर्वव्यूढा च या कन्या ह्यग्रे तिष्ठति इवेधा ॥. નિરધાર [ સં. निर्धारय ] ને અવિધાર [ સં. अवधारय ] એ નિશ્ચયાર્થ અવ્યયો કવિ

તામા મળી આવે છે, તે મૂળે આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના રૂપ છે, સરખાવો જાણુ, પગમાણુ વગેરે નિશ્ચય કર–મારા મનનો નિશ્ચય કરું છું પૃષ્ઠ ૯.

૧ અગ્નિ શાપથી હવી એહવી સુદર શુકની વાણી–પોપટની સ્પષ્ટ [સુદર] વાણી અગ્નિના શાપથી આવી અસ્પષ્ટ થઈ 'સુદર' એ કર્તૃપક્ષનો ભાગ છે અને એહવી હવી એ ક્રિયાપક્ષ છે, જુઓ મૂળ एतेषामपि पुरा पुरुषाणामिवातिपरिस्फुटाभिधाना वागासीत् । अग्निशापात् त्वपरिस्फुटालापता शुकानामुपजाता । તારકાસુરથી પીડાતા દેવો પાવકિ કાર્તિકેયની ઉત્પત્તિ સારૂ અગ્નિની શોધમા ફરતા હતા, ત્યારે પોપટે તેમને કહ્યુ કે અરે ! અગ્નિ તો આ શમીમા સંતાઈ બેઠો તેથી અગ્નિએ તેને શાપ દીધો કે તૂ આજથી વાચા ખોઈ બેસીશ તે વખતે દેવોએ તેના ઉપર અનુગ્રહ કરી કહ્યુ કે તારી વાચા છેકાછેક નષ્ટ નહિ થાય તારી બોલી તોતડી–કાલી થશે, પણ તે મધુર લાગશે આ કથાનૂ અહીં સૂચન છે, જુઓ महाभारत । अनुशासन० । ૮૬।૩૬-૪૩।

૩-૧૨ પરિ [ સ प्रकार, ના पयार ઉપરથી બનેલૂ સ્ત્રીલિંગ રૂપ ] –પેર, રીત પરશમા [ સ प्रशसा ] વખાણ વિસર્જી–મરખાસ્ત કરી દિનકર–સૂર્ય પડહ [ સ पटह ]–દુદુભિ, ઢોલ આ શબ્દનૂ 'પડો' રૂપ પ્રેમાનંદ વાપરે છે, જુઓ નળાખ્યાન, કડવૂ ૧૨, ને સરખાવો પડાદાર ધ્વનિ–શબ્દ, અવાજ અન્યોઅનિ [ સ अन्योन्य ]–એક બીજાને જેમ 'રાજ્ય' ને ઠેકાણે 'રાજિ' પૃષ્ઠ ૩ પંક્તિ ૨૪ મા વાપર્યૂ છે, તેમ અહીં 'અન્યોઅન્ય' ને બદલે 'અન્યો અનિ' છે. નગરનાયિકા–ગણિકા જુઓ એકદેશ નાયકા વનય–કાડે પહેરવાના કડા 'મનૈયૂ' શબ્દ 'વનય' મૂળ ઉપરથી છે કહોણીએ પહેરવાના કેયૂરથી કાડાના વનય ભિન્ન સમજવા. સાર શબ્દ મધુર રણકો. મગળ પાઠ –મહિજનની આશીર્વાદપદ્ધતિ કોલાહલ–ભારે ઘોઘાટ ચાલુ રૂપ કળાહોળ એના ઉપરથી છે દ્રા દર્પણ લેઈ દાખિ–તે વખતે કોઇ દર્પણ લેઈને મ્હો આગળ ધરે છે દાખિ [ સ दर्शयति ]–બતાવે છે તાલવ્ય અને મૂર્ધન્ય ઉષ્માક્ષરના ઉચ્ચારનો ભેદ ભૂલાયાથી તાલવ્ય 'શ'નો અહીં 'ખ' થયો છે સદ્દભાગ્યવર્ધક મગળ પદાર્થમા દર્પણની ગણના છે જુઓ आर्यासप्तशती । अकारव्रज्या । १२ । ઉપર અનત પડિતની ટીકા मुकुरपदेन मङ्गलत्वेनावश्य दर्शनीयत्वं व्यज्यते ।. આથી જ પં तं । ३ । મા વૂડના અભિષેકના પ્રસગમા सज्जीकृतेषु दर्पणादिषु मङ्गलवस्तुषु લખ્યૂ છે.

૧૩-૧૮ સીમાઢા [સ सीमाल, જુઓ करणावज्रायुध, શ્લો ૬૪, सीमालक्षितिपालकालमुनग ]-સીમાડિયા, અડિયા ગજા ઇગિ-નરેશ, રાજા અનેઉરિ[ મં અ ત પુર, પ્રા अन्तेउर પરથી સ્ત્રીપ્રત્યયથી બનેલ રૂપ, મગ્ખાવો પરિ પૃ ૯ પં ૩ ]-ગણ્રાગ્મ. આદેશ-આજ્ઞા ઊતાગિ થાઉ-ઊતરે જાઓ, મગ-ખાવો 'ઘેર થતા, ઘેર ચઇને આનજે અવાસ [મ आवास]- ધામ, મહેલ

૧૯-૨૪ નિર્વિકાર-વિષયવિકાર રહિત, શુદ્ધ હૃદયને, જુઓ પૃ ૪, પં ૧૦ અનિ ભાવ્યુ-ઘણો મનોહર લાગતો હતો હેમદ્રોણી-સોનાની મોગી રૂડી ગધોદક સુવાસિત પાણી કનકકનશ કરિ નીર-તેમના હાથમા પાણીના કનકકનશ છે 'નીર' પછી સમધાર્થ પ્રત્યય લુપ્ત જુઓ हैं व्या।८।४।३४५। સુભગશરીર-સુદર દેહવાળો રૂપાળો પરિકર બાધી પામિ-વસ્ત્ર ખરી ન જાય એટલા માટે ઘાટડી ભીડીને આની પ્હોને તે પામ અને પ્હોય બને સ પ્રત્યા. મૂળ ઉપરથી છે પરિકર-કેડ બાધવી તે

## પૃષ્ઠ ૧૦

૧-૪ શ્રમને લીધે તેમની છાતી મનોહર રીતે ઊપડે છે અને શરીરે પરસેવાના જેમ વછૂટે છે એ રીતે જળમય શરીર થયાથી દાસીના વિશે જલદેવીની ઉત્પ્રેક્ષા યોજી છે પરસેવી-પરસેવો વછૂટેલી, પરસેવે ન્હાઈ ગયેલી પરસેવ ક્રિયાપદ હાલ વપરાતુ નથી મરકત રજત કનશ સ્ફાટિકના-મરકતના રૂપાના અને સ્ફટિક મણિના ઘડાઓ વિનમન વિધાનથી સ્ફટિક ઉપરથી સ્ફાટિક પુ થયેલ છે જુઓ પૃ ૪૪ પં ૯, તારુણી ઉપરની ટિપ્પણી

પં ૮ પંક્તિ પાચ અને ૭ ભાનણે પોતાના તરફની ઊમેરી છે ઝલ્લરી [સ]-ઝાલર, ઘડિયાળ એના વિશે જુઓ स तितरनाकर।६।११२१-૧૧૨૭। મૃદુરવ વેણુ-મીઠા સુરની વાસળી મજ્જન [મ]-સ્નાન અમૃત કુડલી-એક પ્રકારનૂ વાદિત્ર જુઓ પ્રેમાનદકૃત ભાગવત દશમસ્કધ, કડવુ ૯૩, કડી ૧૦-ચગ, મૃદગ, ઉપગ, વાસળી અમૃતકુડલી, ઢોલ, સપ્તસ્વર વીણા વજાડે, ઊતારે ગીતના બોલ આદર્શ હાથપ્રતમા 'અલિ અમૃતી' છે, તે અસ્પષ્ટ છે

૯ ૧૦ પરિધાન-પહેરવાને તાદર્થ્ય મબધ સમજવાનો છે મણિધર કચુક સરખા-નાગની કાચળી જેવા હળવા સાધારણ ધર્મ લુપ્ત છે કોમળ-કુમાશદાર શિરવેષ્ટનનિ સ્થાનિ-માથે વીંટવાને આણેલા વસ્ત્રો પહેરવા ઓઢવાને [ અગ પરિધાન ] અને માથે બાધવાને માટે હતા ચરણ થકી ન જણાય-પગ ગતા હોવાથી માણેક જડેલી પાવડી જુદી ઓળખાતી ન હતી,

સામાન્ય અલંકાર. દેવભવન–મહાદેવનું દેરું. પશુપતિ–મહાદેવ વૈદિક रुद्र પશુ-સમૃદ્ધિ આપનાર અને પશુનું પાલન કરનાર દેવ લેખાય છે. વર્ણોચિત કર્મ-ક્ષત્રિયે કરવાના કર્મ, સ્વાધ્યાય યજ્ઞ અને દાન બાવનચંદન–જેને કસ્તૂરી બરાસ અને કેસરની ભાવના દીધી હતી એવું ચંદન, બરાસ કસ્તૂરી ને કેમ રથી વધારે ખુશબોદાર બનાવેલું ચંદન, જુઓ મૂળ मृगमदकर्पूरकुङ्कुमगासघुर મિણા चन्दनेन પ્રાશસ્ત્યવાચક શબ્દોની વ્યુત્પત્તિ વિચારવી બહુ રમુજ ભરેલી છે, જુઓ બાવનવીર, માણેકચભ, રતનચોક, મદનભેર, ગયતગ્રૂ, પારસપીપળો, બ્રહ્મભાટ વગેરે લેપન લેપ રાજાએ રાની અગોઠી વાળીને માલતી ફૂલનો તોરો લટકાવ્યો હતો વાળના જૂટના અર્થમાં દે.ના.મા.। ૬।૧૧૭ મા मउढी અને मोडो તથા દેનામા. । ૧૬૬। મા आमोडो શબ્દ આપ્યા છે, તે ઉપરથી અંબોડો અંબોડી બોલ ઊતરી આવ્યા છે. પ્રાકૃત શબ્દો સ. मौलि સાથે સંબંધ ધરાવે છે. ષટ્રસ–મીઠો, ખાટો, ખારો, કડવો, તીખો અને તૂરો એ ૭ રસના. ભક્ષ્ય–દાંતે ચાવીને ખાવાનો ખોરાક. ભોજ્ય–અમથો ખવાય એવો ખોરાક લેહ્ય આંગળીથી ચટાય એવો ખોરાક. પેય–ઘૂંટડે પીવાય એવો ખોરાક આ ઉપરાંત ચૂસીને ખવાય એવો ખોરાક [ચોષ્ય] મળીને પાંચ પ્રકારનો ખોરાક કહેવાય છે આસ્વાદન કરિ–ખાય છે. પાક અન્ન–પકવાન્ન આરોગી,–જુઓ દ ના મા ।૧૬૬। आअट–आऊड–आरोग–आडुआल–आहडप्रमृतीनि धात्वादेशप्रतिरूपराणि नामानि । तेरा करोत्यर्थे णिचि नामधातुत्वमपि। શુદ્ધ આચમન–શુદ્ધિને માટે આચમન પૂગ–સોપારી, જુઓ पूगफल ઉપરથી ફોફળ પ્રાણી પૂરણ ઇ–ભૂભૃત્ નામનું સાર્થકપણું બતાવ્યું છે અહીં 'પ્રાણી' મરફૂન પ્રમાણે પુંલ્લિંગે છે. કુંજર–હાથી.

૨૧–૨૪ શય્યા સુવર્ણ તણી–સોનાનો પલંગ. તળાઈ હંસતુલિકા બેસ સુવાળા હંસના રૂવાંડાની તળાઈ બિછાવી હતી. તૂર, તળાઈ મ तूल ઉપરથી છે. પાખલિ [ સં. पक्ष બાજુ ]–ચારે બાજુએ, આસપાસ, સરખાવો સં. अग्र ઉપરથી જૂ ગૂ. આગલિ, ગૂ. આગળ પરકર [ સં. प्रकर, ગૂ. ફગર ]–ઢગલી પલંગની આસપાસ ફૂલથી ચોક પૂર્યા હતા. સરખાવો દેવીદાસકૃત રુક્મિણીહરણ, ૨૩, ૬, ચૂઆ ચંદન વેગે છંટકાવ્યા, ફૂલે પગર ભરાવ્યા. અગરના ધૂપ–મલયાગરના અથવા અગરબત્તીના ધૂપ સજાઈ–તૈયારી.

**પૃષ્ઠ ૧૧**

૧–૮ તલાસિ [ પ્રા. तल+फस, સ तल+स्पर्श ]–પગના તળિયે હાથ ફેરવે છે. મંત્રવારતા–રાજદ્વારી પ્રકરણની ચર્ચા સમિ સુપોલ પ્રકાશી–

અવસર જોઈ યોગ્ય ભાષા વાપરી. કહ્યું દાસીનિ કાજ–અહીં દાસી શબ્દે પ્રતીહારી જ અભિપ્રેત છે. અપારિ–પરમ(અનુત્તર) કથન, પરમ આજ્ઞા; સરખાવો परमम् [જુઓ कु. सं. ।६।३५। ततः परममित्युक्त्वा प्रतस्थे मुनिमण्डलम् ।]. ભવનિ–અંતર્ભવનમાં, અંતઃપુરમાં.

૧૧–૧૬ ઉર્વશીના શાપથી નપુસકપણાને પામેલો અર્જુન રાજકુમારી ઉત્તરાને નૃત્ત શીખવવા બૃહન્નટા કે બૃહન્નલા એવું નામ ધારણ કરી વિરાટ-રાજાને ત્યા એક વરસ ગુપ્ત રહ્યો હતો. એ બૃહન્નલા શબ્દ ઉપરથી બૃહંદલ અને વૃંદલ થયેલ છે. ભાલણ કંચુકીને વૃહંદલ કહે છે તે એના સમયની હકીકતથી દોરાઈને કહેતો જણાય છે. એ વખતમાં રાજારજવાડાના રણવાસમાં વ્યંડળને કચુકીનો અધિકાર મળતો. એથી ઊલટું પ્રાચીન કાળમાં પવિત્ર વિદ્વાન પ્રૌઢ વયના બ્રાહ્મણને કંચુકી નીમતા. વંડળ કે વ્યંડળ બોલ સં. પ્રા. षण्ड (ક્લીબ, નપુંસક) ઉપરથી થયો છે. વૃદ્ધગાત્ર–ઘડપણથી ખખળી ગયેલા શરીરનો. પલિતમસ્તક–પળિયેલ માથાવાળો. હેમવેત્ર–સોનાની છડી. નમ્ર–વાંકી વળી ગયેલી.

## પૃષ્ઠ ૧૨

૧–૬ અંતર્ગૃહ–અંતઃપુર. રાય સમક્ષ–સામા બિરાજતા રાજાજી ! પિક–કોકિલ. એની આંખ ઘેરી રાતી હોય છે. નીલરક્ત સુવાન–જેનો રૂપાળો જાંબૂડી [નીલરક્ત] રંગ હતો એવો. ઇછાં–યથેચ્છ, ધરાતાં સુધી. આમલી સહકાર ફળ–આંબળાં અને કેરી. જંગલી આંબાની ડાળને સારા આંબાની ડાળ સાથે બાંધી કલમ ચડાવવાથી કલમી આંબો બને છે; તે કારણથી તે સહકાર કહેવાય છે.

૭–૧૭ જનની–મા. જન્માંતર–બીજો જનમ, પૂર્વજન્મ. વડ–મોટો. પ્રેમપ્રશ્ન–વ્હાલ સાથે પૂછેલા સવાલ. સાવધાન [ સં. स + अवधान ધ્યાન ]–ધ્યાનથી કાન માંડવું. એની ખોટી નકલ સાવચેત છે. એવી જ રીતે સાંત્વન કે સાંતવનની ખોટી નકલ ચિંતવન અને દમયંતીની ભમયંતી, નમયંતી વગેરે છે.

૧૮–૨૨ વિંધ્યાટવી–વિંધ્યાચળની આસપાસનું પુરાણું વિશાળ જંગલ. ભરતખંડને વીંધીને વિંધ્ય પર્વત પૂર્વમાં બંગાળાના ઉપસાગર સુધી અને પશ્ચિમમાં અરબીસમુદ્ર સુધી વધેલો છે. તેની આસપાસનું મહારણ્ય ભરતખંડના મધ્ય ભાગને શોભાવે છે, તે જાણે ભૂમિનું કટિમેખલારૂપ આભૂષણ હોય

તેવૂ દીસે છે, શ્લિષ્ટ ઉત્પ્રેક્ષા. મધ્યદેશ–(૧) ભરતખંડનો મધ્યભાગ, (૨) કેડ. મહી પૃથ્વી. વનગજ મદિઇ–૦. જગલી હાથીના કુંભસ્થળમાથી મદના જે ઝરણુ વહે છે તેનાથી એ મહારણ્યના ઝાડ સીંચાઈ મોટા થાય છે. 'મદિઇ' મધ્યકાલીન 'મદિ' નૂં પૂર્વરૂપ છે. એ ભાલણના સમયના મૂળભૂત 'મદઇ' ની સ્મૃતિ આપે છે. એમા અત્ય 'ઇ' ને લીધે ઉપાતમા અકારનો ઇકાર બનેલ છે જુઓ પૃ ૬,૫ ૪ 'રતવિઇ' ઉપરની સમજૂતી અવિયૂથ પ્રેમિ વસત– ત્યા ભમગ[ અલિ ]ના ટોળા પ્રેમથી વાસ કરીને રહે છે. 'વસત' [ સ વસન્ પ્રા वसन्तो ] મૂળે વર્તમાન કૃન્ત છે કવિતામા તે કાળવાચક રૂપને બદલે વપરાય છે ગદ્યમા તો વર્તમાન નિશ્ચયાર્થના નિષેધરૂપમા જ 'વસતો' ઇ. રૂપ આવે છે. હિંદીમા તેનો પ્રયોગ ગદ્યમા તેમ જ કવિતામા વર્તમાન નિશ્ચયાર્થના ઉભય રૂપમા સહાયક ક્રિયાપદ સાથે એકસરખો થતો જોવામા આવે છે સિંધીમા તે ભવિષ્યકાળ બનાવવામા વપરાય છે. 'વસત' ને સ वसन्ति [ તેઓ રહે છે ] સાથે કશો સબધ નથી.

પૃષ્ઠ ૧૩

૧–૪ દાડિમીફલ–દાડમના દાણા. ફલનો દાણાના અર્થમા ઉપયોગ જૂનો છે, જુઓ **અમરુશતક**, શ્લોક ૨૩. વળી જુઓ મુક્તાનંદકૃત સતીગીતા, ૪૯,૨, વંતાક ને સર્વ ફળી તજે અહીં ફળીનો અર્થ શીંગ છે, જુઓ મગફળી, ચોળાફળી, ગુવારફળી, સરખાવો मुक्ताफल અને मुक्ताफण ફાલ, ફોલ અને ફડિયો શબ્દ પણ આ ફલના કુટુબી છે. ગુંજાફલ–ચનોઠી. માથરા પત્ર લવગ,–સબધાર્થ પ્રત્યય લુપ્ત છે.

૫–૧૮ ન્હાના મોટા સિત્તેર ઝાડના નામ અહીં ગણાવ્યા છે. વન- વર્ણનની આ પદ્ધતિ કશા અર્થ વગરની અને નીરસ છે( યાદી જગલના પરિચયથી નહિ પણ વૈદકના પરિચયથી ઘડાઈ જણાય છે,) કેમકે દવામા ઉપયોગી એવાં ઘણા ઝાડ એમા છે માલ સર્જ, જેનો ગૂદર તે રાળ. તાલ– તાડ. તમાલ–તાડની જાતનૂ જાણીતૂ ઝાડ. તુડી–ટીંડિરૂ. ભરી–મજીઠનૂ ઝાડ. માલ–લીમડો. પ્રિયાલ–ગયણુ ગરમાળાના ઝાડ સીધા ઊંચા [પ્રૌઢ] વધે છે. તેના ગોળને ઉદ્દેશીને 'રસાલ' વિશેષણ તેને લગાડચૂ છે. અશોક–આસોપાલવ અગર [ સ अगुरु ]–અગરના લાકડાનૂ ઝાડ કંકોલ–કબાબચીની કિંવા ચીની કબાબાનૂ ઝાડ કુઠ–કોઠી કરીર–કેર કેસર–પ્રસિદ્ધ કેસરના છોડ કાશ્મીરમા થનાર કેસરનો અહીં નિર્દેશ કવિપ્રૌઢિકૃત સમજવો કરણી–એક ફૂલઝાડ, જૂઓ

દાત 'જમપુરી જુએ ને જીવ[ પ્રાણી ]ના હોશકોશ ઊડી જાય, તેમ આ મહારણ્ય જોઈને પ્રાણીમાત્રના હોશકોશ ઊડી જતા હતા.' મૂળનો તર્ક ભાવણે બદલ્યો છે. ઉત્પ્રેક્ષા

**પૃષ્ઠ ૧૪**

૧–૨ કવિ શ્લેષવાળી ઉપમાઓ યોજે છે ખડ્ગ–(૧) ગેંડો, તે ઉપરથી ખેડૂ (૨) તરવાર, તે ઉપરથી ખાડ શિલીમુખ–(૧) ભમરા, (૨) તીર સિંહનાદ–(૧) સિંહોની ગર્જના, (૨) વીરપુરુષોના હોકારા રક્તચંદન–(૧) રતાંજળીના ઝાડ (૨) લોહી રૂપી ચંદન મહિષ (૧) પાડા (૨) મહિષાસુર જેવી રીતે મહિષાસુરમર્દની દેવી કાત્યાયની મહિષ અસુરના લોહી રૂપી ચંદનની ચર્ચાએ તથા ભમરાના ખડ્ગે છોડેલા તીરે અને કંઠથી કાઢેલી સિંહગર્જનાએ અપાર ભયંકર લાગતી હતી, તેની રીતે આ અટવી પણ તે તે કારણે ભયંકર લાગતી હતી

૩–૮ પાદશાહી[ રાજનીતિ ]ને અંગે જેવી રીતે ગજઘટા[ હાથીની ફોજ ] અને ચમર હોય છે, તેની રીતે અહીં પણ ગજઘટા[ જંગલી હાથીના ટોળા ] અને ચમર [ એ નામના મૃગ ] છે સીતાજીને લવ કુશ સંતાન હતા, તેમ અટવીના પ્રાંગણમાં લવ કુશ સંતાન [ નાના ન્હાના દર્ભવાળા પટ ] છે. સુધન્ય રણભૂમિ શર[તીર]ના સમૂહે છવાયલી હોય છે તેમ તે પણ શર [સરકટ]ના સમૂહે [ભોથાએ] વ્યાપ્ત છે કપિધ્વજ અર્જુનના ધ્વજમાં જેમ વાનર [હનૂમાન] આરૂઢ હોય છે, તેમ અહીં પણ વૃક્ષે વાનર[વાંદરાઓ] ચડે છે વેત્રલતા[છડીદારની છડી]એ કરીને રાજદ્વારમાં સંચાર મુશ્કેલ હોય છે તેમ અહીં પણ વેત્રલતા[ વાંસની ડાળી ]ને લીધે સંચાર મુશ્કેલ છે. વળી વિરાટનગરીમાં જેમ સો કીચક[ વિરાટરાજાના સાળા ] હતા, તેમ અહીં પણ સેંકડો કીચક [ છિદ્રવાળા વાંસ ] છે

૯–૧૦ દર્ભ ચીર અનિ જટા તણા–જોગ લેનારી[ ધૃતવ્રત ] સાધ્વી પુષ્કળ[ નિષ્કામ ] દર્ભ, વલ્કલ[ ચીર ], જટા, મૃગચર્મ[ હરણના ચામડાં ] અને શૃંગી રાખે છે, તેમ તે અટવી પણ દર્ભ, ઝાડની છાલ [ ચીર ], વડવાઈઓ [ જટા ], ચમર મૃગ અને શીંગડાવાળાં અન્ય પશુઓ ધરે છે ચીર–(૧) વલ્કલ (૨) ઝાડની છાલ જટા–(૧) માથાના વાળનો જૂડો, (૨) વડવાઈ મૃગચર્મ–(૧) હરણનું ચામડું, (૨) જેના વાળના ચમ્મર બને છે તે ચમર મૃગ શૃંગી–(૧) એક પ્રકારનું વાદિત્ર, (૨) શીંગડા-વાળું પ્રાણી. મૂળમાં गृहीतव्रतव दर्भचीरजटावल्कलधारिणी પાઠ છે. ભાલણે

પણ તેને અનુસરી 'દર્ભ ચીર નિ જટા વનકલ ધારિણી જેણિ હામિ જાણીઇ છિ ધૃતવ્રત' એવો અનુવાદ કર્યો છે. પરન્તુ ચીર અને વલ્કલ [ વનકલ ] એક અર્થના બોલ છે. બને સાથે એકજ વાક્યમા આવ્યાથી પુનરુક્તિ થાય છે. હું તો એમ ધારું છુ કે કોઇએ ચીર ઉપર વલ્કલ ટિપ્પણી આપી હશે તે મૂળમા ભળી ગઈ છે. આવા પ્રયોગ कादम्बरीमा બીજે સ્થળે પણ દષ્ટિગોચર થાય છે. જુઓ काद. ।७१।४। आबद्धविविधवर्णरागरुचिर०।, काद ।७२।५। उत्तप्तकल्याणकार्तस्वरभास्वरया।, काद. ।१८३।४। द्विगुणीकृतकूजितहताभि.।, काद. ।२४२।७। समृणालमूल्नाले।. પુનરુક્તિ ટાળવા મેં वल्कल [વનકલ]નો ત્યાગ કર્યો છે. ટીકાકાર वल्कल રહેવા દેઈ પુનરુક્તિ મટાડવા ચીરનો અર્થ તૃણવિશેષ કરે છે, પરંતુ કોશમા એ અર્થ આપ્યો નથી.

૧૧-૧૨ એ અટવી સપ્તપર્ણે શણગારેલી છતા તેમાં અસખ્ય પાનડા હતા; અને પુષ્પવતી છતા પણ તે પવિત્ર હતી. સપ્તપર્ણ-(૧) સાત પાનડા; (૨) આદડ. પુષ્પવતી (૧) રજસ્વલા; (૨) ફૂલવાળી. વિરોધ અલંકાર. વિંધ્યાટવીમા વિંધ્યવાસિની દેવીનૂ પવિત્ર ધામ વિખ્યાત છે.

૧૩-૧૪ 'તે વિંધ્યાટવીમા દંડકારણ્ય નામે જગલ છે. તેની અંદર અગસ્ત્ય મુનિનો આશ્રમ છે. તે ધર્મ[ધાર્મિક કર્મ] ની જન્મભૂમિ રૂપ છે; જાણે ભગવાન ધર્મ ત્યા જ જન્મ્યા હોય ને તેથી સ્વભૂમિની મમતાથી ત્યા જ ઘર કરીને રહેતા હોય!' ઉત્પ્રેક્ષા અલકાર. અતિ પ્રાચીન અને વિસ્તીર્ણ દડકારણ્યની એંધાણી હાલ તો માત્ર ડાગ જગલમા રહી છે. જાણીઇ શૂ-એ ઉત્પ્રેક્ષાવાચકનો અહીં સાથે પ્રયોગ કર્યો છે.

૧૫-૨૦ અગસ્ત્ય મુનિનો મહિમા પ્રકાશતા આખ્યાનોનો અહીં સહજ નિર્દેશ છે.

૧૫ કાલેય નામે અસુરો દેવોને બહુ ત્રાસ આપતા હતા. તેઓ સમુદ્રમા ભરાઈ બેસતા હતા, તેથી દેવો તેમને કઇ કરી શકતા નહિ. એ કારણથી ઇંદ્રે અગસ્ત્ય મુનિને સમુદ્રનૂ પાન કરી જવાની પ્રાર્થના કરી, એટલે એક જ અંજળીએ મુનિ સમુદ્રનુ પાન કરી ગયા.

૧૬ વૃત્રાસુરને માર્યાથી વળગેલી બ્રહ્મહત્યાથી મુક્ત થવા ઇંદ્ર છાનોમાનો જળવાસ કૃચ્છ્ર સેવતો હતો. ત્યારે ત્રૈલોક્યના સંરક્ષણ અર્થે દેવોએ પૃથ્વી ઉપરથી મહાપ્રતાપી ચક્રવર્તી રાજા નહુષને તેડી ઇંદ્રાસને સ્થાપ્યો. એક વખત તેણે ઇંદ્રાણીના રૂપથી વિહ્વળ બની તેમને સમાગમસુખની પ્રાર્થના કરી. તેમણે અપૂર્વ રથમા બેસીને આવાસે આવવાનૂ કહ્યાથી સપ્તર્ષિ પાસે

પાલખી ઊપડાવી તે જવા નીકળ્યો. વૃદ્ધ ઋષિઓ ધીમે ધીમે ચાલતા હતા, તેમને પ્રત્યેકને ઊતાવળ કરવા કામાતુર રાજાએ સર્પ સર્પ [ ચાલ, ચાલ ] એમ કહ્યું. તેટલે અગસ્ત્ય મુનિએ તેને શાપ દીધો કે 'તૂં જ, જા, સર્પ થઈ પૃથ્વી પર પડ.' તેથી તે પૃથ્વી પર અજગરનો અવતાર પામ્યો. તેને એ સર્પયોનિમાથી યુધિષ્ઠિરે છોડાવ્યો.

૧૭ સૂર્ય મેરુની પ્રદક્ષિણા કરે છે અને બીજા પર્વતોને ઓળગીને જાય છે. એ ન ખમાયાથી વિંધ્યાચળે સૂર્યને કહ્યુ કે તમે મારી પણ પ્રદક્ષિણા કરીને જાઓ; મને ઓળંગશો નહિ. સૂર્ય ભગવાને ઉત્તર વાળ્યો કે એમ બને નહિ. તે ઉપરથી સૂર્યનો માર્ગ રોકવા વિંધ્યાચળ ઊંચો ને ઊંચો વધવા લાગ્યો. એથી દેવો ગભરાયા. તેઓ અગસ્ત્યને શરણે ગયા. મુનિ દેવકાર્યના અર્થે તે જ ક્ષણે દક્ષિણ જવા નીકળ્યા. વિંધ્યાચળ સમીપ આવી પ્હોંચતાં તેમણે એને કહ્યું કે જરા નમીને જો જવા દે, તો મારે દક્ષિણમાં કામ છે તે જઈ આવું. વિંધ્યાચળ નમ્યો ને ઋષિ દક્ષિણે સિધાવ્યા. એ ગયા તે ગયા; અગસ્ત્યના વાયદાનો અવધિ આવ્યો જ નહિ; એથી વિંધ્યાચળ નમેલો જ રહ્યો.

૧૮ ઇલ્વલ નામે અસુર હતો. તેણે એક તપસ્વીને કહ્યું કે મહારાજ! મને ઇંદ્રનો સમોવડિયો પુત્ર આપો. મુનિએ તેની પ્રાર્થના કાને ના ધરી. તે દિવસથી બ્રાહ્મણવર્ણ સાથે વેર રાખી ઇલ્વલે બ્રાહ્મણોને મારવાનો સંકલ્પ કર્યો. તેનો વાતાપિ કરીને ન્હાનો ભાઇ હતો, તેને માયાના બળે મેષનું રૂપ લેવરાવી રાધીને ને બ્રાહ્મણને પિરસતો; ને એ જમી રહેતો એટલે 'વાતાપિ! ભાઇ વાતાપિ!' કરી ઇલ્વલ હાક મારતો; તે જ ક્ષણે વાતાપિ બ્રાહ્મણનૂં પેટ ચીરી બહાર આવતો. આમ તેણે અનેક બ્રાહ્મણોના જીવ લીધા. એક સમયે અગસ્ત્ય મુનિ કાર્યપ્રસગે ઇલ્વલને ઘેર આવ્યા. તેમને પણ મેષભૂત વાતાપિ રાધીને પિરસ્યો. પરંતુ અગસ્ત્ય મુનિએ તેને જઠરાગ્નિમાં ભસ્મ કરી દીધો. જુઓ म.भा. । वन. । ૬૬-૯૯ ।.

૧૯ અગસ્ત્ય મુનિનાં પત્ની લોપામુદ્રા અને તેમનો નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળનારો પુત્ર દઢસ્યુ* ઇધ્મવાહ, એઓના વિશે જુઓ म.भा. । वन. । ૯૬-૯૯ ।.

૨૦ એક સત્રના સમારંભમા દેવો એકઠા મળ્યા હશે ત્યાં મિત્ર અને વરુણ ઉર્વશીને જોઈ ક્ષોભ પામ્યા અને ઉભયનૂં વીર્ય સ્ખલિત થયૂં. તે

* સંશોધક ડૉ. પીટરસન, ટીકાકાર સિદ્ધચંદ્ર અને ભાષાંતકાર રા. રા. છગનલાલ दढदस्यु નામ આપે છે, પરતુ મહાભારતમા दृढस्यु છે.

અર્ધું એક કુંભ એટલે ઘડામાં પડયું અને અર્ધું પાણી [ વસુ ]માં પડયું તેમાંથી અનુક્રમે અગસ્ત્ય અને વસિષ્ઠ પ્રગટયા. આ રીતે કુંભમાંથી થયાને લીધે અગસ્ત્ય કુંભયોનિ કહેવાયા.

૨૨ ચરણ કરી—રામચંદ્રના ચરણે કરીને. અભિગમ–રમણીય, સુંદર. ભાવિક અલંકાર.

પૃષ્ઠ ૧૫

૧-૪ કુસુમ–ફૂલ. લીલા–નરમાશથી; રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૪, પંક્તિ ૧૬, 'વસુધા' ઉપરની સમજૂતી. સ્પર્શસંગ–સ્પર્શાત્મક અર્થાત્ અવ્યવહિત સમાગમ, અડોઅડ થવું. રક્ત, અરણુ [ વિશે ] ગતા. રક્ત [નામ]–લોહી. અનુકૂલ-ઔચિત્ય પુરઃસર, જોઇએ તેમ જ. ઝાડની કૂપળોની રતાશ ઉપર બે ઉત્પ્રેક્ષાઓ છે.

૫-૬ મેઘની ગર્જનાથી બ્હીકણુ હરણો મ્હોમાંથી ઘાસના તરણાં નાખી દે છે, તે વિષે કવિપ્રૌઢિકૃત ઉત્પ્રેક્ષા છે. વાચક લુપ્ત છે. 'અદ્યાપિ'નો અન્વય ' त्यजि છે ' સાથે છે.

૭-૧૨ સીતાહરણના પ્રસંગનો અને કબંધવધનો અહીં નિર્દેશ છે. રાક્ષસ–મારીચ. રાક્ષસકુલનિ નાશ કરવા ઇ.–રાવણે સીતાનું હરણ કર્યું અને રામને સતીનો વિયોગ પડાવ્યો, તે બનાવ આખા રાક્ષકુળને નાશકારક રોગરૂપ નીવડયો. દૈત્ય–કબંધ યોજનબાહુ. રામના બાણથી છેદાઈ ભોંય પડેલા કબંધના હાથ વિશે સદ્ગતિ પામેલા નહુષ રાજાના અજગરદેહની ઉત્પ્રેક્ષા કરી છે. નહુષ બાબત જુઓ પૃ. ૧૪ પં. ૧૬, સમજૂતી. અજગરભૂત નહુષ અગસ્ત્યનો અનુગ્રહ મેળવવા આવ્યો ધારી ઋષિઓ ભય પામ્યા હતા. જુઓ મૂળ, आयायतश्च यस्मिन् दशरथसुतशरनिपातितो योजनबाहोर्बाहुरगस्त्यप्रसादनागतनहुषाजगरकायशङ्कामकरोदृषिजनस्य ।

૧૩-૧૬ પંપા સરોવર એવડું મોટું હતુ, કે અગસ્ત્ય મુનિ સમુદ્ર પી ગયા જાણી બ્રહ્માએ તત્કાળ બીજો સાગર રચ્યો હોય તેવું જણાતું હતું; અથવા તો વરાહ ભગવાને હિરણ્યાક્ષને મારીને પૃથ્વી અગાધ જળમાંથી ઉદ્ધારી, ત્યારે ઠાલી ભરાવાથી જેણે ખાડો પડયો હોય ને તેમાં તે વખતનું પાણી ભરાઈ ગયેલું હોય તે જ એ સરોવર હોય તેમ લાગતું હતું. સુવિશાલ –મોટું. આદિવરાહ–આદિભૂત વરાહ ભગવાન ધરા–પૃથ્વી. ગર્ત–ખાડો. ઉદક–પાણી પૂરણ [ સં. पूर्ण ] પૂરાયું, ભરાયું; સંસ્કૃતરચના' જુઓ વિરાજિત, ૭૫,૯, ૨૫૮.

૧૭ નીલ-ભૂરા અંબુજ [ સં અમ્બુ પાણી, જન્ ઉત્પન્ન થવું ]-કમળ ભૃગ-ભમરા. વગરા-હમણી પતગ-પક્ષી, અર્થાત્ જળચર પક્ષી નવરાગના અપ્સરાઓપમ અંગ-જેમના શરીર અપ્સન જેવા ધાટીના હતા એવી બીનડીઓ કુગ્ગ હરણુ પક-કાપ. વિપ્ર ખગડાયના નિત્ય-સ્નાન અર્ધ આદિ નિત્યકર્મ, એકશેષ. નિત્ય ઇ-સદા એ અસનોકિ કરિ આહ્લાદ-જેવાથી આનદ ઉપજાવે છે

પૃષ્ઠ ૧૬

૧-૮ જીરણુ-ત્રેતાયુગના, માટે જીર્ણુ કહ્યા છે જાજરા [ સ जर्जर ]-આદખોખરા જુઓ રામા । किष्किन्धा ।૩૧ તરખંડ [तह ઝાડ, षंड જૂથ] -સાત તાડનું જૂથ. આવાલ-થડુ, પાણીનો કયારો શાખા-ડાળીઓ નિર્મોક -સાપની કાચળી. ઉત્તરીય વસન-પામરી, ખેસ. માન-માપ જજ્જૂરણ [ जूर्ण ] ખખળી ગયેલો.

૯-૧૨ નૃત્તના બે ભેદ કહ્યા છે, મધુર તે લાસ્ય અને ઉદ્ધત તે તાડવ કલ્પને અતે સૃષ્ટિનો સહાર કરી હઝાર હાથવાળા રુદ્ર ભગવાન ઉત્કટ તાડવ નૃત્ત કરે છે એમ કહેવાય છે એ કલ્પાતકાળના તાડવને હમી કાઢી શીમળો તે નૃત્તની જાણે ચેષ્ટા કરતો હોય તેમ તેની અનેક ડાળીઓ આકાશમા વીંઝતો હતો. અથવા તો બહુ જીર્ણ હોવાથી ' હવણા પડી જવાશે, હવણા પડી જવાશે ' એ ભયે તે જાણે પવનને વળગવાનું કરતો હોય એમ લાગતું હ . અથવા તો તે નદનવનની શોભા જેવા ગેગે ઊંચે ને ઊંચે વધવાનું કરતો હોય એમ જણાતું હતું ઉત્પ્રેક્ષા અલકાર શશિશેખર [ સ शशिन् ચદ્ર, શેખર જટાનું ભૂષણ ]-રુ ભગવાન લાસ્ય એવ ભાવણે નૃત્તવિશેષના પારિભાષિક અર્થમા નહિ, પણ સામાન્ય 'નૃત્ત'ના અર્થમા વાપર્યો છે જુઓ अक्को હાસ્ય-ઉપહાસથી નહિ દેખાડિ-દેખાડતો ન હોય, ભજવતો ન હોય શું ? અહીં ' નહિ ' સભાવનાના અર્થમા છે, સરખાવો વૈદિક न નો इव ના અર્થમા ઉપયોગ. સરખાવો સ ननु, પ્રા ण અપ, णइ જુઓ વળી નૈષધ । ૧ । ૨૧ ॥, ૨ । ૨૮ । ભિ ભણી-ભયને લીધે, ભયના કારણથી કા પ્ર, ૩, ૨૧૭, અવતરિઉ ह દાનવ ભણી, એ પક્તિમા પણ 'ભણી'નો અર્થ 'લીધે, માટે' જણાય છે સ भय ઉપરથી ભિ સાથે સરખાવો સ वयन् ઉપરથી વિ વનગુ,-મ विज्ञन, પ્રા विज्ञगो પ્રાણિ [ સ प्राण ભગ ]-ભગ કરીને वळ ઉપરથી બેજે અને प्राण ઉપરથી પરાણે થયેલ છે

શીમળાની અત્યંત ઊંચાઇનો ખ્યાલ આપવાને ઉત્પ્રેક્ષાઓ વાપરી છે તે સાર્થક છે.

૧૩-૧૬ તૂલ-રૂ, અર્થાત્ શીમળાનું રૂ. શીણોટા-શીણના લોચા. સં. फेन. ઉપરથી શીણોટા સાથે સરખાવો સં. रेखा ઉપરથી લીસોટો, સં. लाक्षा ઉપરથી લખોટો, સં. कच्छ ઉપરથી કછોટો વગેરે. કપોલ-લમણા. મધુકર-માલ-ભમરાની હાર. લોહોની શૃંખલા-લ્હોડાની સાંકળ. કરાલ-પ્રચંડ. જંગલી હાથીઓએ માથું ઘસ્યાથી જ્યાં જ્યાં એ ઝાડના થડે મદ વળગ્યો હતો, ત્યાં ત્યાં તેના મઘમઘાટથી આકર્ષાઈ ભમરા બાઝ્યા હતા. તેમનો જાડો પટો તે જાણે જીર્ણ શીમળાને ટટાર ટકાવી રાખવાને લ્હોડાની સાંકળ બાંધી લીધી હોય તેવું જણાતૂ હતૂં.

૧૭-૨૩ કોટર-પોલાણ. બખોલ. સજી [ સં. सजीव ]-ઝાડના પોલાણમાં રહેતાં પંખીઓ ફરફડાટ કરતા, તે જાણે એ વૃક્ષ જીવતૂં પ્રાણી હોય ને તેની છાતીનો ધડકારો સંભળાતો હોય એમ લાગતૂં હતું: ઉત્પ્રેક્ષા. 'જેમ દુર્યોધનને શકુનિનો સંગ હતો, તેમ એ વૃક્ષને પણ શકુનિ એટલે પક્ષીઓનો સંગ હતો': શ્લિષ્ટ ઉપમા. નાયક-ઉપરી, રાજા. વનકલ [ સં. वल्कल ]-છાલ. 'વનકુળ'એ આનૂં જ ભ્રષ્ટ રૂપ છે. ગૂઢ-ગહન, ઊંડાં.

**પૃષ્ટ ૧૭**

૪-૭ પત્ર વિહુણાં-પાનડાં રહિત છતાં, પાનડાં વગર: અવ્યયરૂપ. સં. विहीनम् ઉપરથી સ્વરસંક્રમ[ ablaut ]ના ધોરણ પ્રમાણે પ્રા. विहूणं રૂપ થયું; જુઓ हे. व्या । ८ । १ । १०३ ।, ને સરખાવો हे. व्या. । ८ । १ । १०४-१०६ ।. પછી જૂની ગૂજરાતીમાં ત્વરિત ઉચ્ચારથી વિહુણું રૂપ થ . અર્વાચીન ગૂજરાતી કવિતામા વિશેષ ફેરફાર પામેલૂ વિકારી 'વોણૂં રૂપ વપરાય છે. પાંખડી કરી-પાંખોને લીધે; કેટલાક ભાગમાં પત્ર ખરી પડેલાં છતાં એ ત્યાં પોપટો બેઠેલા હોવાથી જાણે નવાં પાનડાં આવેલા જ હોય એવૂં દેખાતૂં હતૂં. રજની-રાત. ભક્ષનિ ભાવિ કરી-ખોરાકની ઇચ્છાથી. સરખાવો અપ્રાશસ્ત્યના અર્થમાં નञ् સમાસ 'અભાવા.' આકાશમાં અર્ધગોળ આકારમાં ઊડતા પોપટોના ટોળાને રાતી ચાંચ, કાળો કાંઠલો, લીલી પાંખો વગેરેના રંગોના યોગને લીધે મેઘધનુષની ઉપમા આપી છે.

૮-૯ ઝાડ ઉપર માળો કરી રહેવૂં અને, ચણ લેવા જવૂં એ. એ વ્યાપાર કહી જઈ બચ્ચાંને પોષવાનો વ્યાપાર વર્ણવે છે. પ્રેમાનંદ 'ચણ'

ક્રિયાપદ તરીકે વાપરે છે જુઓ નળાખ્યાન, ૬૦, ૮, જેમ પારધી કપટના કણ ચણાવી પાડે પખીને ફદમા સ્નેદ જણાવી પોપટની ગતી ચાવને મારેના દુગ્ણના લોટીથી ખગ્ડાયલા વાઘના નખ સાથે સરખારી છે આરો પિ-મેલે છે અતિ સચ-સભાળથી, તગ્મીન્થી, જુક્તિથી, જુઓ પૃ૪ ૨૫ પંક્તિ ૬. સચ[ સ सचत्र ] મૂગ અર્થ ગ્યના સગ્ખાવો મચો, તે ઉપરથી જુક્તિ, તાલ જુઓ પ્રેમાનદકૃત નળાખ્યાન, ૨૮ ૧, જુઓ તો નળ ઊભા પચ, કન્યા કહે આ ખોગ મચ

૧૩-૧૯ મુઝ શગણ મારે આશરે 'મને જો નિ તેણે ધીરજ પકડી' જૂના પ્રા मज्झ ઉપરથી મુઝ રૂપ થયુ છે, તેમા મૂળિની પેઠે ઉકાર છે તે બીજા પુરુષના સર્વનામને મળતા રૂપ કરવા ઉમેરેલો છે સરખાવો પ્રા तुज्झ, ગૂ તુજ કિહીં [ स कस्मिन्, प्रा कस्सि, कहि, જુઓ हे व्या । ८ । ३ । ६० । ]-મોઇ ઠેકાણે વ્યુત્પત્તિએ પ્રશ્નાર્થ છતા અનિશ્ચયાર્થ તરીકે ઉપયોગ છે અ'પ પિન્છ નિ ઇ-પીછા ખરી પડવાથી પાખ જાજરી થઈ ગઈ હતી અને તેનુ શરીર લથડી ગયુ હતૂ, તેની સાથે તેના અવયવો ધ્રૂજતા હતા, આથી કરીને ભોય પડેના અર્ધા ખાધેના ફળ લેવા જતા શરીરે ઘડપણના દુખે જાણે તે ભૈરવ જવ [ ઝપ ] ખાતો હોય તેવૂ જણાતૂ હતૂ કાયિ [ स काय शरीर ]-પડ, જાતે

૨૦-૨૩ અતિ સધ્યા રોહિતરાગ-પ્રાત સધ્યા[ પ્રભાત ]ને લીધે જેનો રાગ[ રાગ ] અત્યત લાલ[ રોહિત ] જણાતો હતો એવો રમ જાણી વૃદ્ધતા પરભાગ-ઘડપણની અત્યતતા[ પરભાગ ]રૂપ, અર્થાત્ અત્યત વગ્ડા હંસ જેવો પ્રભાતનો ચંદ્રમા ધોળો પણ ઉંક નિસ્તેજ-ઝાખો હોય છે, તેથી તેને ઘરડા હસની ઉપમા આપી છે ઉપરિ શાખા નગ-ઝાડ[ નગ ]ની ઉપરની ડાળીઓ સમધાર્થ પ્રત્યય લુપ્ત કનગ્વ-અસ્પષ્ટ પણ મધુર[ કન ] ઝીણો સ્વર[ રવ ] નાના ખગ તરેહ તરેહના પખી, અનેક પક્ષી

## પૃષ્ઠ ૧૮

૧-૪ અગ્નિહોત્ર ધૂમિ-તપોવનમાના અગ્નિહોત્રના ધૂમાડાથી પ્રાતસ વનનો આ ધૂમાડો છે ચક્રચક્રી અશોક-ગતવિયોગી ચકવાચકવીનો શોક નાશ પામે છે તેઓ એકબીજાના સયોગમા આનદ માણે છે ઉલૂક નહિ અવલોક -ઘૂડ[ ઉલૂક ]ની જોવાની શક્તિ[ અવલોક ] જતી રહે છે, તે આંધળા બને છે. સુગધિ પરિમલિ પુષ્પના-ફૂલની ખુશબો[ પરિમલ ] થી સુવાસિત

બનેલ [ સુગંધિ ]. પ્રભાતની આ રળિયામણી શાંતિનૂ નિરૂપણ પાછે મૃગયાના ત્રાસપ્રદ કોલાહલનૂ કારમાપણૂ દસાવવાને માટે છે.

૫-૧૨ શશક-સસલા સૂકર-ભૂંડ સાવિજ-પક્ષી. કલભ-હાથીના બચ્ચા. ચીત્કાર-ત્રાડ, ચીસ હાહાકાર-દુ ખના અવાજ. અહીં મનુષ્યના શોકના પોકારને માટે નહિ, પણ ઇતર પ્રાણીની દુ ખની ચીસ માટે હાહાકાર શબ્દ વાપર્યો છે રાખવા [ સ રક્ષ્ ]-બચાવવા નગટોચિ-ઝાડની ટોચે સ. કોટિ ઉપરથી ટોચ ટોકાટોક, ટોક શબ્દ થયા જણાય છે. આતુલ-વિહ્વળ, ગભ-રાયલો અતિ ઊકાટુ શરીર દૃ શરીરે બહુ કંપિત [ ઊકાટુ સ उत्कण्टकितः ] થયો, મારે શરીરે ધ્રૂજારી વછૂટી

૧૩-૨૨ તા [ સ. तावत्, પ્રા. ता, અપ ता ]-તો અર્થ દઢ કર નાર અવ્યય મહિષ મોટા શૃંગ-મોટા શીંગડાના પાડા સંબધાર્થ પ્રત્યય લુપ્ત અહીં મૃગલી વ્યાઈ છિ ઇ.-આ હરણીનો ભયથી તૂટી પડેલો ગર્ભ એનૂ લોહી [ રુધિર ], જુઓ, આ કઠણ [ કઠોર ] ભૂમિ ઉપર પડ્યૂ છે માહા શ્વાન-મોટા શિકારી કૂતરા સૂહર [ સ. सूकर, પ્રા. सूअर ]-સૂવર. ભૂંડ. પાસે પાસે બે સ્વરો બોલવાની મુશ્કેલી ટાળવા જૂની ગૂજરાતીમા તેમની વચ્ચે ક્ષેપક હકાર નાખવામા આવ્યો, સરખાવો સરજનહાર. પાઠ ભથી શ્રમ બચાવવા મહાપ્રાણ ગલત કરી અર્ધસ્વર વ ક્ષેપક તરીકે વપરાઈ સૂવર શબ્દ પ્રયોગમા આવ્યો કરુ ધનુષ સધાન-ધનુષ સાધો. શબ્દવેધી નજરે જોયા વગર કાને શબ્દ સાભળી નિશાન તાકનાર ધીર-બહાદુર. પખીની જેષ્ટિકા સાધુ-પખીઓને પકડવાને લાકડી [જેષ્ટિકા, સં. यष्टि] સજ કરી રાખો. વાગરીઓ અનેક પ્રકારે જાળથી પક્ષીને પકડે છે, તેમાનો આ એક છે. ગેએક હાથ પહોળી અને સોળેક હાથ લાબી જાળ લેઈ વચ્ચોવચથી એક લાકડાની ખીલીને આડી પાડી એ ખીની તેઓ ભોયમા ઊંડી ઠોકે છે. પછી જાળના બે પલ્લા ખીલીના બે પડખે ખેંચીને ભોય ઉપર સકેલીને રાખે છે, ને તેના નીચલે છેડે ન્હાની ચૂએ ભરાવી હોય છે તે ચાર હાથનો ગાળો રાખી ભોયમા મજબૂત બેસારી દે છે એ પલ્લાઓના ઉપલા છૂટા છેડ ને લાબી દોરી બાધેલી હોય છે, તે હાથમા રાખી વાગરી પચાસ સાઠ હાથ વેગળો ઝાડને ઓઠે કે જાળાઝાખરામા કે ખાડામા સતાઈને બેસે છે. દોરી બાધેલો દરેક છેડો દોઢેક હાથના દડુકાના ચીરેલા પડખામા ભેરવેલો હોય છે દડુકાનૂ બીજૂ પડખૂ અતખૂ રાખે છે ને તે મોઈદડાની બદી જેવા ખાડામા મજબૂત ટેકીને મૂકે છે. જાળનૂ બધૂ કમઠાણ ધૂળથી ઢાકી લે છે,

એટલા માટે કે તે પક્ષીઓની નજરે ન પડે પછી વચગાળામા ભોય ઉપર દાણા વેરે છે અને ભોયમા ડોકી ભેમાડેની ચૂક સાથે પગે ઝીણી દોરી બાધી એક પાળેલૂ પક્ષી ત્યા ચગવા મેલે છે તથા બી , જાળના માર્ગની બહાર ચાર પાચ હાથ ઊંચી લાકડી[ જ્યોતિકા ] જમીનમા ઉભી કરી રા ખેલી હોય છે, તેના ઉપર તેવી જ રીતે દોરી બાધી બેસાડે છે એ પાળેલા પક્ષીઓથી ભોળવાઈ જગની પક્ષીઓ ચણ ખાવા ટોળાબધ ઊતરી પડે છે. તે બેસે છે કે તરત વેગથી વાગરી એકદમ સફાઈથી દોરી ખેંચે છે, એટલે ચણિયારામા કમાડ ફરે તેમ ફૂકા પેની બદીમા ફરવાની સાથે તેમા બેગ વેના જાળના છેડા ઊપડી બાગણાની પેઠે ભીડાઈ જાય છે ને પક્ષીઓ જા ળમા સપડાય છે સાધારણ જાળની યુક્તિ ઉપરાંત પક્ષીઓને ભોળવવાને ઊભી લાકડી ખોડવામા આવે છે, તેથી 'પક્ષિની જ્યોતિકા સાધવી' એ નામે આ યુક્તિ ઓળખાય છે કાદમ્બરીમા મૃગયાનો આ પ્રકાર કહ્યો નથી એ ભાગણે ઊમેર્યો છે ચણ કાઇ મેહેલુ સાજ-કઇ ચણની સામગ્રી[ સાજ ] મેલો, ચણ નાખો

**પૃષ્ઠ ૧૯**

૧-૯ વિષાદ-સતાપ, ખેદ ગુફા માહાથી ખાણ ઇ-બાણ વાગ્યાથી [ વાગિ ] ગુફામાથી સિંહો[ મૃગરાજ ] ત્રાડ નાખે છે સમાજ ટોળા કરતનિ વાજિ કરી ગાજિ-સૂઢ[ કર ]ના પ્રહાર[ તન ]નો અવાજ થતા છતા એટલે કે સૂઢના ઝપાટા[ તન ]ના અવાજ સાથે હાથીઓ ચીતકાર કરે છે ઉલ્કાપાત-ગભરાટ ખરતા તારાને ઉલ્કા કહે છે મોટા ઉત્પાતો ગણાવ્યા છે, તેમાનો એક ઉલ્કાપાત કિંવા ખરતા તારનો વરસાદ છે એથી લોકમા ભારે ગભરાટ પેદા થાય છે આ ઉપરથી 'ઉત્કાપાત' નો ગૌણ અર્થ 'ગભરાટ' થયો સરખાવો 'હનફૂ પડિયૂ' (પાણીપત), 'હાનકહનક' અને 'હલકાહોન (અંગદવિષ્ટિ), 'હાલકલ્લોલ' (કાન્હડદે પ્રબન્ધ) ગર્ભનુ દ્રાવ-ગર્ભ તૂટી પડવો વિદ્રાવ-નાસાનાસ કુતૂહલથૂ-કૌતુકથી અવ્યયરૂપ ગણ-પણછ [ સ ગુણ ], અથવા (પશુનૂ) ટોળૂ [ સ ગણ ]

૧૦-૧૯ શબરસૈન્યનૂ વર્ણન છે શબરો પશુ પક્ષીના જીવ લેવા આવ્યા હતા, તેથી તેમના વિશે જમદૂતની ઉત્પ્રેક્ષા છે, ઝાડમા તેઓ નદીના પૂરની પેઠે વધતા હતા, તેથી સહસ્રાર્જુને ડમોળ્યાથી પાછો ઠેલો મારી દોઢિશ ફરી વગતા નર્મદાના પ્રવાહની ઉત્પ્રેક્ષા છે કાળાભૂઠ હતા, તેથી કાલરાત્રિની ઉત્પ્રેક્ષા છે, એકાએક ઊભરાતા હતા, તેથી પૃથ્વી ફાડીને નીક-

ળના પાતાળના રાક્ષસોની ઉત્પ્રેક્ષા છે, કાળા છના કરણ બાધાના હતા, તેથી અંજનગિરિની કાળી શિલાના સ્તભની ઉત્પ્રેક્ષા છે, ભૂત જેવા દેખાતા હતા, તેથી અવગતિ પામેલા ખરદૂષણના સૈન્યની ઉત્પ્રેક્ષા છે, ભારે શબ્દ કરતા હતા, તેથી મેઘની ઉત્પ્રેક્ષા છે, અને 'મારો' 'મારો' કરતા હતા, તેથી લોહીમાંસના તરસ્યા પિશાચની ઉત્પ્રેક્ષા છે ઘોર–અધમ. જુઓ નર્મકોશ. હૈહય હૈહય વંશનો સહસ્રાર્જુન. એની જલક્રીડાની હકીકત માટે જુઓ રામા.। ઉત્તર. । ૩૨. અનિ કૂરિ બાહુ સહસ્રિ આલોડ્યૂ–ઘણા કઠણ [ ક્રૂર; જુઓ શ.કો. । क्रूरौ कठिननिर्दयौ। ] હજાર હાથે ડખોળેલૂ. ડોળવૂં, ડખોળવૂં, ડોળો, ડખો, લોડ કે લોઢ, વિરોળવૂ–વલોવવૂ અને આલોડવૂ એ બધા શબ્દ 'लुड १ परस्मै. ડખોળવૂ' ઉપરથી થયા છે. દુહુ દિશિ–મૂળ અને મુખ બને બાજુએથી. પૂર–પ્રવાહ. કાલરાતિ–અંધારી રાત. ઘાત કરી–પૃથ્વી ફાડીને. અંજનશિલા–અજનગિરિના પત્થર. ખરદૂખણ–ખર અને દૂષણ; એમના માટે જુઓ રામા. । अरण्य. । ૧૮–૩૦ । ભૂઇ પરગટ્ટ–રામનૂ અનિષ્ટ ચિંતવ્યાથી અવગતિયૂ થયેલૂ, ભૂત થયેલું. મૂળની रामनिहतखरदूषणबलनिग्रहमिव तदपध्यानात् पिशाचतामुपगतम् અને अवदारितरसातलोद्भूतमिव दानवकुलम् એ બે ઉત્પ્રેક્ષાનો આધાર લેઈ ભાલણે એની ઉત્પ્રેક્ષા ઘડી છે વન અંધકાર–અંધારા વનમા. 'અધકાર' શબ્દના વિશેષણ તરીકે ઉપયોગ બાબત જુઓ प्रि द । ૨। ૧૦ । संजाता सहसा ममेव भुवनस्याप्यन्धकारा दिश । પોઢા–પ્રૌઢ, લાબા–પ્હોળા મારિ મારિ કરતા–'માર, માર' એમ બોલતા. ૩૫ બાબત જુઓ પૃષ્ઠ ૩, પક્તિ ૧૭ ઉપરની સમજૂતી.

૨૦–૨૪ ભીલોનો નાયક ઊગતી જવાનીમા હતો. તેનો ખાધો બહુ કઠણ [કર્કશ] હતો, તેથી જાણે તે લ્હોઢાનો જ ઘડ્યો હોય એમ લાગતૂં. એકલવ્ય–એ જાતે નિષાદ [ભીલ] હતો. તેથી દ્રોણે તેને શિષ્ય કરવા ના પાડી. તે ઉપરથી ભક્તિપૂર્વક આચાર્યને દંડવત નમસ્કાર કરી જંગલમા જઈ ત્યા દ્રોણાચાર્યની માટીની મૂર્તિ કરી તેને ગુરુ સ્થાપી તેણે બ્રહ્મચર્યાદિ નિયમ પુરઃસર અસ્ત્રવિદ્યા સાધી. તે વનમા એક વખતે પાડવકૌરવ મૃગયા રમવા આવ્યા. તેમનો કૂતરો ભમતો ભમતો જ્યા એકલવ્ય અસ્ત્રવિદ્યા સાધતો હતો ત્યા આવી ચડ્યો, ને એકલવ્યને ભસવા લાગ્યો. તેણે તત્ક્ષણ સાત બાણ મેલી તેનૂ મ્હો પૂરી લીધૂં. કૂતરો ઊભી પૂઠડીએ નાસતો પાડવો પાસે આવ્યો. તેઓ બાણ મારનારની ચપળતા અને શબ્દવેધિતાથી છક થઈ ગયા. કૂતરાને પગલે પગલે દ્રોણાચાર્ય અને અ ન એકલવ્ય પાસે ગયા.

નિષાદકુમાર દ્રોણાચાર્યને ગુરુભક્તિથી પગે લાગ્યો. દ્રોણે તેની હકીકતથી પ્રસન્ન થઈ અર્જુનથી તે ચઢી ન જાય એટલા માટે ગુરુદક્ષિણામા તેનો અંગૂઠો માગ્યો એકલવ્યે પ્રસન્ન મુખથી તે તરત જ કાપી આપ્યો જુઓ મા. ભા । आदि । ૧૩૪ । ૩૧-૫૮. વક્ર કુતલ-તેના વાળ[ કુતલ ] ગૂછળા-દાર[વક્ર] હતા

**પૃષ્ઠ ૨૦**

૧-૬ નલવટિ-કપાળ જાનુનબિત પાણિ-તેના હાથ ઢીંચણ[જાનુ] સુધી લાબા હતા, સરખાવો અજાનબાહુ ચમરીભાર-ચમર મૃગના પૂછડાના વાળનો જથો. ગજદત-હાથીદાત મધુના પુડા-મધપૂડા મૂળમા कैश्चिदच्छिद्र पर्णबद्धमधुपुटै એમ છે, તેને અનુસરી અહીં મેં ' મધુના પુડા પણિ કો કન્હિ ' એવો પાઠ યોજ્યો છે કુભ મદ્ય-તાડીના માટલા કહ્નિ [સ क्व पु काख] કને, સરખાવો ' પાસે ' [ સ पार्श्व ] ફગસીના આકારની પાસળીઓનો જથો, પાસૂ ] કુણિકિ આમિષ ૪-જે પશુ[મૃગ] તાજા[સદ્ય] માર્યા હતા, તેમનૂ માસ[આમિષ] કેટલાકે ઊપાડચૂ હતું

૭-૮ મોરપિચ્છ-(૧) મારેલા મોરના પીંછા (૨) દિગબર જૈન સાધુઓ મોરપૂછણી કે લોમહત્થ ગણે છે તે, ( જુઓ ગજશેખર કૃત षड्दर्शनसमुच्चय । ૧ । ૨૨-૨૩ । દિગમર [ સ दिश् दिशा, अम्बर वस्त्र ] મૂળે નગ્નરૂપ રહેનારા દિગમર જૈન સાધુએ કાતી [ સ कृत्ति ]-કાતડી, ઊતરડી લીધેલી લોહિયાળી ચામડી

૯-૧૦ પક્ષી[સાવિજ]ને ભરમાવી પકડવા માટે કોઇએ ઝાડ[તરુ] ના લીલા[નીલ] પાનડા માથે રાખ્યા હતા, જેમા કાગડા જેવા સાવધ પક્ષી પણ નિરાતે આવીને બેઠા છે એમ બતાવવાને કાગડાની પાંખો [કાક પીછા] પણ દેખાય એમ ગોઠવી હતી કોઇકે એ જ મતલબથી ડાળાનો ટોપ [છત્ર] ધારણ કર્યો હતો. 'કુહ્નિ' અને 'કુણિકિ' અનિશ્ચયાર્થ સર્વનામ તરીકે વાપરેલ છે આ અનિશ્ચયનો અર્થ બહુજ જૂનો છે. ऋ. वे । ૧૦ । ૧૧૬ । ના પ્રસિદ્ધ हिरण्यगर्भसूक्तमा જે कस्मै देवाय हविषा विधेम એવી ટેકની પંક્તિ છે, તેમાનૂ પદ कस्मै ' કોઇક( દેવ )ને ' એવા ભાવમા અનિશ્ચયાર્થે જ યોજ્યૂ છે, જો કે ટીકાકાર અને અનુવાદક પ્રશ્નાર્થ જ આપે છે અંગ્રેજીમા આ સર્વનામમા પ્રશ્ન અને સંબધનો અર્થ ભેગો રહેલો છે સ साध् [મેળવવુ] ઉપરથી સાહાવૂ થયૂ છે **અષ્ટાવક્ર આખ્યાનમા** પ્રેમાનદ મૃગયાના આ પ્રકારને ડાળમૃગયા નામ આપે છે, અને તે પક્ષીને

નહિ પણ પશુને પકડવા માટે યોજે છે; જુઓ અષ્ટા., કડવું ૧૬,૩૩:-

> વૃક્ષની ડાળીઓ હાથમાં ઝાલીઓ; આવનાં પશુ ઘણા પાંસ સૂવા.
> મારવા તેહને ડાળમૃગયા ભણી. રાયના ખેલ એવા શું જૂવા!"

૧૩-૧૬ 'ભીલના નાયકનું નામ માતંગક હતું. તે મેં એના એક સેવકને મ્હોડે સાંભળ્યું.' જાણીઇ છિ-જણાય છે. 'જાણીઇ' પ્રાકૃતમાં થઈને ઊતરી આવેલું અતિ પ્રાચીન અકર્તરિ [passive] રૂપ છે. સસ્કૃતમાં ય પ્રત્યયથી સાર્વધાતુક અકર્તરિ રૂપ બને છે. પ્રાકૃતમાં ઊતરતાં इकार એ પ્રત્યયની પૂર્વે ઊમેરાયો. અને દ્દઢીકરણ વિધાનથી यकार બેવડાયો તથા તેનો કોઇએ जकार પણ કર્યો. આ રીતે इय्य અને इज्ज એવા બે અકર્તરિ પ્રત્યય થયા. તેમાના પહેલાના અંત્ય સંયુક્ત અક્ષરમાંનો પહેલો यकार નાશ પામી પૂર્વંનો સ્વર દીર્ઘ થઈ બીજો यकार લોપ પામી ईअ પ્રત્યય થયો. આ પ્રમાણે ઉત્પન્ન થયેલા પ્રાકૃત પ્રત્યયોમાથી જૂની ગૂજરાતીમાં ઈ અને ઈજ એ બે અકર્તરિ પ્રત્યય ઊતરી આવ્યા. પહેલો ઈ અર્વાચીન પંજાબીમાં અને બીજો ઈજ અર્વાચીન સિંધીમાં રહેલો મળી આવે છે. અર્વાચીન ગૂજરાતીમાં તો અકર્તરિ પ્રત્યય 'આ' વપરાય છે. મૂળ પ્રત્યય य ઉપરથી અર્ધ સ્વરના લોપે अ થાય, તે ક્રિયાવાચક મૂળને અંતે બહુધા જેવામા આવતા अकार સાથે મળી આપણો અકર્તરિ 'આ' પ્રસય બન્યો સમજાય છે. એનો પ્રયોગ સં. ૧૪૫૦ માં કુલમંડને રચેલા મુગ્ધાવબોધ ઔક્તિકમા દષ્ટિગોચર થાય છે; ઉદા. એ ગ્રન્થુ સુખિ પઢાયઇ.

૧૭ ૨૩ 'આવા હિંસાનાં કર્મ તે એમને ધર્મ છે! એ નરમાસની માનતા [ઉપહાર] કરે છે. સત્પુરુષને જે નિંદિત અર્થાત્ વર્જિત કરેલ છે, તે માંસ અને દારૂનો એ આહાર કરે છે. લૂંટવા જતાં શિયાળની બોલી સાંભળવી તે જ એમને શાસ્ત્રશ્રવણ છે. ઘૂક[ઘુક]નાં ટોળાં[જાલ] જ એમને શુકન આપનાર ગુરુ છે. વન વગડો એ જ એમને રાજ્ય છે. હિંસક સિંહ એ જ એમના ગોઠિયા છે. વાટ રૂંધવાનું જ એમને મનન અને નિદિધ્યાસન છે. એક પછી એક શિકારને ગળે પાશ નાંખવો તે જ એમને માળાના મણકા મૂકવા છે. અરેરે! એઓ પશુના લોહીનું દેવને ચંદન ચડાવે છે!' 'અરણ્યઅટવી' પર્યાયદ્વંદ્વ છે. જુઓ પૃ. ૭, પં. ૨૫ ની ટિપ્પણી. મિંદ શબ્દ સં. હિંસ્ર ઉપરથી થયો હોઈ હિંસકપણાનો અર્થ સૂચવે છે.

## પૃષ્ઠ ૨૧

૧-૫ ' એઓ દેવને માંસનું નૈવેદ્ય ધરાવે છે. એમને ઉપાય કિંવા કમાઇ[જીવન] ચોરીની છે. રાકશાને ખવરાવે છે, તે જ એમને ભૂતબલિ [બલિદાન] છે. દેવતા ઉપર માંસ ભૂંજે છે, તે જ એમને હોમ છે. પાળેલા શિકારી કૂતરા એમના મહેમાન[ અતિથ, સં. અતિથિ ] છે............ જાણે કાળા નાગ હોય એવાં પ્રાણઘાતક બાણ[ શિલીમુખ ] તે એમના સોબતી[સહાય] છે.' શકરો [ ફા. शिक्रह् ] બાજની જાતનું શિકારી પક્ષી છે. 'બાજ'[ફા.]ને એનો પર્યાય ગણી શકરોબાજ શબ્દ ઘડાયો છે: જુઓ પૃ. ૧૮, પં. ૧૧. અતિથિ આવી ચડે તેમને જમાડવા, તે ગૃહસ્થનું એક અવશ્યકર્મ મનાય છે.

૬-૧૧ પડિઇ પલાશના પત્રનિ-ખાખરા[ પલાશ ]નાં પાનડાંના પડિયામાં. પડો, પડી, પડીકું, પડિયો સં, पुट ઉપરથી થયા છે. મૂલમાં कमलिनी-पत्रपुटेन છે. ગૂજરાતના બ્રાહ્મણે તે બદલ પરિચિત ખાખરાના પાનના પડિયાનો ઉપયોગ કર્યો છે. ઇછાં-સ્વેચ્છાએ, યથેચ્છ. અવ્યયરૂપ; જુઓ પૃષ્ઠ ૩, પંક્તિ ૧૬, 'વસુધાં' ઉપરની સમજૂતી. આધુ[ સં. अग्रे ]-આગળઃ વિકારી ક્રિયાવિશેષણ. સરખાવો આધૂપાછૂં, આઘીપાછી.

૧૨-૧૭ ' એ શબરોમાંનો[માંહાંથુ] એક વીસામો ખાનાર[વીસામ્યુ] શિકારી બેસી રહ્યો. તે જાણે અમારા પ્રાણ[ અસુ ] પીતો હોય તેમ ધારી ધારીને જોતો હતો.' શિચાણા[ સં. शशादन ]ની પરિ-બાજની પેઠે. લાલસ-લોભી.

૧૭-૨૪ બુંબારવ-સોર, ચીચિયારી. પહેલા ભાગ સાથે સરખાવો બૂંબાટ, બુમાટો, બુમ [ 'સં. बू બોલવું' ઉપરથી ]. પિરિ સ્ત્રી. પ્રકાર, તજવીજ, બચવાનો ઉપાય. બાચડાં [ ફા. बचह् ઉપરથી અલ્પાર્થ પ્રત્યયના વધારાથી-થયેલો બોલ ]-દયાપાત્ર બચ્ચાં. ચગચગતાં-ચક ચક ચીં ચીં કરતાં.

## પૃષ્ઠ ૨૨

૧-૩ 'પર પૂરાં ફૂટયાં ન હતાં, તેથી તે બચ્ચાં નરા માંસના લોચા હોય તેવાં દેખાતાં હતાં. તેમને તે બીજે હાથથી ઝબોઝબ પકડયાં [ ધાર્યાં ] અને ડોક મરડી નાંખી ઝાડ પરથી ભોંય[ વસુધાતલિ ] નાંખ્યાં.' સં. लव ઉપરથી લોલો, લોચો, લોંદો-લૂંદો, લૂઓ, લોઈ, રવો, રોટી, 'રોટલો, લોટ, લાકડશાઈ, લચકો વગેરે બોલ થયા છે. '' લોલા ' શબ્દ સ્હેજ જુદા અર્થમાં ઉદ્ધવકૃત રામાયણ, ૩, ૮, ૩૭ માં ' મારે પાગે લોલા વળે ' એ

વાક્યમાં વાપર્યો છે. હાલ એ બોલ વપરાતો નથી.

૪–૧૦ બાલુ–ન્હાનો. ગ્રસવા–પકડવાને, મારી ખાવાને. કાલુ–કાળ, જમ. દંડ જમ તણુ–જમદૂતનો લોહદંડ. અતિ સૂક્ષ્મ તન–જેનું શરીર બહુ ન્હાનું[ સુક્ષમ, સં. सूक्ष्म ] હતું એવો.

૧૧–૧૨ 'મારો આવરદા બાકી[શેષ] હશે તેથી અને હું ભયે કોકડું વળી ગયો હતો તેથી તેણે મને દીઠો નહિ. મને તો લાગે છે કે દૈવે જ મને ઊગારી લીધો.' હૃ તેણિ દીઠુ નહીં–હું તેનાથી જોવાયો[દીઠુ સં. दृष्टः] નહિ. જૂની ગુજરાતીમાં અપભ્રંશ સાથે નિકટ સંબંધને લીધે અકર્તરિ [passive] ભૂત કૃદંતનો અકર્તરિ અર્થ બહુધા જળવાઈ રહ્યો હતો. તેથી સંસ્કૃત અને અપભ્રંશને મળતી ઉપરના જેવી વાક્યરચના તેમાં મળી આવે છે. પરંતુ નવા અકર્તરિ પ્રત્યય 'આ' વાળાં રૂપ વધારે પ્રચારમાં આવતાં ફાજલ પડેલા સકર્મક અકર્તરિ ભૂત કૃદંત રૂપનું ભાષાએ અર્ધકર્તરિ રૂપ બનાવ્યું. આ નવતર પ્રયોગમાં મૂળ કર્તા અકર્તરિ રચનાના જૂના ધોરણે તૃતીયામાં જ રહ્યો, પણ મૂળ કર્મને કર્તરિ[ active ] રચનાની પેઠે 'ને' પ્રત્યય લગાડવામાં આવ્યો. એ રીતે 'તેણે મને દીઠો' એવી વિકૃત વાક્યરચના નીપજી. 'રાજા વિસ્મય પામ્યો, છોકરો લાડુ જમ્યો' વગેરે દૃષ્ટાંતમાં અકર્તરિ અર્થ સમૂળગો લુપ્ત થયો છે ને કર્તરિ રચના વપરાઈ છે. ભોજપુરી હિંદીમાં અકર્તરિ ભૂત કૃદંત કેવળ કર્તરિ અર્થમાં વપરાતો જોવામાં આવે છે.

૧૪–૨૩ સાથિથી–બાપના ભેગો, બાપની સાથે. ભાવી ભણી–એમ બનવા કાળ હશે તેથી, એવું ભવિષ્યમાં લખ્યું હશે તેથી. મીટિ [ સં. मिट् ૬, ૫૨., જોવું ]–નજરે, દૃષ્ટિએ. પુંજ–ઢગલો. સમીર–પવન. સંભાલ્યૂં મિ આપ–મેં જાત ઊગારવાની મનથી ચીવટ કરી, મે પંડને બચાવવાનો વિચાર કર્યો. આપ ન.[ સં. आत्मन् ]–શરીર, જાત, પંડઃ જુઓ પ્રેમાનંદકૃત નળાખ્યાન, ૩૯,૨૬, ભસ્મ થશે વ્યાધિરૂં આપ. સ્વામિ–સુરભ્ભી. સ્નેહ ધરમ જાણ્યુ નહીં ઇ.–જીવ જવાની વખતે પિતૃભક્તિની ફરજ હું વીસરી ગયો. પરગટી [ સં. प्रकट ]–નીકળી હતી, આવી હતી. ત્રાઠુ [ સં. त्रस्त ]–ગભરાયલો. વર્ણવિકાર માટે સરખાવો સં त्रस्त ઉપરથી ગાઢો, પ્રેમાનંદકૃત નળાખ્યાન, ૧૧,૭, અલ્યા ! ગાઢુઓ(=ઠગ) થઈને ગાઢો ! નાઠુ[સં. नष्टः] –અદૃશ્ય થયો, સંતાઈ ગયો. છાનુ [ સં. प्रच्छन्न, छन्न ] બેમાલૂમ રીતે. વિકારી ક્રિયાવિશેષણ અવ્યય.

પૃષ્ઠ ૨૩

૧-૬ પગ દીધા-પગલાં માડ્યાં, ચાલ્યો; સરખાવો પગ ઊપાડવા. તેણિ હૂં દીઠુ નહીં-પ્રથમ બાપની કોટ મરડી ભોંય નાંખતા પહેલાં એની પાંખમાં મને તેણે જોયો ન હતો, તેમ આ વખતે પણ મને તેણે દીઠો નહિ; આ પણ કોઇક આવરદાનું બળ જ કહેવાય. ભોગ-ભોગ્ય પદાર્થ, ભોગવવનું સુખદુ:ખ. અતિ ઘન-બહુ વધારે. ' ઘણૂ ' વિશેપણ ' ઘન ' ઉપરથી થયૂં છે.

૯-૨૩ તાતશોક મૂહ્નિ ઇ૦-બાપના મરણના શોકનો ઘા લાગ્યો તેને જ લીધે જાણે કંઠે ગોસ પડનો હોય, તેમ તે ટાણે મને તરસ લાગી. ઘવાયલા પુરુષને કંઠે મોમ પડે છે ને તે પાણી માગે છે, એ જાણીતી વાત છે. 'મૂહ્નિ' તે સંબંધાર્થ પ્રા. मह રૂપને પાછો પ્રા. तण[ સં. तन ] પ્રત્યય લાગી બનેલૂં અવિકારી રૂપ છે. સૂકિ [ સ. शुष्क ]-સૂકે છે, સુકાય છે. વિશેપણ ઉપરથી થયેલા નામધાતૂનૂં રૂપ;. નામધાતુ નામ વિશેપણ અને અવ્યય ઉપરથી થાય છે: ઉદા. (૧) ધિક્કાર-ધિક્કારવૂં, ટૂંકારો-ટૂંકારવૂં, ફૂંટો-ફૂંટાવૂં, ગધ-ગંધાવૂ, મોર-મોરવૂં, ડામ-ડામવૂં, ફીણ-ફીણવૂં, મોળ-મોળવાવૂં; (૨) ઘોળૂં-ઘોળવૂં, પાકૂ-પાકવૂં, પ્રગટ-પ્રગટવૂં; (૩) चमत्-ચમકવૂં, ધીખ-ધીખવૂ, થૂ-થૂકવૂં, થરથર-થરકવૂં. છેદ [ સં. छेद ]-છેડો. પ્રાણિઉ [ સં. प्राण ]-પાપી પ્રાણ, જીવ. અલ્પાર્થ उ [સં. क, પ્રા. ओ, અપ. उ] તિરસ્કાર બતાવે છે. વ્યાધ ગયાં-શિકારી ગયો છતાં. વિકારી કૃદંતનૂ અવિકારી રૂપ; એથી सति सप्तमी જેવી ખડોક્તિ બને છે. 'બંને,' ની પેરે ચ્યારિ [ચાર] નપુંમકલિંગના પ્રા. चत्तारि, સં. चत्वारि ઉપરથી થયેલ છે. અડવડૂં [ સં. अयपत् ] લથડી પડું; અંત્ય વરડી અભ્યસ્ત થયાથી બનેલું રૂપ: જુઓ અડબડિયૂં. સરખાવો પડવડૂં પૃ. ૧૧૩, પ. ૧૪: સરખાવો વળી અષ્ટમ-પષ્ટમ ( સં. अस्पष्टम् ), આસનાવાસના ,જૂ. ગૂ. આસવાસના, સં. आश्वासना). આખડૂં [ સં. आस्खल् ] ઠોકર ખાઈને પડનો હતો. મુહ [ સં. मुख ]-મ્હો. શૂં કહીઇ કથી-વાત વર્ણવીને [કથી] શૂં કહેવાય, વીગતથી શૂં કહેવૂં ? સગોત્ર 'કથ' અને 'કહ' ના વપરાટમાં દેખીતી પુનરુક્તિ છે. નહિતરિ [ સં.·न+हि+तर्हि ]-નહિ તો; સરખાવો મરાઠી तर નિષ્ઠુર-કઠોર, ક્રૂર. સખત હૃદયાનૂ. સમક્ષ-પ્રત્યક્ષ, ઊઘાડી રીતે; જુઓ ઉદ્ધવકૃત રામાયણ, ૩,૧૮,૬, વચન સાંભળી મીંચી ચક્ષ ઊઘાડો એમ કહ્યૂં સમક્ષ. દોહિલિ-મુશ્કેલીથી ઘણાં ઘણાં દુ:ખ વેઠીને. પ્રાકૃત दूह [ સં. दुख ] માં પ્રા. इल [ સં.

ઙ્લ ] પ્રત્યય ઉમેરી બનેલા વિશેષણ ઉપરથી થયેલૂ અવ્યયરૂપ; સરખાવો પ્રણમિ, પૃષ્ઠ ૧ પંક્તિ ૫, અને જુઓ તે ઉપરની સમજૂતી.

પૃષ્ઠ ૨૪

૧-૫ શ્રાત થકા-થાક લાગ્યો હોવાથી. પૃષ્ઠ ૨, પંક્તિ ૨૩ ના 'થકા' ની સમજૂતી જોવી; એ વિકારી રૂપનૂ જ 'થકાં' જૂનૂં અવિકારી રૂપ છે. તનુ-શરીર. વાંછ્ય-વાંછ્યૂ, ઇચ્છેલૂ. આવિ અંધારૂ લોચન-આંખે અંધારા આવતા હતા. 'અંધારૂ' એકવચનમા છે તે ધ્યાનમા લેવૂ. રિદિ [ સ हृदय ] -છાતી. ન ચાલિ મન-મને કર્યૂં કર્યું નહિ, મને આશા છોડી. પિપાસા-તરસ. 'પ્યાસ, પ્યાસી' એ મૂળ ઉપરથી છે. વારિ-પાણી. આ શબ્દ 'વરીડો વીરડો' એ બે રૂમા ઊતરી આવ્યો છે.

૬-૧૦ તપોવન પાદપ યુત નીપ-રક્તાશોક ઝાડ [ પાદપ, સં. पाद મૂળ, पा પીવૂ ] સહિત [યુત] તપોવન છે ત્યા. તાપમ-તપસ્વી, તપ કરનારા. જિમ વનનુ પતિ વાનર વાલિ-જેમ વાનર વાલિ વનનો પતિ કહેવાતો હતો, તેમ જાબાલિ પણ વનના અર્થાત્ તપોવનના પતિ કહેવાતા હતા, તપોવનના પતિ તરીકે પૂજાતા હતા. ઉપમા પ્રાસ ખાતર જ યોજી છે. વિદ્યા વેદ વિનોદિ પ્રીત-વેદવિદ્યાના વિનોદમા જેને પ્રીતિ હતી. વ્યુત્ક્રમ ધ્યાન ખેંચે છે. સનિધાન-મોબતમા. સનત્કુમાર બ્રહ્માના બ્રહ્મવર્ચસ્વી પુત્ર. તે બ્રહ્મવિદ્યામા પરમ કુશળ હતા. પાવક-અગ્નિ. તપ્ત કનક-તપાવેલૂ સોનૂ, ચોખૂ સોનૂ. વિરાજિત ઝળહળ થતૂ. ભાલિ-કપાળે. સુઘટિત-ચાટીવૂ. કૃષ્ણાજિન-કાળિ-યારનૂં ચામડૂં. તેજિ અતિ ભાનિ બ્રહ્માડ-તેના અત્યત તેજથી બ્રહ્માડ ઝગઝગાટ થઈ રહ્યૂં હતૂં. ઉપવીત-જનોઇ. ઉપહાર-પૂજાના પુષ્પ. ગોમય ગાયનૂ છાણુ. બ્રહ્મવિચાર-વેદમન્ત્રની ચર્ચા.

૧૮-૨૪ સત્પુરુષના હૃદય સ્વાભાવિક રીતે દયા રૂપી ધનના ભંડાર હોય છે, અર્થાત્ સત્પુરુષ દયાના ભંડાર એટલે દયાળુ હોય છે જાણુ-હૂ જાણુ છૂં કે, મને લાગે છે કે. શિયાળિ કાલિ-કાળરૂપ સીયાળે. છૂટવૂ, છોડવૂ, છૂટ, છૂટી, છૂટ્, છટકવૂ, ઝૂંટવૂ, ઝટકવૂં, ચૂકવૂ વગેરે શબ્દ च्यु ઉપરથી થયા છે. વિછોયૂ, વિછોઈ, વછોઇ સ. विच्युत ઉપરથી છે. ચંચા [ સ. चञ्चू ]-ચાચ. સ્ત્રીપ્રત્યય 'આ' વધારાનો છે, સરખાવો સં. तडित्-तडिता, મ. विद्युत्-विद्युता; અથવા ગુરુ સ્વર ઊ બદલ આ. એ જીવતુ રાખુ મહારાજિ-ભગવાને એને જીવતો રાખ્યો છે, ઊગારી લીધો છે. ધાખ-ઇચ્છા; જુઓ ભાલણકૃત ભાગવત દશમસ્કંધ, ૮૨, મારૂ મનડૂં રે મળવા કરે ધાખ.

સરખાવો 'ધખ [ સં. तृप्, तृषा ]. વલી વલી કરિ ચાંચ પ્રકાશ-વારંવાર ચાંચ ખુલી, પ્હોળી કરે છે.

પૃષ્ઠ ૨૫

૧-૯ ડગડગિ-ડગલે ડગલે. હાથિ કર્યું-હાથમાં લીધો. સંચ-સાચવટથી; જુઓ પૃષ્ટ ૧૭, પંક્તિ ૯ ઉપરની સમજૂતી. પાંખ પખોડી-પાંખ ખંખેરી, પાંખમાં કાંકરા કસ્તર વગેરે ભરાયું હતું તે ખંખેરી નાખ્યું. પ્રા. पक्खोड ધાતુ હેમાચાર્યે कु. च. । ६। ८९ । માં 'વિધૂનન' ના અર્થમાં વાપર્યો છે. જુઓ વળી है. व्या. ।८।४।४२।,३०। જુઓ ઉદ્ધવકૃત રામાયણ, અરણ્યકાંડ, '૧૪,૧૦, ઉવાણી પાગિ પહિરી'તી જેહ, શિલા ઉપર પખોડી તેહ. જાંહાં-જિહાં, તાંહાં-તિહાં, આંહાં-ઇહા વગેરે અધિકરણાર્થ રૂપો હોઈ જહીં, તહીં, અહીં વગેરે રૂપોના પર્યાય છે. છેલ્લાં કહેલાં રૂપો પ્રાકૃતમાંથી અપભ્રંશમાં થઈ ગુજરાતીમાં ઊતરી આવ્યાં છે. પહેલાં કહેલાં જાંહાં વગેરે અપભ્રંશમાં जहां વગેરે સ્વરૂપે દેખા દે છે. અપ. जहिं, પ્રા. जहिंનો અંત્યાક્ષર સં. स्मिन् પ્રા. स्सिनो પ્રતિનિધિ હોઈ हकार અંગભૂત [ organic ] છે. એથી ઊલટું અપ. जहांमां हकार આગંતુક [ inorganic ] છે ને તે जहिंના દેખાદેખી ઊમેરાયો છે. અવ્યયાર્થ आं પ્રત્યય પૃષ્ઠ ૩ પંક્તિ ૧૬ માં કહેલા સં. अमूनूं સંતાન છે. હેમાચાર્ય जहां વગેરેમાં અધિકરણનો નહિ પણ અપાદાનનો અર્થ લે છે. પરંતુ है. व्या. ।८।४।३५५।માં અને कु. च. ।८।२६। માં આપેલા દૃષ્ટાંતોમાં અધિકરણાર્થ સ્પષ્ટ દીસી આવે છે. કાંઠિ કમલ તણી જાંહાં તંતિ-તે સરોવરને તીરે જ્યાં કમળની ઢગલી હતી ત્યાં. તંતિ [સં]-હાર, પંક્તિ, ઢગલી. મૂળમાં उपतटप्ररूढस्य नलिनीपलाशस्य जलशिशिरायां छायायाम् છે. અહીં તે બદલ પૂજાને માટે લીધેલાં કમળની ઢગલી કહી છે. આદર્શ હાથપ્રતનો પાઠ કલમ તણા...તંતુ છે, તે સુધારી લેઈ કમલ તણી...તંતિ પાઠ મેં આપ્યો છે.

૧૦-૧૪ પ્રાણાયામ અઘમર્ષણ અને અર્ઘપ્રદાન એ સંધ્યાનાં મુખ્ય અંગ છે. ધૌત-ધોયેલાં. મહર્ઘ-મોંઘાં. પવિત્ર ઋષિજીવન ગાળનાર હારીત, એ જીવનને અનુરૂપ જે વલ્કલ, તેને મોંઘાં ગણતો હતો. તપોવંન સન્મુખ સાંચર્યું-પાંશરો તપોવન ગયો. સન્મુખ [ સં. संमुख ]-સીધે સીધો, પાંશરો.

૧૫ રહ્યા નગ નમ્ય-ઝાડ નમી રહ્યાં. 'નગ' [ ઝાડ ] પુલિંગ છે. 'નમ્ય' સંબંધાર્થ અવ્યય કૃદંતનું રૂપ છે. આ કૃદંત બનાવવાના સંસ્કૃતમાં બે પ્રત્યય છે, त्वा અને य. બંને અનેક રૂપમાં પ્રાકૃતમાં ઊતરી આવ્યા.

પરંતુ અપભ્રંશમાં પહેલે પ્રત્યય ઇ ચિહ્ન થયો અને બીજો રહી ગયો. ત્વા પ્રત્યયને ત્વા અને ઉપસર્ગ સહિત ધાતુને ય લગાડવો, એવો સંસ્કૃત વ્યાકરણમાં નિયમ કર્યો છે. પરંતુ આર્ષ સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં એ નિયમ પળાતો આવ્યો નહિ. એ રીતે ય પ્રત્યયનો પ્રાકૃતમાં વ્યાપ્તિપ્રદેશ વધ્યો. એ પ્રત્યય અંતભૂત સ્વરોમાં વહેંચાઈ જઈ પ્રાકૃત ઇઅ પ્રત્યય રૂપે થયો. તેમાંના અંત્ય સ્વરનો લોપ થઈ કાલાંતરે અપભ્રંશ ઇ પ્રત્યય નીપજ્યો. તેના ઉપરથી જૂની ગુજરાતીમાં ત્રણ પ્રત્યય થયા, સ્પર્શવિધાનથી 'ઇ', સ્વરસંક્રમથી 'ઈ' અને વિસ્તંભનવિધાનથી 'ઈં' પહેલો પ્રત્યય જૂની ગુજરાતીમાં જોવામાં આવે છે. બીજો પ્રેમાનંદના સમય સુધી વપરાતી ભાષામાં છે; જુઓ સપ્તમ સ્કંધ કડવું ૧૬, કડી ૧, ત્રાડ; દશમ સ્કંધ, કડવું ૯૫, કડી ૨, તર્પ. ત્રીજો અત્યારે પણ વપરાય છે. સંસ્કૃત ય પ્રત્યયનું પૂર્વરૂપ ઈ વેદના મહાસંસ્કૃતમાં મળી આવે છે. અજબ જેવું છે કે તેનો તે પ્રત્યય અનેક શતક વ્યતીત થતાં વિવિધ રૂપાંતર પામી મૂળરૂપમાં ગુજરાતીમાં દેખા દે છે! અર્થની સ્પષ્ટતા સારૂં અર્વાચીન રૂપમાં 'ને' ઉમેરાય છે. સિંધી, પંજાબી, હિંદી, બંગાળી અને ઉત્કલીમાં અપભ્રંશ ઇ પ્રત્યયનો જ પરિવાર મૂળ કે વિકૃત રૂપમાં કેવળ કે સ્પષ્ટતાય ઉમેરણ સહિત ઊતરી આવ્યો છે.

૧૬-૨૨ પુષ્પિત-તરેહ તરેહનાં ફૂલવાળો. શ્રીષ્માંત-વર્ષા. એલા-એલચીના છોડ. સહકારહ-કલમી આંબાની. જૂની ગુજરાતીનો સંબંધાર્થે 'હ' પ્રત્યય સં. સ્ય, પ્રા. સ્સ, અપ. હોનો કુટુંબી છે. કૃષ્ણસાર-કાળિયાર. કેતકની રજ......કૃષ્ણસાર, તદ્ગુણ અલંકાર. રાજિત-શોભિતું. મોહન મોર તણા ઇં.-ઘડો ભરતાં જે અવાજ થતો, તે સાંભળી ચકિત બનેલા મોર મધુર ટહુકા કરતા; તેણે કરીને વર્ષાઋતુ પાસે આવી હોય એવો ભાસ થતો. જુઓ कादं. । पृ. ३९ । पं. २ । उत्कण्ठितशिखण्डिमण्डलध्रूयमाणजलकलशपूरणध्वनिम् ।

પૃષ્ઠ ૨૬

૧ હોમધૂમથી નીલ આકાશ, જળનીહાર પડયૂ પર ઘાસ-હોમથી આકાશ શ્યામ બન્યૂ હતૂં; અને તપોવન હોવાથી મનુષ્યની ઓછી અવરજવરને લીધે ઘાસ ઉપર ઝાકળનાં ટીપાં બાઝી રહ્યાં હતાં. નીહાર, પું. [ સં. ]-ઝાકળ.

૨-૯ માહા ઘોષ-મોટા શબ્દથી. જાણી ગોહીસારવ ઘોષ-જાણે ગોશાળા[ઘોષ]માં ગાયો બાંધાટતી હોય. હીસારવ [ સં. हेषा હણહણાટ, रव શબ્દ ] નો મૂળ અર્થ ઘોડાનો હણહણાટ છે; અહીં તે ગાયના બાંધા-

ટને માટે વાપર્યો છે હંસ પેત પાણિ નિ માન-ભાતના પિંડ કરીને જે બલિદાન મૂકયા હતા, તે હંસના મચ્ચનૂ એ માન મૂકાવે એવા ધોળા હતા મુંજ દડ મેખલ શણગાર,-બ્રહ્મચારી મુંડે મુંજની મેખલા અને હાથમા ખાખરાનો દડ ધારણ કરે છે આગમમત્ર-રુદ્રયામલ આદિ તાન્ત્રિક ગ્રંથમાના મત્ર ઉલ્હાસ-તીવ્ર કામનાથી કરણાર્થ પ્રત્યય તુમ તીન ઇચ્છાના અર્થની વ્યુત્પત્તિ માટે જુઓ પૃ ૪૭, ૫ ૧૮ ઉજ્જ-પગ ગી, ઝૂપડી ત્યાગનો મૂળ અર્થ 'બલિદાન અર્પણ કરવૂ તે' એવો થાય છે અહીં એ શબ્દે કરીને સ્વાહા આદિ ત્યાગના બોલનો ભાવ લક્ષિત છે ઋષિઓ હજુ તો સ્વાહા બોલે છે અને બલિદાન અગ્નિમા નખાય છે, એટલામા તો દેવતાએ આવી અદ્ધરથી તે લેઈ લે છે દેવતા પ્રત્યક્ષ આવી બલિદાન ઝડપી લે છે, એમ કહેવામા ઋષિઓનો મહાન પ્રભાવ સૂચવવો એ જ હેતુ છે કપિલ કથિત દર્શનકારિકા-સાખ્યકારિકા 'એ આશ્રમમા મેનાપોપટ કહીક શિષ્યો સાથે સ્પર્ધાથી સાખ્યકારિકા વાદે ભણે છે સાङ्ख्यकारिका એ સાખ્યશાસ્ત્રનો ઇશ્વરકૃષ્ણકૃત બહુ માનપાત્ર ગાથાબદ્ધ ગ્રથ છે મૂળ સાખ્યદર્શનના દ્રષ્ટા કપિલ મુનિ મનાય છે

૧૦-૧૧ કાળા હરણના ચામડા[કૃષ્ણાજિન] ઉપર ઉલૂખલ[ખાડણિયો] મૂકી મુસલ[સાબેલા] વડે વ્રીહિ ખાડે છે ચાત્રનો શાગડો મૂકી દોરીથી તેનૂ માથૂ દબાવી અરણિકાષ્ટમાથી અગ્નિનુ મથન કરે છે વાડકા જેવા ગોળ પ્રણીના પાત્રમાથી કડછી જેવા સ્રુચ્ વડે હોમવા માટ ચમચા જેવા સ્રુવમા ઘી લે છે યજ્ઞમડપમા લાકડાની તલવાર[ખડ્ગ] પાસે રાખવામા આવે છે તે તે કામમા બ્રહ્મગણમાંનો પોતૃ બ્રહ્માને સાહાય્ય આપે છે ભાનણે અહીં યાજ્ઞિકી પ્રક્રિયાનો ઠીક પરિચય બતાવ્યો છે એ શ્રૌત સ્માર્ત યજ્ઞકાર્યમા કુશળ હશે

૧૨-૧૩ સઘ ઠેકાણે ઋષિકુમારિકાઓ છાણથી લીપી આગણા શુદ્ધ કરે છે તથા લીપણમા[છાણિ] કોરે ભસ્મ છાટે છે ને આડ [વારિકા પક્તિ] બાધે છે આગણામા અનેક બ્રાહ્મણો બેઠા છે જુઓ કાદ । पृ ३९,४०। विक्षिप्तभस्मरेखाकृतमुनिजनभोजनभूमिपरिहारम् उपलिप्यमानाजिरम् ।

૧૪-૧૭ અક્ષ-અક્ષમાળાનો એકદેશ રુદ્રાક્ષ, સ્ફટિક, કમળકાકડી અને પરવાળાને વીંધીને માળાઓ બનાવતા હતા બિલ્વ-બીલા કદલીસાખ-પાકા કેળાની લૂમ કર્કંધૂ-કાકડી પનસ-ફણસ કોમડી સૂકવેના ગયણા કા ઉપવીત કરિ કોકડી-કોઇ જનોઇ બનાવવાને રૂના તાર કાઢી સૂતરની

કોકડી તૈયાર કરે છે. ટોકડી-(૧) [સં કોષ પુ. શંકુના જેવી કે લંબગોળ આકૃતિ ]-સૂકવેલી રાયણ, કોકડી; (૨) [સ. કોષ પુ. કોશેટો ]-સૂતરનો વીંટો. આદર્શ હાથપ્રતમા ' કર્કંધૂ, પનમ, કાકડી; કો ઉપરીત કરિ ત્રાકડી ' એવો પાઠ છે, તે પુનરુક્તિથી દૂષિત અને અસ્ફુટ છે. કર્કંધૂ અને કાકડી બોલ એક અર્થના હોવાથી પુનરુક્તિ થાય છે· ઉત્તર ચરણ અસ્ફુટ છે. તેથી નવો પાઠ યોજવો પડ્યો છે.

૧૮-૨૪ એકવીસ પરિસંખ્યાથી આશ્રમની વિશુદ્ધતા બતાવેલી છે, તેનો અહીં આરંભ થાય છે. મલિનતા-(૧) કાળાશ, (૨) ભ્રષ્ટતા, પાપીપણું. કોપપ્રસંગિ-ક્રોધમા. તીક્ષણ-(૧) તીણા, (૨) ઉગ્ર, આકળો. સ્વભાવ-(૧) કુદરત, (૨) મીજાજ. ચચલતા-(૧) વારેવારે હાલ્યા કરવું તે, (૨) વિષયમાં મન ભમતું રહેવું તે ગગ-(૧) રતાશ; (૨) આસક્તિ. કરગ્રહણ-(૧) કાઠલેથી ઝાલવું તે, (૨) ફાટી કરવી તે. સ્તનસ્પર્શ-(૧) ગાયના આચળનો સ્પર્શ, (૨) બીજા કોઇની સ્ત્રીની [કુલની કામિનીનુ] છાતીનો સ્પર્શ.

## પૃષ્ટ ૨૭

૧-૮ ભમવું-(૧) પ્રદક્ષિણા કરવી તે; (૨) ભ્રાંત થવું તે, મૂઝાવું તે. વસુ-(૧) ભીષ્મ પિતામહની કથામા આઠ વસુ નામે દેવની હકીકત આવે છે તે, (૨) ધન, પૈસો. ક્રતુ દીક્ષાવિધિ-યજ્ઞની દીક્ષાએ શાસ્ત્ર પ્રમાણે વધ કર્મ-પશુહિંસા. ગણના-(૧) સખ્યાની ગણત્રી; (૨) સ્પૃહા, દરકાર. બાલનુ નાશ-(૧) યજ્ઞની દીક્ષા લેતા કેશવપન, (૨) બાળકનું મરણ. રામ-(૧) રામચદ્ર, (૨) રમા, સુદરી. નવયૌવન-ખીલતી જવાની. સુખભગવિકાર-(૧) મ્હોએ કરચલી[ ભગ ] પડવી તે, (૨) અભિમાનમા નમકોરા ફૂલાવવા, ભ્રકુટી ચડાવવી, આંખો ઊંચી ને ઊંચી રાખવી, ઓઠ દાબવા વગેરે ચેષ્ટા. શકુનિ-(૧) કૌરવોનો મામો, (૨) પક્ષી

૯-૧૬ એ આશ્રમમા વૃદ્ધ થયે દ્વિજ એટલે દાંત પડી જાય છે; પણ દ્વિજ એટલે બ્રાહ્મણનો દેહપાત થતો નથી, અર્થાત્ તેઓ તો ઘરડા ઘરડા એ સો વરસ પૂરા જીવે છે. અગ્નિના કુડમા વિભૂતિ એટલે ભસ્મ જોઇયે છિયે. પણ પર્ણકુટીમા વિભૂતિ એટલે સમૃદ્ધિ જોતા નથી. વાદળ શ્રીફલ એટલે ખીલા રહાય છે, પણ આશ્રમવાસીઓ શ્રીફલ એટલે લક્ષ્મીનો ઠાઠ ઇચ્છતા નથી. તૃણ ગુલ્મ વગેરે વનસ્પતિ[ઉદ્ભિદ્]ના મૂળની અધોગતિ એટલે તેમનું નીચે જવું થાય છે; પણ તપસ્વીઓની અધોગતિ એટલે તેમની દુર્ગતિ થતી નથી હરણને ગીતવ્યસન એટલે વ્યાધગીનથી નીપજતી ખરાબી નડે છે,

પણ ઋષિઓને ગીતવ્યસન એટલે સગીતની લત નથી. નાગને ભોગ એટલે ફ્ણાવાળો દેહ હોય છે, પણ મુનિઓને ભોગ એટલે વિશ્રામ નથી. વૃદ્ધ થયા,–હાલ અવિકારી રૂપે 'થયે' વપરાય છે; 'થયા' પ્રચારમાં નથી. એ રૂપમાના અવ્યયાર્થ અમ્–આ બાબત જુઓ પૃષ્ઠ ૩ પક્તિ ૧૧ વસુધાં ઉપરની સમજૂતી. બચપણના દાત પડી જઈ વય વધ્યે ફરી આવે છે, તેથી દાત દ્વિજ કહેવાય છે વળી યજ્ઞોપવીતવિધાન સસ્કારથી નવો જન્મ મળે છે, તેથી બ્રાહ્મણ પણ દ્વિજ કહેવાય છે. વ્યસન–(૧) ખરાબી; (૨) લત.

૧૨–૧૭ પૂજાની પરિ–ઝાડ મુનિની પૂજા કરતું હોય તેમ. પૂજા કરવાના કારણ જે નિત્ય નૈમિત્તિક ધર્મકર્મ, મયમ, પુણ્ય અને તપ, તેન હવે ઉત્પ્રેક્ષાથી નિરૂપણ કરે છે. જેમ અપાર ધનની સમૃદ્ધિ બતાવવા કોટિ-ધ્વજને ત્યા ધનની ધજા ઊડે છે, તેમ મુનિને માથે ધોળી જે જટા ફરકે છે તે જાણે ધર્મની સમૃદ્ધિ બતાવતી ધર્મધ્વજા ઊડે છે, અથવા મુનિએ કામ જીત્યો હોવાથી મહાદેવ સાથેની સરસાઈમા જાણે એ વિજયધ્વજા ફરહરે છે, અથવા જાણે સુકૃત રૂપી વૃક્ષની મંજરી પવનમાં ફરફર થાય છે, અથવા તો તપોબળે સદેહ સ્વર્ગે જવાને સિદ્ધ કરેલી દોરીના ગૂંછળા જાણે આમ તેમ હાલે છે. વાળ ધોળા હેવાથી તેમા ધર્મધ્વજાની ઉત્પ્રેક્ષા ઔચિત્ય પામે છે. ફરહરી–દ્વિર્ભાવ બાબત જુઓ પૃ. ૪૭, ૧૯, પરવરિ ઉપર ટિપ્પણ.

૧૮–૨૧ ધોળી દાઢી વધી હેઠ નાભિ[ દૂટી ] સુધી પ્હોચી હતી અને તેથી નાભિ ધોળી દેખાતી હતી, તે જાણે સમસ્ત પાપ પ્રજાળી ઉપચય પામેલૂં પુણ્ય જ મૂર્તિમાન થયૂ હોય એમ લાગતું હતૂ. ધોળ [સં. ધવલ]–ધોળા દાતના કિરણ જે પ્રસરતા હતા તે જાણે ભૂતદયાની છોળો હોય એમ જણાતૂ હતૂ. ત્રિપુડ્રને ત્રિપથગા ગગા સાથે સરખાવ્યૂં છે. જાણે શ્રવણેંદ્રિય જીતવાના ધ્યાને કાન ઢાકી લીધા હોય, તેમ તે વાળથી છવાઈ ગયા હતા.

પૃષ્ઠ ૨૮

૧–૧૦ હનવટી [ સ. હનૂ ]–હડપચી. એમા વકાર પેઠો છે તે માત્રા-મર્યાદાના નિયમને અનુસરી માપ જાળવવા માટે છે, સરખાવો સ. ललाट, પ્રા णिलाड, જૂ. ગૂ. નલવટિ, ગૂ. નિલવટ. ઉપરાત સ્વાર્થે પ્રત્યય ટ સ્ત્રીપ્રત્યય ઈ સાથે ઉમેરાયો છે. છૂટા વાળના ગૂંછળામા ચદની કળાની સભાવના કરી છે. કંઠનાળ–કમળના દાડા જેવી પાતળી ડોક. અવશ–કબજે ન રહે એવા મસ્ત. રાશિ [ સ. રશ્મિ પુ. ]–અછોડા, લગામ સ્ત્રીપ્રત્યય ઉમેરાઈ ટૂંકાવાયો છે.

તેથી સ્ત્રીલિંગે વપરાય છે. નમતી કોટ વિશે ઉત્પ્રેક્ષા કરે છે:–જાણે સંયમ-સિદ્ધિ મેળવી મુનિ પરમાત્માને પગે લાગતા હોય અને પોતાનો નિશ્ચય જણાવતા હોય કે પ્રભુ ! હું કેમે પણ અતઃપર ઇંદ્રિયને વશ નહિ થાઉં. ચોથી પંક્તિમાથી ઇંદ્રિયનો સંબંધ અહીં યોજવાનો છે. ૨કંધ–ખભા. શમ–ચિત્તની શાંતતા. પુનિત–પવિત્ર. જાણી મેરુ ભૂમિ ચાંદ્રણી-સ્થિરતા અને ગૌરવને લેઈને મુનિમાં મેરુની સમાનતા કરી છે. પ્રાચીન જ્યોતિષમાં ભચક્ર મેરુની આસપાસ ભમે છે એમ માનેલું છે. ઘડપણમાં ચામડી ખડબચડી થાય છે, તેથી વલ્કલ વિશે જરાજાલની ઉત્પ્રેક્ષા છે. ક્ષુધાઇ અતિ ઊંડું ઇ.–ઉપવાસ કર્યાથી પેટ ઊંડું ગયું હતું ને મોટો ખાડો પડ્યો હતો, તે અગસ્ત્ય મુનિએ પી જઈ ખાલી કરેલા એકાદ ન્હાના સમુદ્રના ખાડા જેવો જણાતો હતો. મિહિરામણ-સમુદ્ર. બેટ–ન્હાનો; જુઓ પ્રેમાનંદકૃત **રણયજ્ઞ**, ૧૪, ૬૨, દુર્ગંધ વાસના મોટું પેટ શેવાલ ભર્યો સાગર શું બેટ; સરખાવો બટુ, બટુકડું, બટકી.

૧૧–૧૪ તરણિ–સૂર્ય. સોમ–ચંદ્ર. દ્વિજપતિ–(૧) બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ; (૨) પક્ષીઓમાં શ્રેષ્ઠ. અતિ મોટા કાન–તેણે ઘણાં ઘણાં શાસ્ત્ર શ્રવણ કર્યાં હતાં. અહીં કાન શબ્દે કરીને કાનનો શ્રવણ ધર્મ લક્ષિત છે. સરખાવો મોટૂ પેટ, મોટૂં મ્હો વગેરે. જિ [પ્રા. ચ્ચિઅ, સં. ચ+એવ],–અવધારણાર્થ અવ્યય; જુઓ હૈ. વ્યા. । ૮।૨।૧૮૪। વડવાનલ સમુદ્રનું પાણી પીધા કરે છે, એ પ્રસિદ્ધિને અનુસરી જલાહારી મુનિને વડવાનલ સાથે સરખાવ્યા છે.

૧૫–૨૩ હેજ–આર્દ્રતા, સ્નેહાર્દ્રતા, પ્રીતિ. ધન્ય વેદ ઇ.–બ્રહ્માના મુખથી ધસીને વેદ જે આ મુનિના મુખે વસ્યા, તે પણ કૃતાર્થ [ ધન્ય ] થયા ! જિહાં આચરણિ ઇ.–આ આશ્રમમાં કૃતયુગનાં જ આચરણ જોવામા આવે છે, તેથી ધર્મ અહીં હમેશાં પ્રસન્ન ચિત્તથી ચારે પગે રહે છે. સત્ય-કિંવા કૃત યુગમાં ધર્મ ચારે, ત્રેતામાં ત્રણે, દ્વાપરમાં બેએ અને કળિમાં એકે પગે રહે છે, એમ પુરાણમાં કહ્યું છે. ઋષિલોકથી ઉત્તમ લોક–આ આશ્રમ-સ્થાન[લોક] સપ્તર્ષિલોક[ઋષિલોક]થી પણ પવિત્રતામાં ચડિયાતું છે; અથવા આશ્રમવાસી જનો[લોક] સપ્તર્ષિ [ઋષિલોક]થી ચડિયાતા છે. જ્યોતિષ શાસ્ત્રમાં સપ્તર્ષિલોકનું સ્થાન બહુ ઊંચૂં ભાખ્યૂં છે. એમાં સાત ઋષિઓ પત્નીઓ સાથે રહે છે અને તેઓ તેમના તપના બળથી બ્રહ્માંડને ટકાવી રાખે છે. એ સપ્તર્ષિલોકથી આશ્રમનો વ્યતિરેક કર્યો છે.

પૃષ્ઠ ૨૯

૧-૧૦ તપનો પ્રભાવ વર્ણવ્યો છે. અલગુ [ પ્રા. અલગ્ગો, સં. अलग्नः ]-તપોવનનાં વૃક્ષોની ઘટાને કિરણથી ભેદ્યા વગર વેગળો ને વેગળો. શનિ શનિ [ સં. शनैः शनैः ]-ધીમે. યદ્યપિ-જોકે. હરિ-દેડકો; જુઓ બ. કો.। ૩।૩।૧૭૪.. કામ ક્રોધ છ.-અહીં ષડ્રિપુનું ઊતરવું [ અવતાર ] થતું નથી, ષડ્રિપુ આ આશ્રમમાં દેખાતા નથી. આશ્રમ એહિ-આ આશ્રમમાં. જૂની ગૂજરાતીમાં 'આ' અને 'એ' પર્યાયરૂપે વપરાય છે. 'એ' एतद् ઉપરથી અને 'આ' इदम् ઉપરથી ઊતરી આવેલ છે; જુઓ હૈ. વ્યા. ।૮।૪। ૩૬૨, ૩૬૨, ૩૬૫। एतदः स्त्रीपुंक्लीबे एह-एहो-एहु। एइर्जस्शसोःइदम आयः. એવી જ રીતે 'ઓ' अदस् ઉપરથી થયેલ છે; જુઓ હૈ. વ્યા. ।૮।૪।૩૬૪। अदस ओइ।. વ્યુત્પત્તિની દષ્ટિ 'એ' સંનિકર્ષ બતાવે છે. પરંતુ 'ઓ' ખોઈ બેઠા પછી 'એ'માં વિપ્રકર્ષનો અર્થ પણ સંક્રાંત થયો છે. સંનિકર્ષનું તારતમ્ય इदम् અને एतद्ના સંબંધમાં સંસ્કૃત ભાષામાં પણ ભૂલાયું; તેથી જૂની ગૂજરાતીમાં તે ટકવા પામ્યું નથી. જાણી [ 'જાણીઇ' નું ટૂંકું રૂપ ]-જણાય છે. નિકેત-ઘર. સેતુ-પુલ. ક્ષમા-જલની પાલિ જ કરી-આ આશ્રમ ક્ષમા રૂપી પાણીના બંધરૂપ છે, અર્થાત્ ક્ષમાનો પૂર્ણ સંચય અહીં જોવામાં આવે છે. ઉપશમ-ચિત્તની શાંતતા, શમ. કૂલ-કાંઠો, આરો. 'અમી' બોલ અહીં લાક્ષણિક 'મીઠાશ, દયા'ના અર્થમાં વાપર્યો છે. વડવાતન-શંકરે ક્રોધમાં કામને બાળીને ભસ્મ કર્યો હતો. એ ક્રોધને વડવા એટલે ઘોડીના રૂપમાં બ્રહ્માએ સમુદ્રમાં વસાવ્યો. તે વડવાના મુખનો અગ્નિ એ વડવાનળ. અહીં એને વડવાતન (વડવાનો પુત્ર) કહ્યો છે. તે સમુદ્રનું પાણી શોસ્યા કરે છે.

૧૧-૨૩ પ્રણમી-નમસ્કાર કરી. નીડ થકુ પડયુ [ સં. नीडे स्थितः पतित', અપ. नीड थिअउ पडिउ; સરખાવો સ્થિત્યર્થ ક્રિયા અસ્તિત્વવાચક સ્થાને મળતો મૂળો ઉપયોગ, जहां होन्तउ, तहां होन्तउ, कहां होन्तउ । હૈ. વ્યા. ।૮।૪।૩૫૫।]-માળામાં છતો પડ્યો, અર્થાત્ માળેથી પડ્યો. થિઅઉમાં કકારના પ્રક્ષેપ બાબત જુઓ હૈ. વ્યા. ।૮।૨।૧૬૪।. સંસ્કૃતમાં यद् આદિ સર્વનામનાં यकः આદિ રૂપમાં એ પ્રત્યય દેખા દે છે. ગૂજરાતીમાં આ અને બીજા ક્ષેપક વર્ણે ઘુસી વ્યુત્પત્તિ મૂઝવણ ભરેલી બનાવી દીધી છે. કનડ જટક અને વટકમાં આદિ મધ્ય અને અંતમાં આવી ક્ષેપક કકાર સર્વવ્યાપી બન્યો છે. ખાબોચિયૂ, પડખૂં, ઊવટ, પલાંખૂં, કરમોડ વગેરે ઉદાહરણમાં બીજા ક્ષેપક વર્ણ પણ ઘુસેલા જોવામાં આવે છે.

સંસ્કૃતમાં क, ट, र, ल સ્વાર્થે ઉમેરાય છે, ઉદા. करण्डक, चपुटी, पाण्डुर, मञ्जुल. પણ તે છેડે જ ઉમેરાય છે, અને તે નામ તથા વિશેષણમા જ વપરાય છે. પ્રાકૃતમાં કકારનો વ્યાપ્તિપ્રદેશ વિસ્તાર પામે છે કૃદંતરૂપમાં પણ તે ઘુસે છે, ઉદા. आलेट्ठुअ. સંબંધક કૃદંતના પ્રાકૃત ऊण પ્રત્યય ઉપરથી ઊતરી આવેલા મરાઠી પ્રત્યય उन ઉપરથી સ્વરસંક્રમથી उनि પ્રત્યય થયેલો છે, તેમાં આ क પ્રત્યયના ઉપનાસિક આથેના ઉમેરાથી પાછળથી મરાઠીમાં યશ્રુતિપૂર્વક उनिया પ્રત્યય ઉદ્ભવ્યો છે ઉદા लागुन-लागुनिया ઇ. પ્રાકૃત અને મરાઠીમાં આ કકાર અંતગરૂપે દેખા દે છે પરંતુ ગૂજરાતીમાં તો તે પૂર્વંગ અને મધ્યગ ક્ષેપક તરીકે પણ વપરાયનો જોવામાં આવે છે અવનોકી જોયુ- મનથી વિચારી જોયો. પાલીઇ, ટાલીઇ-આ વર્તમાન અકર્તરિ રૂપો નિષ્પર્થ રૂપ 'પાળવો,' ટાળવૂ 'ના અર્થમાં વાપર્યા છે. 'કહીંક આશ્રમના ઝાડમાં હૂ એને મેલીશ એમ ધારી એને મેં અહીં આણ્યો છે.' મેહેલીશિ, આપીશિ ભવિષ્ય પહેલો પુરુષ એકવચન છે સંસ્કૃતમાં ભવિષ્યાર્થ ધાતુમાં स्य ના ઉમેરાથી બતાવાય છે, બાકી પ્રત્યયો તો વર્તમાનના જ લગાડાય છે. એ પદ્ધતિ પ્રાકૃતમાં થઈ અપભ્રંશમાં ઊતરી આવી એના પૂર્વે ભવિષ્યાર્થનો स्स ઉમેરી વર્તમાનના પ્રત્યયોથી રૂપો બનાવાય છે. વર્તમાન પહેલા પુરુષ એક વચનનો પ્રત્યય उ કે પ્રાકૃત म् ને ભવિષ્યનાં બહુવચનનો हु છે, અને બીજા ત્રીજાના તે જ ક્રમે हि ને हु તથા इ ને हिं છે તે ઉપરથી હકાર કાઢ્યો પછી જૂની ગૂજરાતીમાં [હૂં] કરૂં કે કરા, [અમ્હિ] કરૂ, [તૂ] કરિ, [તમ્હિ] કરઉ, [તિ] કરઇ, [તેઉ] કરઇ કે કરઇ એવા વર્તમાન રૂપો થયા પાછળથી 'હૂં કરૂ' 'હૂ કરા' ઉપરથી 'તૂં કરૂં' 'તૂ કરા' અનુકરણથી થયા, તેમ જ તૂ કરિ છિ ઉપરથી તૂ કર છ રૂપ પ્રગટતા અનુકરણથી કરુછ (હૂ કરૂછૂં) પણ પ્રગટ્યું ભવિષ્યમાં જૂની ગૂજરાતીમાં હૂ કરીશા, અમ્હિ કરીશૂ, તૂ કરીશિ, તમ્હિ કરીશુ, તે કરીશિ તેઉ કરીશિં કે કરીશિ એવૂ રૂપાખ્યાન વપરાયૂ. ઉપરાંત અનુકરણથી હૂ કરીશિ, કરીશા એ રૂપ પણ નીપજ્યા વર્તમાન હૂ કરીશ, તૂ કરીશ એ હૂ કરાશિ તૂ કરીશિ ઉપરથી ઊતરી આવેલ છે. નીવાર-નમાર આવી પાખ નિ ઊડી જશિ-પાખ આવીને ઊડી જશે અર્વાચીન સંબંધાર્થ અવ્યય કૃદંતના રૂપમાં અર્થની સ્પષ્ટતા સારૂ 'ને' ઉમેરાય છે, એમ પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૫ ઉપરની સમજૂતીમાં કહ્યૂ છે એ ઉમેરણ છે એટલે કે આગંતુક [inorganio] છે-અંગભૂત [organio] નથી, તે વાત 'આવી' અને 'નિ' અહીં પાખ શબ્દથી છૂટા પડવાથી સ્પષ્ટ થાય છે. આ ઉમેરણ પ્રાકૃત અવધારણાર્થ અવ્યય णइ [જુઓ હૈ વ્યા ।૮।૧।

૧૮૪] ઉપરથી નીપજી આવ્યું છે. વિશ્રામ-નિરાંત, સુખ. તુ પણ-તો વળી.

પૃષ્ઠ ૩૦

૧-૧૫ દૃષ્ટિ અવલોક-નજરે જોઈને; રૂપ બાબત જૂઓ પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૫, નમ્ય ઉપરની સમજૂતી. આગમ નિર્ગમ-ઉત્પત્તિનો વૃત્તાંત, અને તે પછીની હકીકતઃ બધો વૃત્તાંત. પૂરવનૂં કારણ મનિ ઇ.-જાણે મને જોયાથી સાંભરી આવી હોય તેમ મારા પૂર્વજન્મની સર્વ હકીકત તેમના મનમાં સ્ફુરી. ધરૂં-ધર્યું. અકર્તરિ [passive] ભૂત કૃદંતના પુલ્લિંગ ઇઉ અને નપુંસકલિંગ ઇઉં પ્રત્યયોમા ઇકાર ક્ષેપક છે, તેનો લોપ થયાથી જૂની ગુજરાતીમા ઉ અને ઉં પ્રત્યય અનુક્રમે થયા. કચ્છ કાઠિયાવાડમાં તે ઉપરથી ઓ અને ઊં પ્રત્યય ઊતરી આવ્યા છે; ને લોક 'લાગો' 'લાગૂં' કહે છે. વાડવ [ સં वाड्‍ ૧ આત્મને. ન્હાવૂં ]-બ્રાહ્મણ. પ્રશ્ન કહુ-સવાલનો ખુલાસો કરો. અવિનય શુ અપાર-શો હદપાર અવિનય, શો અતિ ભારે દોષ. શાહાનિ-શા માટે, શા કારણથી. કીહૂં-કર્યૂં. વિસ્તાર-વિસ્તારીને. હસ્તામલક સમાન-હાથમાં અર્થાત્ હાથેળીમાં રાખેલા આંબળા જેવૂં, એટલે કે પ્રત્યક્ષ.

૧૬-૨૦ તહ્મો, તહ્મુ, અહ્મો, અહ્મુ નામના બહુવચનના એ પ્રત્યયથી નીપજેલાં રૂપ છે, તહ્મિ, તહ્મે અહ્મિ અહ્મે રૂપમા કર્તા અને કરણનો બેવડો અધિકાર એકઠો મળેલો હોવાથી સ્પષ્ટતા સારૂ ભાષાએ તહ્મુ, તહ્મો, અહ્મુ, અહ્મો રૂપો ઘડયા છે. વચન આણી રિદિ-વીનતી મન પર લેઈ. રલિઆયતિ,-'રલી' નામથી થયેલા 'રલિઆયિત' વિશેષણ ઉપરથી નીપજેલૂં અવ્યયરૂપ; જુઓ પૃષ્ઠ ૧, પંક્તિ ૫, 'પ્રથમિ' ઉપરની સમજૂતી. ભોજન વિવિહાર-ભોજનનૂં કામ વિવિહાર. સં. વ્યવહાર-કૃત્ય.

પૃષ્ઠ ૩૧

૩-૨૨ તપોવનમાં સંધ્યાકાળ પડે છે તેનૂં આ બહુ રમણીય વર્ણન છે.

૩-૯ ધરણ [ સં. धरणि ]-પૃથ્વી જોય. ઊરધ મુખિ તાપસ ઇ-મુનિઓ ઊંચા [ઊરધ, સં. ऊर्ध्व] મ્હોથી અર્થાત્ સૂર્ય સામી દૃષ્ટિથી પ્રીતિ [હેજ] પૂર્વક તપ કરતા હતા તે જાણે બધું તેજ પી ગયા હોય, તેમ સૂર્ય ઝાંખો જણાયો. રક્તાંબર ઊગવિયાં યથા-જેમ રાતાં વસ્ત્ર ઝાડ ઉપર સુકવ્યાં [ઊગવિયા] હોય તેમ. સં. अवग्लै ઉપરથી સુકાવાના અર્થમાં જૂની ગુજરાતીમાં ઊગા ને તે ઉપરથી ઊગવ થયેલ છે; જુઓ કાન્હડદેપ્રબંધ। ૨,૩।૧૬૪,૨૭ કરી સનાન ઊગવિયા વાળ, ધોતિઊ ઊગાઈ આકાશિ ।. શેઢિ-દોણીમાં પડતી દૂધની ધાર.

૧૦-૧૩ અહીં કમળની તલાવડીને સૂર્યની પત્ની કલ્પી, સૂર્ય મેરુ પાછળ જતાં પ્રોષિતપતિકાનો ભાવ ઉપજાવ્યો છે: અને તેનો ફરી મેળાપ થવા તળાવડીને વ્રત કરતી વર્ણવી છે; ઉપમા અને રૂપકનો સંકર છે. પદ્મિની-(૧) કમળની તળાવડી; (૨) ઉત્તમ લક્ષણવાળી સ્ત્રી. મુકુલ-કળી. મૃણાલ-કમળનો દાંડો. પુનરપિ-ફરીને. પામેવાનિ-પામવાને. સંસ્કૃતનો હેત્વર્થ અવ્યય કૃદંતનો પ્રત્યય तुम् અને પ્રાકૃતનો उं, એ અપભ્રંશમાં ઉચ્છિન્ન થતાં ક્રિયાવાચક નામ ઉપરથી એ કૃદંત બનાવવાની ભાષાની પરિપાટી પ્રમાણે સંસ્કૃત तव्य પ્રત્યયનો આશ્રય લેઈ અપભ્રંશમાં एवं, एवि, एविणु, एप्पि, एप्पिणु પ્રત્યયો થયા. આ હેત્વર્થ કૃદંતના પ્રત્યયો ઉપરાંત અપભ્રંશમાં સં. तव्य ઉપરથી एव्वउं અને एवा એમ નામ બનાવનારા બે પ્રત્યયો પણ નીપજ્યા. વાસ્તવિક રીતે જોતાં एवि, एप्पि હેત્વર્થે સપ્તમીનો પ્રત્યય જોડાયાથી બન્યા છે; એમાં અવધારણાર્થ અપ. णउ ઊમેરાઈ एविणु, एप्पिणु થયા લાગે છે. આમાંના एव्वउ પ્રત્યયે જૂની ગુજરાતીમાં કરેવૂં પામેવૂં વગેરેને જન્મ આપ્યો. એ ક્રિયાવાચક નામ પણ છે અને વિધ્યર્થ કૃદંત પણ છે. સદરહુ ક્રિયાવાચક નામ ઉપરથી અપભ્રંશ રૂપાખ્યાન સાથે સંબંધ ધરાવતૂં કરેવા પામેવા વગેરે અને નવા ઊભા થયેલા રૂપાખ્યાન પ્રમાણેનૂં કરેવાનિ પામેવાનિ વગેરે એમ હેત્વર્થ અવ્યય કૃદંકનાં બે રૂપો પ્રચારમાં આવ્યાં, જેના ઉત્તરાધિકારી કરવા કરવાને પામવા પામવાને વગેરે છે. બાકીના ઉપર નોંધેલા પ્રત્યયોની હયાતી ભરપ, મેળાપ, બળાપો, રખોપૂં, પડાવ, ઘેરાવો વગેરે ભર, મળ, બળ, રાખ, પડ, ઘેર વગેરે મૂળ ઉપરથી થયેલાં નામમાં જળવાઈ રહી છે. બંગાળી, ઉત્કલી અને જૂની હિંદીમાં ગુજરાતીને મળતૂ ક્રિયાવાચક નામ મજકૂર પ્રત્યયથી બનતૂં મળી આવે છે.

૧૪-૧૭ રવિપાત થ્યુ-સૂર્ય પડચો. પડઘાત [ સં. प्रतिघात ]-પ્રત્યાઘાતને લીધે, અથડાઈને પાછા ઊછળવાથી. કુસુમાંજલી-ખોબો ભરીને ફૂલ સમર્પવાં તે.

૧૮-૨૪ રાતડિ-રતાશ. વિરાગિણ [સં. विरागिणी]-જોગણ. સંધ્યામાં દીકરીનો, રાત્રિ[વિભાવરી]માં માનો અને અંધારામાં કૃષ્ણાજિન [ મરગચરમ]નો આરોપ છે. વનમાં રહેનારા બ્રાહ્મણોના મનમાં જ્ઞાનનો પ્રકાશ હતો; તેથી ત્યાં અંધકાર પેશી શકચો નહિ, જોકે અંધારાથી આખૂં વન છવાઈ ગયૂં. અંધકાર-(૧) અંધારૂં; (૨) અજ્ઞાન. 'અંધારિ વ્યાપ્યૂં તે વંન' એ જૂની અકર્તરિ [passive] ઉક્તિ છે; જે માટે જુઓ પૃષ્ઠ ૨૨ પંક્તિ

૧૨ ઉપરની સમજૂતી. અરણુતા-રતારા, અર્થાત્ ચંદ્રની.

પૃષ્ઠ ૩૨

૧-૯ કરી બીસારી તિહાં સમક્ષ-તે વખતે સન્મુખ [સમક્ષ] બેસારીને. વેત્રાસન-નેતર વગેરે ગૂંથીને કરેલી બેઠક. આશ-આશા સાથે, આશા બેર; સાહચર્યાર્થે તૃતીયાનો પ્રત્યય ઇ છે, તે અહીં લુપ્ત છે. સોય-તે, એટલે કે તે વાત. આ 'શબ્દ' 'કોય' ના અનુકરણથી બન્યો છે. બાકી એમાં 'ય' [સં. અપિ ] તો 'પુનરપિ' મા 'અપિ' ની પેઠે નિરર્થક છે. અર્થવાળો ભાગ તો સો [ પ્રા. सो, સં. सः ] જ છે. કારણુ-ઉત્પત્તિ. આગલિ થં થાશિ-હવે પછી એનું શું થશે? સુદ્ધ [ સં. शुद्ध]-યથાર્થ. કથાપ્રસંગ-કથાનો આરંભ. પૂરવરંગ [ સં. पूर्वरङ्ग ]-પ્રસ્તાવના.

૧૫-૧૬ રલિઆયિત-આનંદિત, પ્રસન્ન. મહિમા કહિવુ માંડયુ-'મહિમા કહેવો શરૂ કર્યો. જૂની વાક્યરચના ધ્યાનમાં લેવી. હાલ 'મહિમા કહેવા માંડયો બોલાય છે. મહિમા-વિસ્તાર, વિસ્તારવાળી વાત.

૧૭-૨૪ મેદિની-પૃથ્વી. મંડન-શણગાર. અવતરી-પ્રગટી. સત્યયુગ-[આદિયુગ]ની ઉત્પ્રેક્ષાથી ધર્મની સમૃદ્ધિ જણાવી છે. લલામ-રમણીય, સૌથી સુંદર, ઉત્તમ. ઉજ્જયિનીમાં જે જ્યોતિર્લિંગ છે, તેનું નામ મહાકાલ છે. પ્રાકાર-કોટ. ગગન છબતા [સં. छुप्, ૬ પરસ્મૈ. પ્રા. छुव અડકવું.]-આકાશને અડકતા. હૈ. વ્યા. । ૮।૪।૧૮૨। માં छिवઅને छिह અડકવાના અર્થના ધાતુ કહ્યા છે. બંને પ્રા. छुव ધાતુની વિકૃતિ છે. 'છોવાવૂં' પણ પ્રા. छुव ઉપરથી થયેલ છે. સુધાધવલ-ચૂને છોઈ લીધેલ. છો, છોવૂ સુધા [છો] ઉપરથી છે. મહાકાલના સાંનિધ્યને લીધે ધોળા કોટના વિશે રૂપાના કૈલાસની ઉત્પ્રેક્ષા કરી છે. ખાઇ ક્ષિપ્રા સરિત ઇ.-કોટની આસપાસ ખાઇ છે, તે જાણે બીજી ક્ષિપ્રા નદી છે. એનું પાણી અગાધ છે અને તે બધી[ સકલ ] અર્થાત્ પૂરેપૂરી ભરેલી [ પૂરણ, સં. पूर्ण ] છે તથા ભવ્ય[ ધન્ય ] દેખાય છે, તેથી જ્યાં નવસેં નવ્વાણુ તીર્થ ભેગા થાય છે એવો પવિત્ર મહાસાગર જાણે પ્રદક્ષિણા કરી રહ્યો હોય એમ લાગે છે.

પૃષ્ઠ ૩૩

૧-૪ વિપણિ [પું.]-હાટ. શુક્તિ-મોતીની છીપ. મરકત-પાનું. એનાથી સાપનું ઝેર ઉતરે છે એવી પ્રસિદ્ધિને લીધે એ ગારુડ પણ કહેવાય છે. આથી કદાચ નાગમણિ તરીકે તેની નાગલોકથી અર્થાત્ સમુદ્રમાંથી ઉત્પત્તિ મનાઈ હશે. મુક્તાફલ-મોતીનો દાણો; જુઓ પૃષ ૧૪, પંક્તિ ૩,

ફુલ ઉપરની સમજૂતી: અને સરખાવો મુક્તાકણ. સુવર્ણનુ ભૂકુ–સોનાની રજની ઢગલીઓ. સોનૂં ખાણમાથી ગઠ્ઠા રૂપે અને નદીની રેતમાંથી કણરૂપે નીકળે છે. પ્રાચીન કણરૂપે ઉત્પત્તિની ખાતરી પરદેશના તવારિખનવેશો આપે છે અને જામ્બૂનદ અને ગાङ्गेय એ બે નામ પણ આપે છે. વેલુ [સં वालूका] –રેતી. તે તે રત્નને લીધે અને પીળી રેતી જેવી સોનાની રજને લીધે ઉજ્જયિનીના રત્નચોકને જલરહિત સમુદ્ર સાથે સરખાવ્યો છે.

૫–૮ મેલિ–ટોળામાં, ટોળા સાથે. ચિત્રશાલા–જેની ભીંતો ચિતરેલી હતી એવો ખંડ. અહીં ચિત્રશાલાની ચિત્રની સ્ત્રીઓને વિમાનની દેવાંગના સાથે, ગાયકોને ગંધર્વ સાથે અને નટડીઓને દિવ્ય નટી સાથે સરખાવ્યાં છે. ગણધર [સં. गन्धर्व]–(૧) ગાયક; (૨) દેવના ગવૈયા ગંધર્વ. બંધ–નાટચના પ્રકાર.

૯–૧૬ ગૂઢી–ન્હાની ધજા; જુઓ **કાન્હડદે પ્રબંધ** । ૧ ।૧૨૭ અને **વસ્છ. દેવ.** । ૧।૪૪।, નગર માંહિ ગૂઢી ઊછલઇ; સરખાવો ગૂડીપડવો. સરકિ–પવનમાં સરસર કરતી હાલે છે. સરસ લાગિઇ.–ધજા ગૂઢી અને મૃદંગનાદને લીધે નિવાસનાં ઘર પણ દેવમંદિર જેવાં રળિયામણાં લાગતાં હતાં. તરુણિ તોલિ ઇ.–સ્ત્રીઓ સાથે [તોલિ, સં. तुल्यम्] પુરુષોને અર્થાત્ સ્ત્રીપુરુષને કામાતુર [અંધ] બનાવવા. જલજંત્ર–ફુવારા. ખેડૂ રાખી–ષડ્જ સ્વર સાચવી, ખરજ સુરમાં. મોરના કંઠનો સ્વર ગાયનના ગ્રંથોમાં ષડ્જ કહ્યો છે. ત્રિવિધ–સુવાસિત, ધીમો અને ઠંડો. પુષ્પ લિહિકિ બકુલ ઇ.–બોરસલીના ફૂલ લહેકે છે અને બાગ [ વન, સરખવો प्रमदवन ] સુવાસિત બની રહે છે.

૧૭–૨૨ નગરની સ્ત્રીઓનૂં વર્ણન કરે છે. પાણિ આલોડિ ઇ.–સુઘડ સુંદરીઓ હાથ હલાવે છે, અંગના જાણે કડકા કરી મરડાતી મરડાતી ચાલે છે, બેલડીએ વળગે છે ને સાથે સાથે જાય છે; તે વખતે તેમની કટિ-મેખલા ધમધમ થાય છે, જેથી સાંભળનારનાં મન ચલિત થાય છે. નયન વાલિ–વાળેલે નેત્રે, કટાક્ષે. કામિની ભામિની–કામ કળામાં કુશળ સ્ત્રીઓ. તેજ તપતી તન–શરીરના તેજે ઝળહળ થતી.

પૃષ્ઠ ૩૪

૧–૯ ઓટ–પાખે, ભીંતર: જુઓ 'અનેક મારગ કોટાકોટ રહે આ-વર્યા ગુણુનિ ઓટ' [અખો.] સં. अवस्तृत, પ્રા. ओत्थअं [ पिहितम् ] સાથે અને ગુજરાતી ઓથ કે ઓઠૂ શબ્દ સાથે ઉપરનો શબ્દ સંબંધ ધરાવે છે.

એ સ. અપાવૃત્તિ ઉપરથી થયેલા ઓટ [ebb] થી ભિન્ન છે. કૌતુકદ્યૂત-ગમ્મતની ખાતર જૂવું રમવું તે, જુગારની લતથી નહિ. પ્રીત-શોખ. ગત્રિએ મણિના દીપ કહ્યાથી પવન વડે ઓલાવાનો અસભવ બતાવી અંધકારનો અભાવ પ્રતિપાદિત કર્યો છે. લોક-તે સ્થાનમા, તે નગરમા; જુઓ પૃષ્ઠ ૨૮ પક્તિ ૨૩, 'લોક' ઉપરની સમજૂતી, અને સરખાવો લાટિન locus.

૯-૧૯ નહુષની હકીકત પૂર્વે આપી છે, જુઓ પૃષ્ઠ ૧૪ પક્તિ ૧૬ ઉપરની સમજૂતી. ધુંધુમાર માટે હરિવશ । ૧૧।૩૬-૫૫ । મા અને બીજા વિશે પૌરાણિક કથાકોશમા જોવૂ. મેઘ વરસિ અન્ન સરસિ-ઉત્તમ પાક થાય એમ મેઘ વરસે છે. હેત્વર્થે સપ્તમી, સરખાવો. चर्मणि द्वीपिनं हन्ति दन्तयोर्हन्ति कुञ्जरम् । केशेषु चमरीं हन्ति सीम्नि पुष्कलको हत ॥ म. भा. ॥. દેશ નાવિ ટીડ,—આ માત્ર ઉપલક્ષણ છે. એ ઉપરથી છ એ ઈતિઓનો અભાવ સમજવાનો છે. બાલિ નામિ પાપ-જે જે પાપ નામ ધરાવે છે તે સર્વેને પ્રજાળે છે. દેશ રાખિ પાખિ અન્ય પ્રતાપિ-સેનાદિક અન્ય સાધનનો ઉપયોગ કર્યા વગર [અન્ય પાખિ] પોતાના માત્ર પ્રતાપથી જ દેશન રક્ષણ કરે છે. ભૂતિ-વિભૂતિ, સમૃદ્ધિ. શક્ર-ઇંદ્ર. શક્તિ ત્રહે શુક્ત-પ્રભુશક્તિ, મત્રશક્તિ અને ઉત્સાહશક્તિ, એ ત્રણે શક્તિ ધારણ કરતો. 'ત્રહ' સાથે સરખાવો કચ્છી ત્રે, ઓ. જાણી દાસિ-જાણે દાસી બની હોય તેમ 'નારી' ને બદલે હાલ 'નાર' રૂપ જે બોલિયે છિયે, તે પ્રસ્તુત દૃષ્ટાતની પેઠે વચગાળામા અંત્યસ્વર ટૂકાવ્યાથી, અને પાછળથી સ્વરભ્રક્રમ થયાથી બન્યૂ છે સહજન-સહજ સ્વભાવનું.

૨૦-૨૭ ત્રણ વિરોધાભાસથી રાજાનૂ વિશેષ વર્ણન કરે છે. શીત સ્વભાવ-(૧) ટાઢક ઉપજાવે એવી ખાસિયતનો, (૨) ઠડા મીજાજનો. સ્થિરપણુ-(૧) ઠરી ઠામ રહેવાપણું; (૨) અડગપણ. ગિરિરાજ-હિમાલય કે મેરુ. સમથી [સં. सम स्थित', પ્રા. समो थिओ, અપ. समु थिउ ]-સમાન થકો, સમાન છતા એ. અવિકારી રૂપ, સરખાવો શ્રાત થકા, પૃ. ૨૪, પક્તિ ૨; અને જુઓ પૃષ્ઠ ૨૯, પક્તિ ૧૪, 'નીડ થકુ પડ્યુ' ઉપરની સમજૂતી. આપ [સ आत्मन्]-આ જૂની ગુજરાતીના સ્વાર્થસર્વનામની જગા હાલ 'પોતે' શબ્દે લીધી છે. વિરી [ પ્રા. वइरी, સં. वैरिन् ] દુશ્મન. તે દુશ્મનને સ્થાનથી ભ્રષ્ટ કરે છે, દુશ્મનનૂ રાજ્ય પડાવી લે છે. ક્ષમા-(૧) ગુન્હાની માફી બક્ષવી તે, (૨) પૃથ્વી. શેષ ક્ષમા[પૃથ્વી] ધારણ કરે છે; તેમ રાજા પણ ક્ષમાધારી એટલે ક્ષમાશીલ છે.

પૃષ્ઠ ૩૫

૧–૧૧ ચલાવ્યુ–ચળાવ્યો, ચલિત કર્યો. ધંધોલઉ–હલાવ્યો. સંસ્કૃત हल् ધાતુ ઉપરથી થયેલા. પ્રાકૃત ધોલ્લ મૂળમાં ध ઉમેરાયો છે, તે જ ક્ષેપક ક્ષ રૂપે સંસ્કૃત घू ધાતુમાં ઉમેરાઈ આદ્યક્ષર દ્વિર્ભાવ પામી માત્રામર્યાદા જાળવવા દીર્ઘ સ્વરને બદલે અં ને ઓ મૂકાઈ જૂની ગૂજરાતીમાં ધંધોલ મૂળ નીપજ્યૂં છે. હાલ ભળતા સ્થાનમાં પલટાવાથી ઢંઢોળ બોલાય છે. દ્વિર્ભાવ અતિશય [intensity] બતાવવાને અર્થે છે; સરખાવો છંછેડ, ખંખેર, ભંભેર, ખંખોળા, વગેરે. સં. घूના પ્રાકૃત અકર્તરિ [passive] घुव्व મૂળ ઉપરથી ढुम નીપજી દ્વિર્ભાવથી એ જ રીતે टण्टल, ढुण्ढुल्ल તથા टण्डोल्ल મૂળોનૂં જૂથ ઊભૂં થયૂ છે. પ્રાક્રમ–પરાક્રમ વડે, પ્રચંડ બળથી. ચુહુ [પ્રા. चउ, સં. चतुर्],–સ્વરસંક્રમ અને હકારપ્રક્ષેપથી થયેલૂં રૂપ. એના અનુકરણથી થયેલાં ત્રુહુ અને ત્રુહ રૂપ જૂની ગૂજરાતીમા મળી આવે છે; જુઓ પૃષ્ઠ ૩૪, પંક્તિ ૧૭. સવિ વર્ણ ધર્માચરણ–સર્વે વર્ણના ધર્માચરણ વડે, સર્વ વર્ણ ધર્મમાર્ગે જવાથી. કુબેરનગરી–અલકાપુરી. અંત–સૂધી. આદર્શ હાથપ્રતમા ઉત્તરે બદરિકાશ્રમ અને અલકાપુરી જોડે મંદરાચલને મૂક્યો છે. कादम्बरीમાં તેનો પશ્ચિમના સીમાડે નિર્દેશ છે; ઉત્તરની હદ તો ગંધમાદન પર્વતથી બાંધી છે. આ કારણથી આદર્શ હાથપ્રતના મંદરાચલને ઠેકાણે ગંધમાદન પાઠ કલ્પ્યો છે. દ્રામ [સં. द्रम्म પ્રા. दव्व, અપ. द्रव्व]–નાણૂં. આની વ્યુત્પત્તિ ગ્રીક drachma ઉપરથી કરવી કે દ્રવિગના સગોત્ર द्रव्य ઉપરથી, તે સવાલ છે. દોકડો ડુકાની શબ્દ એ મૂળ ઉપરથી કદાચ બન્યા હોય. ઇંદ્રને કર ભરતો કહી અનાવૃષ્ટિનો તેમ જ અતિવૃષ્ટિનો અભાવ સૂચવ્યો છે. ગુણિયન [સં. गुणिजन]–ગુણ ગાનાર પુરુષો, ભાટચારણ. જયદેવ 'ગુણગાન' ના અર્થમા गुणन વાપરે છે; જુઓ ગી. ગો. । ૭ । इह रसमगने कृतहरिगुणने ।. માથે પુષ્પમાળા ધારણ કરવાનો શોખ પહેલાં કેટલો બધો હતો, તેનો ખ્યાલ अमरकोषમાં ગણાવેલા गर्भक, प्रभ्रटक, ललामक અને बेटारक પ્રકાર જોયાથી આવશે. આહા વહિ–આશા માથે ચડાવે છે.

૧૨–૧૫ પરિસંખ્યા અલંકાર વડે પ્રજાની સુખી અવસ્થા વર્ણવે છે. વિપક્ષતા–(૧) પાંખરહિતપણૂં; (૨) દુશ્મનાવટ. પ્રથમ પર્વતોને પાંખો હતી. તે વતી એ ઊડતા. તે દરમ્યાન મોટી શિલાઓ નગરી પડવાથી પૃથ્વી ઉપર કચ્ચરઘાણ વળતો. આ મહા કષ્ટમાંની બચાવવાને ઇંદ્રે વજ્ર વડે પર્વતોની પાંખો કાપી નાંખી. એ રીતે એ પાંખરહિત થયા અને અચલ બન્યા. પરપણૂ–(૧) પૂંઠે ઊમેરાવાપણૂં, (૨) પરાયાપણૂં, જુદાગીરી. પ્રત્યય મૂળની

આવી ઊમેરાય છે, તેથી જ તે પ્રત્યય કહેવાય છે. સાંહામૂં [પ્રા. संमुह, सं. संमुख ]-(૧) મ્હોં જોવાને માટે સન્મુખ; (૨) લડવાને માટે સન્મુખ. જલદ-મેઘ. ચાપ-(૧) ઈંદ્રધનુષ; (૨) કામઠું. ઉચ્ચતા-(૧) ઊંચે આરોપાવાપણું; (૨) મોટાઇ, ગર્વ. નમ્રતા-(૧) નમવાપણું; (૨) પોચાપણું. કોદંડ-ધનુષની કામઠી. શિલીમુખક્ષત-(૧) ભમરાઓ વડે વીંધાવાપણું; (૨) તીરના ઘા. વંશ-વાંસ. વૃદ્ધભાવ-ઘડપણ. દંડ-(૧) લાકડી; (૨) નાણાંના આકારમાં સજા. નિગ્રહ-(૧) વશ કરવી તે, કબજે રાખવી તે; (૨) શિક્ષા કરવી તે, શાસન કરવું તે. બંધ- (૧) દોરે પરોવવાં તે; (૨) બંધન, બેડી; સરખાવો ઉદ્ધૃત રામાયણ ૧, ૨, ૧૪, બંધ નામ તે કુસુમિ નિ કેશિ. એણી પિરિ રા રાજ્ય ઇ.-એ રીતે તે રાજા રાજ્યવહીવટમાં ધર્મનો સંબંધ સાચવે છે, ધર્મરાજ્ય વર્તાવે છે.

૨૦-૨૪ કલા બુદ્ધિ વિચાર-તેણે બુદ્ધિથી કલાનો વિચાર પણ કર્યો હતો, તે સર્વ કલા જાણતો હતો. આવિ-જાણે છે; ગત્યર્થ અને જ્ઞાનાર્થ આવ મૂળ સં. आ+गम् ઉપરથી ઊતરી આવેલું છે. જ્ઞાનાર્થ આવ મૂળ અત્યારે વપરાટમાં નથી. જુઓ ગત્યર્થ આગ અને જ્ઞાનાર્થ આગમ, ગમ. મરાઠી आवडणें 'રોચવું'ના અર્થે છે, તે આ જ કુટુંબનો બોલ છે. વિમુખ સઘલા ભોગ-સૌ મોજશોખના સામું જોતો ન હતો. ઇષ્ટ-વ્હાલો.

## પૃષ્ટ ૩૬

૧-૬ વૃષપર્વા-અસુરોનો રાજા; જુઓ પૌરાણિક કથાકોષ. શ્યનિ બ્રાહ્મણ તે અતિ સૌમ્ય-તે બહુ સારો બ્રાહ્મણમંત્રી તે રાજાને મળી આવ્યો હતો. ધર થકી-આરંભમાં, ગાદીએ બેસતાં જ. સં. धुर्. સરખાવો ધરમૂળ, માંડો પંડયા ધરથી, ધર ઘડી ને ધર દહાડો, ધરાળ. આપિ-જાતે, પંડે; જુઓ પૃષ્ઠ ૨૨ પંક્તિ ૧૮, 'આપ' ઉપરની સમજૂતી.

૬-૧૭ ક્રીડાનું આ ઉન્માદક વર્ણન ભાલણે પોતાના તરફનું ઊમેર્યું છે. રાણી બહુ-બહુ રાણીઓ સાથે. સાહચર્યાર્થે પ્રત્યય લુપ્ત છે. વ્રીડા-લાજ, શરમ. અપ્સરાનિ અગમ્ય-વિલાસપરાયણ અને કામદેવની માનીતી જે અપ્સરાઓ, તેમને પણ જેનાં સ્વપ્ન નથી આવતાં એવી. તાડિ-મારે છે. પાશિ પાડિ-ભુજપાશમાં પૂરે છે. રમાડિ જે...રંગ-જે રાણીઓ મનમાં પ્રીતિ આણીને કામશાસ્ત્રની પ્રક્રિયા પ્રમાણે [કોકરીતિ] રાજાને રંગ રમાડે છે ને કામની રંગભૂમિ [કામ રંગ] માં વિજય મેળવે છે. કુક્કોક પંડિતે રતિરહસ્ય નામે કામશાસ્ત્રનો ગ્રંથ રચ્યો છે. એ પંડિત સામાન્ય રીતે 'કોક' કિંવા 'કોકદેવ'-

ના નામે પ્રસિદ્ધ છે, અને એને લીધે કામશાસ્ત્ર તે કોકશાસ્ત્ર કહેવાય છે. કટાક્ષ નિરખિ રાય હરખિ–રાજા પણ હરખભેર તિરછી આંખે જુએ છે, કટાક્ષ મારે છે. કસણ–કચુકીના બંધ, કસ. ઉરજ [સ. उरस् છાતી, जन् જનમવૂ]–સ્તન. નાગિ,–સંબંધાર્થ પ્રત્યય લુપ્ત અધર [अधरोष्ठनूं खंडित રૂપ]–નીચલો ઓઠ. સરસ શું સીનકાર નયન મીંચિ–રસમય સીતકાર સાથે તે આંખ મીંચે છે; સીસકારી કરત. કરતા તો ક્રીડાસુખથી તેની આંખ ઢળી જાય છે. અમી મીંચિ ઇ.–કામ પોખાય છે તે [સિદ્ધિ] પણ ક્રીડાસુખનું અમ્રત સીંચાયાથી સ્ત્રીથી લહેવાતૂ નથી [જાણીઇ નહિ]; અર્થાત્ તે સ્ત્રી સુખના આનંદમાં એવી મગ્ન બને છે કે કામ પોખાયો પણ લહેતી નથી. સુખ જાણિ ઇ.–રાકને જાણે ગ્રિદ્ધિ મળી હોય તેમ તે સુખ અનુભવે છે અને હર્ષ [ મોદ ] પામે છે. હિય લાગિ બંધિ જાણી બેલિ–બેનૂં જાણે એક જોડકૂ [ બેલિ ] જ હોય તેમ ક્રીડાના બંધમા તેઓના હ્રદય સજ્જડ જડાઈ જાય છે.

૧૯–૨૩ નયનમા ઉત્પલની, ભુજલતામા ચંપકમાળાની અને સોનાના આભરણની પ્રભા[ છટા ]મા કેમરની રજની સભાવના કરી છે. કામિની કુચનૂ ઇ.–થાકથી થયેલા પરસેવાએ મિશ્ર બની સ્તન ઉપરનૂ કેસર [કુંકુમ] રેલાઈ આસપાસ લાગ્યાથી [લાગિ] સ્ત્રી ઊલટી [તા] અધિક ખૂબસુરત લાગે છે.

પૃષ્ઠ ૩૭

૧–૭ રતિ વસંત–વસત ઋતુમા. ચૂડાલી–સૌભાગ્યવતી. કરિ પ્રાજિ–પરાજય કરે છે, હરાવે છે. દીર્ધિકા–વાવ, કુડ ગતવ્રીડા–લાજ જેની જતી રહી છે એવો, જેણે લાજ ત્યાગ કરી છે એવો. સસ્કૃત અકારાત પુલ્લિંગ નામની પ્રથમાના એકવચનનો અંત્ય ગુરુસ્વર अ સ્વરસંક્રમના ઘોરી નિયમે બદલાઈ ને માગધી પ્રાકૃતમાં ए અને મહારાષ્ટ્રીશૌરસેની પ્રાકૃતમા ओ થયો. શિષ્ટ પ્રાકૃતનૂં આ ઓકારાત રૂપ ટકાવી રાખવા ઉપરાંત અપભ્રંશે એ જ ઘોરી નિયમે નવૂ ઉકારાત રૂપ ઊપજાવ્યૂં*. જૂની ગૂજરાતીમા ઢોલો, ઢોલ્લ બને રૂપો અપભ્રંશમાથી ઊતરી આવ્યા. 'ગતવ્રીડા' એ આ બીજા પ્રકારનૂં રૂપ છે. અર્વાચીન ગૂજરાતીમા એ રૂપ માત્ર આકના પાડામા ટકી રહ્યૂ છે, ઉદા. તેર એકૂ તેરા, ચોવીસ એકૂ ચોવીમા ઇ. કર્તાનો અધિકાર ઓકારાત રૂપને

* આ બીજૂ રૂપ હેમાચાર્યે स्यादौ दीर्घह्रस्वौ। हे. व्या. । ८।४।३३० એ સૂત્રથી સાધે છે.

માટે રહેવા દેઈ ભાષાએ આકારાંત રૂપ કર્તા સિવાયના અધિકારના પ્રત્યયો લગાડવાના અંગ તરીકે ઉપયોગમાં લીધું ઉદા ઘોડાથી, ઘોડાને, ઘોડામાં ઇ હિંદીમાં આકારાંત રૂપ કર્તાના અધિકારનું પ્રધાનપણું પામ્યું અને એકારાંત રૂપ બીજા અધિકારના પ્રત્યયો લગાડવા માટેનું ગૌણ સાધન બન્યું ધોયા-ધોવાયા હોવાથી ચિન-કુંકુમથી કપાળે ગાલે અને છાતીએ કાઢેલા તિલક, પત્રાવલી વગેરે અગણિત-ગળતાં કજ્જલ-કાજળને લીધે કરણાર્થ પ્રત્યય લુપ્ત મગ્મી-વાવ[ દીર્ઘિકા ]નો ન્હાવાની મઝાની તળાવડી જેવો ઇ૦ સુભગ-સુંદર લીસિ [પ્રા હ્લાસઇ, સ હ્રસ્યતિ -ઘટ] પામે છે

૯-૨૪ ગતિરૂપ-રૂપે ગતિના જેવી સુંદર પદ્મિનીના પાગ ઇ -જુઓ पादाघातादशोकस्तिलककुरबकौ वीक्षणालिङ्गनाभ्यां स्त्रीणां स्पर्शात् प्रियङ्गुर्विकसति बकुलः सीधुगण्डूषसेकात् । मन्दारो नर्मवाक्यात् पटुमृदुहसनाच्चम्पको वक्त्रवाताच्चूतो गीतान्नमेरुर्विकसति च पुरो नर्तनात् कर्णिकारः ॥ પામી-પાગઆહાર પામી અશોક-(૧) આસોપાલવ (૨) શોક રહિત કુસુમ૦ ઇરી દામ-પોયણાની માળા દામ [સં दामन् નપુ ] અહીં 'માળા' ની જાતિ પામી સ્ત્રીલિંગે પ્રયુક્ત છે ખંડિતા-પ્રણય ખંડિત થયાથી ક્રોધે ભરાયની ખંડિતપ્રણયાનો ખેદપ્રયોગ કામિની નારી દુર્ગતિ-સ્ત્રી પોતાના મોંમાનો દારૂ તેને પાય છે, સરખાવો છાંટાપાણી સીધુગંધિ-દારૂના વાસથી વારુણી શુભવાન દારૂના નિશાથી જેનું રૂપ સુંદર બન્યું છે એવો બાઝી ગોતિ-ગોનડીએ વળગી મપતિ-મળવા ઠરાવી રાખેલે ઠેકાણે ગજગામિની-હાથીના જેવી ચાલવાળી સ્ત્રી

પૃષ્ઠ ૩૮

૧-૧૬ કુરવક-રાતો કાંટાસળિયો એને ફૂલ ન આવતાં હોય, તો પૂર્વે ઉતારેલા શ્લોકમાની કવિપ્રસિદ્ધિ પ્રમાણે સ્ત્રીએ આલિંગન દીધાથી એ ફૂલે છે, એમ કહેવાય છે મોદવિકાસ આનંદ પ્રગટવો તે તિલક સારિ-ત્રણ રંગ સુંદર તિલક ચિતરે છે અધિતુ-ઊંચો, મોટો કાયયોગિ-ગજધારી કામ પ્રસંગે કિહવારિ, કિહારિ, કિહનારિકિ, કિહારિકિ કિવારિ, કિવારિકિ-અર્વાચીન 'ક્યારે, ક્યારેક' ના પૂર્વરૂપ એ અનિશ્ચિતાર્થ 'કહિ' અને 'વાર' શબ્દના બનેલા છે ને તેમાં સ્ટનાકને છેડે કકાર જોવામાં આવે છે, તે સ્વાર્થ પ્રત્યય છે

૧૭-૨૫ રાયનાથી અધિક-રાજા કરતાં વધારે જતનથી પ્રમાદ-મહેરબાની, કૃપા સેના વાધિ દ્રવ્યસાધિ-સેના સાથે તે રાજ્યમાં ફરતો રહે છે [વાધિ,] ખંડણી ઊઘરાવે છે અને ચોર લૂંટારૂ બહારવટિયા વગેરે દુષ્ટનો લોકને ઉપદ્રવ થવા દેતો નથી. ઘટા-ગજદળના હાથીનો હાર ટંકારિ-યોધ

ડિયાંના ઘોરથી; સરખાવો ટકોરખાનૂં, ટકાર. જોગ-સંજોગ, પ્રસંગ. જોગ જાચિ-નૃત્તના પ્રસંગમાં બક્ષીસ માગે છે. અધિકરણાર્થે પ્રત્યય લુપ્ત છે. રાચિ સાચિ દાનિ–રાજાએ આપેલી બક્ષીસથી નટી ખરેખર [સાચિ] ખૂશખૂશ થાય છે.

પૃષ્ઠ ૩૯

૧–૩ મનિ કાચિ શત્રુ૦–ખૂશખૂશ થયેલી નટી આનંદ ભેર તારા પીડનો મજરો ભરે છે; તેથી તેના દુશ્મનો જે રાજસભામાં મંચના આસને બેઠા હતા તે દુઃખથી દુભાઈ [કાચિ] મનમાં બળે છે. આ ભાલણે કરેલો ઊમેરો છે. યમકના લોભમાં અર્થ કિલષ્ટ બન્યો છે. કાચિ [સં. कृच्छ्र ન. દુઃખ; કષ્ટ]–માનસિક કષ્ટથી. સરખાવો પ્રા. कच्चन्त (પીડિત), ગૂ. કચવાવું, કચવાટ. પાચિ [અપ. पाचहि, પ્રા. पच्चन्ति, સ. पच्यन्ते] રંધાઈ જાય છે, બળે છે. માંચિ [સં. मञ्च]–બંડિયા રાજાની બેઠકના આસને. માન–નટીએ ભરેલો મજરો. રંગ રૂડિ કનક ઇ.–બક્ષીશથી વધારે ઉત્સાહમાં આવી અદ્‌ભુત નાચ નાચતી નટીનૂં વર્ણન જારી છે. 'શરીરના રૂડા વાનથી અને સોનાની બાંહ્યથી શોભતી નટી અદ્ધર થેઇકાર કરે છે તે વખતે જાણે સ્વર્ગની અપ્સરા હોય તેવી જણાય છે. તે હાથથી અનેક અભિનય કરે છે, પગથી તાલ આપે છે અને નૃત્તબંધને અંતે કમળ જેવી ડોક [કંધરા] તરફ હાથ કરી ઊભી રહે છે.' ઊરધ [સં. ऊर्ध्व]–અદ્ધર. ઊરધ ઊડિ-ક્ષણુ ભર અદ્ધર રહે છે, અદ્ધર થઈ જાય છે.

૪–૧૫ ખાંતિ–ઇચ્છા, અપૂર્ણ મનોરથ. પુષ્પ–(૧) ઓપટી, આર્તવ; (૨) ફૂલ. શરના વનને ફૂલ બેસે છે પણ ફળ લાગતાં નથી; તેમ રાણીને ઓપટી આવે છે પરંતુ ઓધાન રહેતૂં નથી, અંતેઉરિ [સં. अन्तःपुर]–રાણી; જુઓ ઉદ્ધવકૃત રામાયણ, સુંદરકાંડ, ૨૧,૨, પ્રધાન સઘળાનાં ઘર બાળ્યાં, કુંવરનાં જે ધામ; અંતેઉરીના અવાસ બાળ્યા અનુપમ અભિરામ. રણવાસના અર્થના अन्तःपुर બોલનો આશ્રયાશ્રયી સંબંધથી થયેલો લક્ષ્યાર્થ. અતિક્રમિ–વીતે છે, જાય છે.

૧૬–૨૫ હર–મહાદેવ. ચંદ્રરેખા–ચંદ્રની કળા. પ્રભા–કાંતિ. મધુસૂદન–મધુ દૈત્યને મારનાર વિષ્ણુ ભગવાન. ઉરસ્થલ–છાતી. પુષ્પરિદ્ધિ–ફૂલની સમૃદ્ધિ. હંસતતિ–ઊડતા હંસની હાર. નભઅંત–આકાશનો એક ભાગ. શૃંગાર રૂપિ–શણગારને ઠેકાણે, શણગારરૂપ. શોક કેરી પિરિ–શોકના ડોળમાં, શોકાતુર અવસ્થામાં.

પૃષ્ઠ ૪૦

૧-૬ આશ્વાસન-આસનાવાસના સાત્વન. લોલ-ચચળ, ઝડપથી વહેતી.

૧૨-૨૪ કરતલ-હાથેળી શચી-ઇદ્રાણી જમ શચી પ્રગતિ ઇંદ્ર-આ ઉપમાવાક્ય ભાવણે પ્રાસ મેળવવા જ ઊમેર્યું છે ઉપમામા ખાસ વૈચિત્ર્ય કંઇ નથી શા ભણી-શાને લીધે, શા માટે. બાલરવિ ઊગતો સૂર્ય અંસ પુ. [ સં अवतंस, પ્રા. अवअंस ]-શણગાર ઉપસર્ગનો લોપ થયો છે. પગને ગતા કમળ સાથે અને નેપુરને અવ્યક્ત નાદ કરતા હંસ સાથે સરખાવેલ છે. મૂક-શબ્દ રહિત મૂગો. કટિદેશ-કેડનો ભાગ દુ ખ દિ ઠિ ઇ-જાણે મૌન ધારણ કરતો હોય તેવો લાગતો તમારો આ કટિપ્રદેશ મને ખરે જ દુ ખ ઊપજાવે છે. કૃષ્ણાગરની પત્રલેખા-કાળા અગરના લાકડાના રસની સુદર ચર્ચા. પયોધરભાગ-સ્તનમડળ ઉપર નિવેશ [સ अभिनिवेश]-ખરેજ.

પૃષ્ઠ ૪૧

૧-૧૩ હરિણલાઞ્છન-ચદ્રમા ચદ્રની અદરનો ડાઘ હરણના જેવો જણાય છે, તેથી તેને મૃગાક, હરિણલાઞ્છન વગેરે નામ આપે છે. અલૂણી-વસ્તી લવણ એટલે મીઠા વગરનો પદાર્થ ફીકો નીરસ લાગે છે. લવણમા રહેલા એ રમતત્ત્વને અવલબીને ગૂજરાતીમા સલૂણ્, અલૂણું [ પ્રા लावण, સ लावण्य ] એ શબ્દો ઘડાયા છે મુકુટ-જટામડળ, જટાજૂટ અહીં ડોકને શકરની જટાની ચદ્રરેખા સાથે અને હારને ગગા સાથે સરખાવ્યા છે જુએ મૂળ केन कारणेन तवीय हरमुकुटचन्द्रलेखेव गङ्गास्रोतसा न विभूषिता हारेण वरोरु शिरोधरा । આલિ-પ્રકાર. અપ્રિય-અણગમતૂ બૂપ[ઇ] સખી પૂછી,-જૂની અકર્તરિ [ passive ] રચના, જુએ પૃષ્ઠ ૨૭ પક્તિ, ૧૨ ઉપરની સમજૂતી.

૧૪-૧૬ જી-માનાર્થ ઉદ્ગાર, જુએ 'જી મહારાજ, જી આવ્યો' વગેરે એ સ जीव [ જીવતો રહે ] ઉપરથી થયો છે સસ્કૃતમા जय અને जीव શબ્દના સબધમા આશીર્વચનરૂપે વપરાય છે. પચતન્ત્રમા માનાર્થ ઉદ્ગાર તરીકે પણ જીવનો પ્રયોગ મળી આવે છે, ઉદા. जीवेति प्रब्रुवन् प्रोक्त कृत्य कृत्यविचक्षण । करोति निर्विकल्प य स भवेद् राजवल्लभ ॥ ગૂજરાતીમા 'જી' માનાર્થ પ્રત્યય તરીકે પણ વપરાતો થયો છે સરખાવો મરાઠી जी. દૂહવિ-દુ ખ ઊપજાવે. વિપરીત-વસમી, માઠી

૧૭-૨૫ સુખ-ગર્ભાધાન સુખ નીતિ-નિત્ય, સરખાવો રાજિ [ પૃષ્ઠ ૩, પક્તિ ૨૪], અન્યોઅનિ [પૃષ્ઠ ૯, પક્તિ ૭] શુભ્ર-શોભિતૂ, સુદર વસન [ સ वसन ]-વસ્ત્ર

## પૃષ્ઠ ૪૨

૧–૮ અપુત્રિણીના ઓરિયાનું સુંદર વર્ણન છે. પયપાન કરાવતાં–ધવરાવતાં, નેસાલીથી ભણી ઇ.–કથાનાં પાત્ર અને દેશકાલ વીસારી અહીં પણ ભાલણ પોતાના જમાનાની અને પોતાની જ હકીકત દાખલ કરે છે: જુઓ પૃષ્ઠ ૧૧, પંક્તિ ૧૧ 'વૃહદલ' ઉપરની સમજૂતી. ધરિ–વળગે, બાઝે. ઊરિઉ–ઓરિયો, ઓરતો, લ્હાવો. નેસાલી–સં. नयशाला. સ્ત્રીપ્રત્યય ઈ વધારા પડતો છે. સરખાવો વિનયમંદિર. કેટલાક વિદ્વાન लेखशाला ઉપરથી એ શબ્દને ઊપજાવે છે. પરંતુ નય, વિનય કિંવા કેળવણીનો માત્ર લેખનમાં સમાસ થઈ જતો નથી. વળી મહાપ્રાણનો સમૂળગો નાશ વિરલ છે.

૯–૧૮ તહાં કિહિતાં૦–આદર્શ હાથપ્રતમાં 'પુરાણ કિહિતાં સાંભલ્યૂં ભારત માંહિ આક્ષાંન' એવો પાઠ છે. તે ક્લિષ્ટ હોવાથી મેં સ્હેજ ફેરફાર કર્યો છે. પુરાણઆખ્યાનિ–આદિપર્વના शकुन्तलोपाख्यानमां. શુભ લોક ગતિ૦–જુઓ મૂળ, अपुत्राणां न सन्ति लोकाः शुभाः । पुन्नाम्नो नरकात् त्रायत इति पुत्रः ।. આ મહાભારતમાંથી અવતરણ નથી, પણ આદિપર્વના અધ્યાય ૭૪ ના શ્લોક ૩૭ નો તાંબુલવાહિનીના મુખનો વધઘટવાળો સાર છે. એ શ્લોક નીચે પ્રમાણે છે:–पुन्नाम्नो नरकाद् यस्मात् पितरं त्रायते सुतः। तस्मात् पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा ।।. ન કરિ આહાર પડી પાગિ પરિજનિ કહ્યાં–પરિજને પગે પડી કહ્યા છતાં તેઓ ભોજન કરતાં નથી. અધિકારી કહ્યાં રૂપના સંબંધમાં જુઓ ૨૩,૧૨૧,૨૭,૯૧,૫૫,૧૫૧,૧૬૫,૨૫૧, તથા તે ઉપરની ટિપ્પણી. પુત્ર સંતાન–પુત્ર પ્રજા. ઇહ લોક–આ લોકમાં. અમુત્ર–પેલા લોકમાં, પરલોકમાં. આંસૂ–આંસુ સાથે. સાહચર્યાર્થે ઇકાર લુપ્ત. રડ્યાં કરિ રુદન–રડ્યાં રડ્યાં રડે છે, રડ્યા કરે છે.

૧૯–૨૪ મર્મ-ગુહ્ય વિધિ. કીજઇ શું મર્મ–શો ગુહ્ય ઉપાય કરાય, શું ગુહ્ય વિધાન કરવું ? સંસ્કૃત ધાતુ कृ ઉપરથી हे. व्या । ૮ાર્।૨૫૨ પ્રમાણે ज्ज ભવ્યાર્થ પ્રાકૃતમાં किज्ज મૂળ થયું, તે અપભ્રંશમાં થઈને ગૂજરાતીમાં 'કીજ' રૂપે ઊતરી આવ્યું. તેનું અકર્તરિ [passive] વર્તમાન ત્રીજા પુરુષ એકવચનનું રૂપ તે કીજઇ. આ ज्ज કેવળ પ્રાકૃત ज्जन्त રૂપ છે. બીજા વર્ગના ધાતુના સાર્વધાતુક વિષયે પરસ્મૈપદ રૂપમાં ते આવે છે, તે ઉપરથી દ્વીકરણ અને વર્ણવિકારથી ज्ज થયેલ છે. [illegible] પર્યાયશબ્દ: સરખાવો હિંદી बलजोरी. निरं्ध्र जरे.

પૃષ્ઠ ૪૩

૧-૮ પામીઇ-પમાય, સધાય, સિદ્ધ થાય. જૂનું અકર્તરિ [passive] વર્તમાન ત્રીજા પુરુષ એકવચનનું રૂપ; જુઓ પૃષ્ઠ ૨૦ પંક્તિ ૧૬, 'જાણીઇ' ઉપરની સમજૂતી. મનવાંછિત-મનથી ઇચ્છેલું, મનમાં ઝંખેલું. ચંડકૌશિક પ્રભાવિ ઇ. મગધદેશના બૃહદ્રથ રાજાને કંઇ સંતાન ન હતું. તેથી તે રાજપાટ છોડી વનમાં ગયો. ત્યાં તેણે આંબાના ઝાડ હેઠળ ચંડકૌશિક નામે મુનિને જોયા. તેમને તેણે અનેક રત્નો ભેટ ધરાવ્યાં. મુનિએ પ્રસન્ન થઈ રાજાને અભિમંત્રિત આમ્રફળ આપ્યું. તે લેઈ રાજા ગિરિવ્રજ પાછો આવ્યો. એને બે રાણીઓ હતી, તે બે બહેનોએ અર્ધું અર્ધું ફળ વ્હેંચી લીધું. તેને લીધે તેમને ગર્ભનું અકેકું અધિયું સાંપડયું. એ અધિયાં ચીનરી ખાઈ ધાવે બહાર ફેંકી દીધાં. તે લેઇ જવાં સહેલાં પડે એટલા માટે જરા નામની રાક્ષસીએ સરખાઇમાં ગોઠવ્યાં. તે જ ક્ષણે જોડાઈ તેનું એક શરીર બની ગયું. જરાને મુક્કો મેલી બાળકશરીર મોટેથી ઉઆં ઉઆં કરવા લાગ્યું, એટલે અંતઃપુરમાંથી રાજારાણી ને દાસદાસી દોડી આવ્યાં. રાક્ષસી રાજાની ગૃહદેવી હતી, તેણે જોયું કે આ તો બૃહદ્રથનો પુત્ર છે. તે ઉપરથી તેણે તે રાજાને સ્વાધીન કર્યો. જરાએ સાંધ્યાથી તે જરાસંધ કહેવાયો. [ જુઓ મ. भा. । सभा.।૧૭-૧૮ । ]. કંસ એનો જમાઇ થાય. તેને કૃષ્ણ ભગવાને મારી નાંખ્યો, ત્યારે તેનું વેર લેવા જરાસંધે મથુરા ઉપર ચડાઇ કરી. પરંતુ શૂરા જાદવોએ તેને હરાવી મારી કાઢયો. તે છતાં એ તે ફરીફરીને ચડી આવ્યો. છેવટની ચડાઇમાં જરાસંધ જીત્યો અને કૃષ્ણ તથા બળરામ મથુરા છોડી નાઠા. ઋષ્યશૃંગનિ પ્રસાદિ ઇ.-જુઓ रामा. । बाल. । ૧૫-૧૬ ।. તપોધન-તપ એ જેનું ધન છે એવા ઋષિઓ.

૯-૨૪ ઇ.-અપુત્રના અભિલાપનું રમણીય વર્ણન છે. પાંડર [ સં. पाण्डुर ]-ધોળું, ફીકું. પૂર્ણિમાની રાતિ જાણી-ભાસણે બાણની ઉત્પ્રેક્ષાનો ભાવ અહીં બરાબર ઊતાર્યો નથી; જુઓ મૂળ, आसन्नपूर्णचन्द्रोदयामिव पौर्णमासीनिशाम् ।. સુખ તણૂં સદ્મ-સુખનું ઘર [सद्म], સુખનું ધામ. મંદિરિ આણિ-આ મહેલમાં. સજ્જન-સત્પાત્ર. સજ્જન પાઠ લેઇયે, તો સ્વજન એટલે પોતાનાં માણસો, સગાંસંબંધી ઓળખીતાંપાળખીતાં આશ્રિત વગેરે, એવો અર્થ થાયઃ અને તે અર્થ અહીં વધારે સારી રીતે બંધ બેસે છે. પિહિરાવીજિ-પહેરાવાય, પોશાક અપાય; અર્થાત્ આપણે તેમને પોશાક આપિયે. ઇજ઼ પ્રત્યયથી થયેલું જૂનું અકર્તરિ [passive] રૂપ; જુઓ પૃષ્ઠ ૨૦ પંક્તિ

૧૬, 'જાણીઇ' ઉપરની સમજૂતી. હલદ્રપીલાં–કુંવરને શરીરે ચોળેલી હળદરથી પીળાં બનેલાં. કહીઇ [ વૈદિક સં. कर्हि ]–ક્યારે. એમાં અંત્ય ઇકાર વધારો પડતો છે. 'ક્યારે પણ, કદી પણ' એ અર્થના 'કહીઇ' બોલમાં અંત્ય ઇકાર સં. अपि નો પ્રાકૃત પ્રતિનિધિ હોઈ અંગભૂત છે કેમકે એ સં. कर्हि અને अपि ઉપરથી ઊતરી આવેલો છે. રીખતુ [સં. रिङ्ख्]–ભાંખડીએ ચાલતો. ગેલિ [સં. केलि]–આનંદ. ધૂલિધૂસર–ધૂળ વળગ્યાથી મેલો. અજિર–આંગણું. જે–જેના; સંબંધાર્થ પ્રત્યય લુપ્ત. ક્ષુદ્ર–ન્હાની, ઝીણી. કિંકિણી–ઘૂઘરી.

## પૃષ્ઠ ૪૪

૧–૧૪ આલિ ઉલ્લતિ–બળતાની લીલી લુગદીએ. રાણીનો પગ રંગતાં વધેલી લુગદી અહીં અભિપ્રેત છે; જુઓ મૂળ कदा मातृचरणयुगलरागोपयुक्तशेषेण पिण्डालक्तकरसेन ઇ. આલિ [ પ્રા. अल्ल, आल; સં. आर्द्र ] લીલો, ન સુકાયલો, એવા અર્થમાં વપરાયો છે. ચાલુ ગુજરાતીમાં 'આળું' નો અર્થ જરા બદલાયો છે. છાલવાલા–બાળકની રક્ષાને અર્થે જેમાં સર્વૌષધિની છાલનો ભૂકો ભભરાવ્યો છે એવા. છાલ [ પ્રા. छल्ली ] સં. छद् ધાતુ સાથે સંબંધ રાખે છે. છાયા–પડછાયો; સરખાવો ઝાંઈ. ચિત્રામશુક–ચિત્રામણનો પોપટ. તારુણી–સં. तरुणी; સરખાવો આધીન–સં. अधीन, થાન–સં. स्तन, દીનાનાથ–સં. दीननाथ, પડાળ–સં. पटल, સ્ફાટિક–સં. स्फटिक, વારૂ–સં. वरम्, નાટારંગ–સં. नाटयरङ्ग. નુહિ [ 'ન હુઇ' નું ટૂંકું રૂપ ]–ન હોય. તે દુઃખ કીજીઇ ફોક–તેનું દુઃખ કરિયે તે ફોગટ. અહીં સંબંધાર્થ પ્રત્યય લુપ્ત છે. પ્રીછવી–સમજવી.

૧૫–૨૫ આચરણ–કર્મ, વિહિત કર્મ. નહિ અશંન [ સં. अशन ભોજન ]–ઉપવાસ. હોમ ગૂગળ ખીર મધુના ધૂમ કેરૂં પાન–ખીર [ સં. क्षीर ] એટલે દૂધ અને મધુ એટલે મધની હુતદ્રવ્યમાં ગણના થાય છે; અને ગૂગળ ધૂપ તરીકે વપરાય છે. આથી પાઠ ભ્રષ્ટ હોવાનો વ્હેમ રહે છે. ઔચિત્ય અનુસાર નીચે પ્રમાણે કલ્પિત પાઠ સ્વીકારવાની જરૂર છેઃ– ' ખીર મધુના હોમ ગૂગળ ધૂપ કેરૂં પાન.' કચ્છમાં અદ્યાપિ ખીર શબ્દ દૂધના અર્થમાં વપરાય છે. મંત્ર આગમ–ज्ञानार्णव, रुद्रयामल વગેરે તંત્ર કિંવા આગમમાં આપેલા મંત્ર. પંચપલ્લવ–આંબો, વડ, પીપળો, પીપર અને ઊમરડો, એ પાંચ ઝાડનાં પાનડાં. ગોકુલસ્થાનિ–ગાયોના ધણના વાડામાં. લક્ષણવતી–સારાં લક્ષણવાળી. પાત્ર દાનપાત્ર, લાયક. દાનખડિ–હેમાદ્રિકૃત चतुर्वर्गचिन्तामणिના दानखण्डમાં.

**પૃષ્ઠ ૪૫**

૨-૧૧ ચત્વર [સં ચતુર, પ્રા. ચૂ ચૂ; સં. ચત્વર ગૂ. ચાર]-જ્યાં ચાર રસ્તા મળે તે, ચકલું. મજ્જન [ સં મજ્જન ]-સ્નાન. પ્રાસાદ-મંદિર, દેવળ. સિદ્ધસ્થાનક-મહાયોગીઓના યોગપીઠ (ભાનુચંદ્ર). મૂળમા સિદ્ધાયતનાનિ છે. સિદ્ધ તીરથ-પ્રસિદ્ધ સર્વમાન્ય તીર્થ. વિશ્રામ-શ્રદ્ધા. અવગાહિ- આરંભે છે, કરે છે. વાયસ-કાગડા. ગૌપ્યપાત્ર-ચાંદીનું વાસણ. દધિઓદન- દહીં ને ભાત [ સ ओदन ] મગ્ન ચરણમા મગ્ન, એકાગ્ર. પ્રશ્ન પૃચ્છા- દેખીતી પુનરુક્તિ છે. પ્રશ્નનો ગણિતથી અને પૃચ્છાનો સ્વરશાસ્ત્ર કે શાકુનશાસ્ત્રથી નિર્ણય, એવો ભેદ કરિયે, તો તે દૂર થાય. નગ્નક્ષપણક નવસ્ત્રા જૈન સાધુઓ. ભૂર્જપત્રિ-ભોજપત્રમા હિમાલય ઉપર ભૂર્જ નામે ઝાડ થાય છે, તેની અાતર છાલ પત્ર એટલે લખવાના સાધન તરીકે વપરાતી હતી, તેથી તે સં. ભૂર્જપત્ર, જૂ. ગુ. ભૂજપત્ર, ગુ ભોજપત્ર કહેવાય છે. ઓષધિ ઉપચાર-જાદુઈ ગુણની વનસ્પતિના માદળિયાનો ઉપયોગ. અવશ્યકર-વાંઝિયાપણું ટાળનાર.

૧૧-૨૩ નિશાશેષિ-થોડી રાત બાકી રહી ત્યારે, પાછલી રાતે. ચદ્રાપીડ ચદ્રનો અવતાર હતો, તે જણાવવાને કડી ૧૪ મા પૂર્ણચદ્રનો સ્વપ્નને અંગે નિર્દેશ કર્યો છે. પ્રસ્તુત કડી પછી પાદમચદ્રની ટિપ્પણીમા જણાવ્યા મુજબ નીચેની કડી હાથપ્રતમા વધારે આપેલી છે – " શ્વેતવસ્ત્રિ વિપ્ર કો એક કમલ કોમલ રગ સહસ્ર દલનૂં મેહેલિયૂ માનિનીનિ ઉછગ " આ કડી કબૂલ રાખવાથી રાજાને જ પોતાને ત્યા અને પ્રધાનને ત્યા પુત્ર જનમવાનૂં એવૂ સ્વપ્ન આવ્યૂ હતુ એમ માનવૂં પડે છે. પરતુ બાણ તથા પુલિનની कादम्बरीમા તેમ જ અભિનંદના कादम्बरीकथासारમા ચદ્રાપીડના ભાવી જન્મનૂ સ્વપ્ન રાજાને અને વૈશપાયનના ભાવી જન્મનૂ પ્રધાનને આવે છે. તે વિચારતા રાજાના સ્વપ્નમા પ્રધાનને ત્યા પુત્ર જનમવાના નિર્દેશને સ્થાન નથી ચર્ચાસ્પદ કડીને પ્રધાનની ઉક્તિ ગણિયે, તો ગોઠવવાનૂ સ્થાન નથી. તેથી તે તજી દીધી છે થોડા દિન માહિ૰ – આપ હવે થોડા દિવસમા આ દેહે અર્થાત્ આ જ અવતારે પુત્રના સુખ પામશો. સહી [ અ. सहीह् ખરૂં ] – ખરે જ. સહીસલામત બોલમા પણ આરંભે આ જ सहीह् બોલ છે. સહી દસ્કત પોતે એ પ્રયોગનો આરંભનો ભાગ અ. सहीह् અને दस्तख़त ઉપરથી થયેલ વિકૃતિ છે

**પૃષ્ઠ ૪૬**

૧-૩ રાજા ગયુ રણવાસ૰-રાણીને સ્વપ્નની હકીકત કહેવા રાજા

ગણુવાસમા ગયા તે હકીકત સાભળી ગણી આનદ પામ્યા, તેમને તે સ્વપ્નનો વિશ્વાસ આવ્યો 'રણવાસ' પાઠ કલ્પિત છે, આદર્શ હાથપ્રતમા 'અવાય' છે

૪-૧૧ ગૂઢ જેનૂ સ્વરૂપ ન કળાય એવો, દિવ્ય, અલૌકિક બગાઈ -બગામા કામ-કોડ, અભિલાષ ઉરજ [ સં उरस છાતી जन् જનમવૂ ]-સ્તન, થાન મુખ સ્તનની ડીંટીઓ મોદ-આનદ સાથે સાહચર્યનો પ્રત્યય લુપ્ત મૃત્તિકા [ સ मृद् ચોળવૂ ]-શરીરે ચોળવાથી પાપ હરનારી માટી, જુઓ मृत्तिके हर मे पापम् ઇ વચન મૃત્તિકાભક્ષણ ભાલણે પોતાના તરફનૂ ઉમેરેલ છે

૧૨-૨૩ સૈરઘ્રી દાસી સાવધાન-ચકાર નિશામુખ સધ્યાકાળ. દિવસ જોઈ અનુપ-વધામણી ખાવા લાયક, ચોખો, માગલિક દિવસ જોઈ સુગધતેલ ખુશબોદાર તેલ ભુજગપતિ-નાગનો રાજા વાસુકિ મુરારિ-મુર દૈત્યના શત્રુ વિષ્ણુ ભગવાન મુર નરકાસુરનો અનુયાયી હતા જુઓ **પૌરાણિક કથાકોશ** ઝલકાર,-આ શબ્દ ઝગાર, ઝગારા, ઝગઝગ, ઝગમગ અને ચકચક વગેરે સાથે સબધ ધરાવે છે અને તે સ चकास् [ પ્રકાશવૂ ] ઉપરથી થયો છે સાદા ગૂજરાતી શબ્દને સસ્કૃતના જેવૂ રૂપ આપવા અહીં વલણ જોવામા આવે છે સરખાવો चमत्कार, पूत्कार ઇ

પૃષ્ઠ ૪૭

૫-૧૬ કહીઇ [ સ कर्हि+अपि ] જ્યારે પણ, કદી પણ સરખાવો તહીઇ સમીપિ-સમીપમા, પાસે, અવ્યયાર્થ પ્રત્યય મુજ મન જોતા જ્ઞાન-અક્ષ્ય[ જ્ઞાન ]થી મનમા વિચારતા વાક્ય પ્રમાણ-પ્રમાણ વાક્ય સત્ય વચન વૃત્ત સમાચાર પૂછીઇ-પૂછિયે

૧૭-૨૪ ઉહ્લાસિ-હર્ષથી મ ह्रष् ધાતુ ઉપરથી પ્રાકૃતમા ल्हस ધાતુ થયેલો મળી આવે છે उद् ઉપસર્ગ સહિત તે મૂળ ઉપરથી ઉહ્લાસ શબ્દ થયો છે મ स्रस् ઉપરથી પ્રાકૃતમા ल्हस ધાતુ થયો છે તે જુદો, જેના ઉપરથી ગુજરાતીમા લ્હસલ્હસતૂં કે લસલસતૂ, લપસવૂ, લપસણૂ, લાસૂ, લાસરિયૂ, લીસૂ વગેરે શબ્દ ઊપજ્યા છે વળી સ लष् ધાતુ ઉપરથી પ્રા રૂપ થયેલ છે તે પણ ભિન્ન છે એના ઉપરથી તીવ્ર ઇચ્છાના અર્થનો ઉલ્લાસ શબ્દ થયો છે મ लस् ઉપરથી થયેલો उल्लास પ્રકાશના અર્થમા શુદ્ધ સસ્કૃત છે તે ઉલ્લાસ એટલે મહુ હર્ષ અને ઉલ્લાસ એટલે તીવ્ર ઇચ્છા એ બે શબ્દ બદલ ભ્રમથી વપરાય છે પરવરિ-જાય છે परि ઉપસર્ગ સહિત ગત્યર્થ મ ह ધાતુ ઉપરથી લિંગવિધાનથી ગૂજરાતી પરવર મૂળ ઊપજી આવ્યૂ છે સરખાવો મ तृ ગૂ તરવર, મ स्मृ ગૂ સભરવૂ,

મ ચલ્ ગૂ ચગીવગી, સ દ્રુ ગૃ દડવડ, દડમડ, મ ઘૂ ગૂ ડગમગ સરખાવો વળી સં સ્થા ગૂ ટગુમગુ મ ધૂ ગૃ ડગુમગુ, સ ક્ષર્ ગૂ ઝરમર દે વ્યા । ટા૪ ૧૬૭મા ભ્રમણના અર્થમા પરી પર એવા બે પ્રાકૃત ધાતુ આપ્યા છે, તે ગૂ પગ્વરના જૂના પિતરાઇ દે તેમની ઓનાદના ગૂ ફર અને ફરદગ છે એ જ ધાતુ સાથે કા પ્ર ।૧।૨૯નો પ્રયાણના અર્થનો પરગણ બોન મસંધ ધરાવે છે ગિણ્યા–ગણ્યા ગાઢયા સ્વગ્મકમવિધાનથી અકારને સ્થાને ઇકાર થયો છે સરખાવો હિંદી ગિનના નિષ્પા તોરણ–ચાલાના તોરણ કાઢયા છે વિવિધ પ્રકાર,–'વિવિધ'નો યૌગિક અર્થ લેવાથી પુનરુક્તિ થાય છે, કેમકે વિધા અને પ્રકાર પર્યાય છે આથી વિવિધનો 'અનેક' એવો ગૌણ અર્થ કરવો ઊનચ [ સ ઉલ્લોચ ]–ચદરવો માત્રામર્યાદા કિંવા વજન જાળવવા અનુસ્વાર દાખન થયુ છે

પૃષ્ઠ ૪૮

૧–૧૩ પર્યંક–પનગ પોટુ [ મ પ્રૌંડ ]–મોટો નિગતે ઊંઘ આવે માટે નિદ્રાકુંભ, નજર ન લાગે માટે જઠીખળી અને ભૂતપ્રેત દૂર રહે માટે સગ્સવને લોઢનો નિર્દેશ છે નિદ્રા શક્તિનૂ એક રૂપ છે, જુઓ સપ્તશતી તેના આવાહનનૂ સૂચન નિદ્રાકુભના સ્થાપનથી કરેલૂ છે જ્વરાદિક બાધ ન કરે માટે પીપળપાનનો નિર્દેશ છે કુસુભ–કસુમી ગ્ગનૂ આળસ–શરીર ભારે હોવૂ તે, જડતા. ઉદ્યમ–પ્રયત્ન અવનમન–ટેકો કનક તણિ પીઠ–સોનાને બાજઠે હાસ [ પ્રા હસ્સ, સ હર્ષ ]–આનદ

૧૯–૨૫ ભવિ [ સ્ત્રીનિંગ ]–ભમર સ ભ્રૂ સ્ત્રીનિંગ છે, તેમા ચથા [ જુઓ પૃ ૨૪, પ ૨૧ ઉપરની સમજૂતી ] ની પેઠે પુનરુક્ત સ્ત્રીપ્રત્યય ઊમેરાઈ જૂ ગૂ ભવિ શબ્દ થયો છે હાન નપુમકલિંગ પ્રત્યયથી બનેનો ભવૂ બોન વપરાય છે કેતકીના પત્ર ગગ્ખુ–કેવડાના પાન જેવો ફીક, પીળો કારણ તેહનૂ શા ભણી–તેનુ કારણ કઈ તરફનૂ, તેનૂ કારણ કયૂ, તેનૂ કારણ શું? પ્રીછવુ–સમજાવો ચચિ [ સં ચચ્ચૂ ]–ચાચમા

પૃષ્ઠ ૪૯

૧–૯ શ્યામમુખ, શ્યામવદન–જેની દીંટડીઓ કાળી બની છે એવા મધ્ય ત્રિવલી દીસતી–કગીની પાસે પેટ ઉપર ત્રણ પાતળી કરચલીઓ જે વામા આવતી હતી સ્થૂન–મોટૂ ઢાક મળ પ્રા. ढक्क સ સ્થગ્ ઊપરથી થયેલૂ છે ઢૂમ ઢસુડ મૂળ એનાથી ભિન્ન છે, તે પ્રા ઝુમ કે ઘુમ, સં હૃદુ થી ઊતરી આવ્યા છે. ઢાકાઢૂમા ગોળમા ઢાક ને ઢૂમ બને મૂળ દેખા દે છે.

૧૦-૧૫ સાધ્ર પૂગિ-ક્રોડ પોખે છે, દોહદ પૂરે છે. સ- શ્રદ્ધાના ગૌણ અર્થ તીવ્ર અભિલાષ ને દોહદ થાય છે. પ્રેમાનંદકૃત નરસિંહ મહેતાના મામેરામા 'સાદરવાત ન પૂછે કંય' એ પક્તિનો સ્ત્રીલિંગ સાદર શબ્દ જૂ. ગૂ. સાધ્ર બોલ ઉપરથી થયો છે. સરકાર સવળા-ગર્ભાધાન આદિ શાસ્ત્રોક્ત વિધિ. વેગ-વેગાએ. અવ્યયરૂપ, જુઓ પૃષ્ઠ ૩, પક્તિ ૧૬, વસુધા ઉપરની સમજૂતી. ઘડી-એક ઝીણા છિદ્રવાળા કાસાના વાડકાથી ઘડી વરતાય છે તે. છાયા-શકુની છાયા. એ માપીને પણ ઘડીપળ વરતાય છે. દિનમાન-કેટલા પહોર, કેટલી ઘડી ને કેટલી પળવિપળ થઈ છે તે જન્મલગ્ન મૂકવા માટે નક્કી કરવૂ તે.

૧૬-૨૫ ઊજાઇ [ સ. ત્વરયા ]-ઉતાવળથી જાય છે. કુબ્જ-ખૂધા. નીસાણ વાજિ-નોબત ગડગડે છે. વધાવાનિ-વધાવા માટે. સં. वर्धापय ઉપરથી વધાવ મૂળ અને વધાવો વધાઇ, વધામણી વધામણિયો નામો થયા છે. વધાવાનિ એ તાદર્થ્ય ચતુર્થીની કોટિનો જૂનો પ્રયોગ છે. તે પ્રેમાનંદના સમય સુધી ટકી રહી પછી લુપ્ત થયો છે, જુઓ પ્રેમાનદકૃત નળાખ્યાન, ૨૦,૧, સ્વયવરને સાતરી થાવા. વારયોષા [સ.]-ગણિકા. નિધરી-ધરીને, પહેરીને. રગ-આનંદ.

પૃષ્ઠ ૫૦

૧-૬ સૂતિકાભવન-સુવાવડનો ઓરડો. સોહામણૂ-સોહ મૂળ ઉપરથી થયેલા સોહામણૂ વિશેષણમાના આમણૂ પ્રત્યયની ઉત્પત્તિ નીચે મુજબ છે. પ્રેરકરૂપ બનાવવા સંસ્કૃતમા आपय પ્રત્યય છે. તે સસ્કૃતમા અમુક ધાતુને જ લાગે છે, પરતુ પ્રાકૃતમા તે સામાન્ય પ્રેરકપ્રત્યય થઈ પડે છે. તે ઉપરથી ગૂજરાતી પ્રેરકપ્રત્યય આવ ઊતરી આવ્યો છે. એ પ્રેરકપ્રત્યયમા અણૂ પ્રત્યય ભળી આમણૂ પ્રત્યય ઉત્પન્ન થયો છે. અણૂ પ્રત્યય સસ્કૃત अनની વિકૃતિ છે; તે વિશેષણ તેમ જ ક્રિયાવાચક નામ બનાવવામા વપરાય છે. એ કારણથી આમણૂં પ્રત્યય પણ એ રીતે પ્રયુક્ત જોઇયે છિયે. લજામણૂ, પટામણૂં, બ્હીઆમણૂ, સોહામણૂ વિશેષણ તેનાથી થાય છે, તેમ જ મનામણા ફુલામણા નામ પણ તેનાથી થાય છે. મૂળે ધાતુને લગાડાતા આ કૃત્ પ્રત્યયનો અતિદેશ નામ ને લગાડવામા પણ થયો ને કોડામણૂ ગળિયામણૂ વગેરે વિશેષણ એનાથી સાધિત થયા. અહીં આમણૂ તદ્ધિત પ્રત્યય બને છે. ઉચ્છુક [ સ. उत्सुक ]-આતુર. દિવસબળ-તિથિને જ્યોતિષમા કહેલ બળ. લગ્ન-મુહૂર્ત.

૭-૨૪ પૂતળી અને ઢીંગલી શબ્દ મ પુત્રી અને દુહિતૃ [પ્રા ધીઆ] ઉપરથી થયા છે ઢીંગના ઢીંગલીમા સતાનના વ્યવહારનો સમારોપ કરવામા આવે છે, તેને અનુલક્ષીને સતાનવાચક શબ્દનો પ્રયોગ થયો જણાય છે પૂતળી, લતાપ્રતાન-ભાગ્યે પૂતળીઓ ચિતરી હતી અને એક જાતની વનસ્પતિની ડાખળીઓ લટકાવી હતી પ્રતિહારગૃહમા નારીથી પાસે પાસે પૂતળીઓ ચિતરવાનો રિવાજનો આચાર છે, એમ ટીકાકાર ભાનુચદ્ર જણાવે છે बहुपुत्रिका મૂળમા છે તેનો આ પ્રમાણે અર્થ કર્યા ઉપરાત એક જાતની વનસ્પતિ એવો પણ અર્થ તે નોધે છે ભાનુચદ્રનો પાઠ आसक्तबहुपुत्रिकाल्कृतन છે ભાલણે હાથપ્રત B નો आसक्तबहुपुत्रिकाप्रतानन પાઠ સ્વીકારી ઉપર નોધેલા બન્ને અર્થ અનુવાદમા સમાવ્યા છે 'લતાપ્રતાન' શબ્દે કરીને बहुपुत्रिकानी શાખાની ડાખળીઓ એવો અર્થ અભિપ્રેત છે જેને બહુફળી કહે છે તે જ કદાચ बहुपुत्रिका હશે નહિ बहुपुत्रिका શતાવરીને કહે છે, એવુ ભાનુચદ્ર ઉમેરે છે રાણીને બહુ પુત્ર થાય તેના ભાવથી ભાગ્યે એ માગલિક વનસ્પતિની ડાખળીઓ લટકાવી હતી ગર્ભાધાન સસ્કારને અગે ઉંબરની માળાના જેવો આ એક રિવાજ જણાય છે સરસવ સુધી સમારના ઉપકરણ છે વિવાહમા વરને પોખવામા એ વપરાય છે તે જગજાણીતૂ છે. અખડ વ્યાઘ્રચર્મ અને વદનમાળાની ઘટડીઓ મલિન સત્ત્વને દૂર રાખવા માટે છે કર્પાસ કુસુમ-રૂના પોલ મગળ ચિહ્ન તરીકે ગોમયના સાથિયા કરી તેમા મેઢીઓ [ વગટિકા ] ચોઢે છે અને તેને વચ્ચે વચ્ચે કેસૂથી પીળેના રૂના પોલથી શણગારે છે હરિદ્રા-હળદર સુચગ બહુ સુદર સ્વામી કુમાર-કાર્તિકસ્વામી ચિત્ર-ચિત્ર વડે, ચિત્ર દોરીને મગળ-કલ્યાણ અભિરામ-સુદર અનત-દેવના પુષ્ટ-ગાજર અરિષ્ટ-રીમડો ક્ષોદ-ભૂકો નિર્મોક-સાપની કાચળી મેષ-ઘેટો શૃગ-શીંગડુ ત્યા દેવતા ઉપર ધૂમાતા લીમડાના પાનડાનો તથા ઘી સાપની કાચળી ને ભૂકો કરેના ઘેટાના શીંગડાનો અસ્ખલિત [અનુપ] ધૂપ નિરતર બળતો હતો મૂળમા अनवच्छुध्यमाण પાઠ છે, તેથી 'અનતપુષ્પ' ને બદલે મે 'અનવલુષ્ટ' પાઠ કલ્પ્યો છે અરિહત સુગત૦-કોઈ જૈન અરિહત [સ અર્હત્]નૂ ને કોઈ બૌદ્ધ બુદ્ધ[ સુગત ]નૂ નામ જપે છે પક્તિ ૧૯ ભાલણે પોતાના તરફની ઉમેરી છે ધાત્રી-ધાવ, દાઈ ચિકિત્સક-ચિકિત્સા કરી જાણનાર, વૈદ્ય ઝરલુનાઈ સ उज्ज्वल ધાતુ ઉપરથી દ્વિર્ભાવવિધાનથી ઝળહળ મૂળ નીપજ્યુ છે. ઝળમળ તેની સાથે સરખાવ રાખે છે સહસ્રનામ-विष्णुसहस्रनाम સવિ ઠામ-સર્વે ઠેકાણે અગ્નિ પાવક સ્પર્શ કરી-કોઈ મલિન સત્ત્વ ભેળૂ આવ્યૂ હોય તો તે પ્રવેશ કરવા ન પામે, એટલા માટે પવિત્ર

અગ્નિનો સ્પર્શ કરવા કહ્યું છે.

પૃષ્ઠ ૫૨

૧-૬ નવા જન્મેલા કુંવરને ઊગતા સૂર્યની, પાકીને લાલ બનેના બિંબ ફળની, કલ્પવૃક્ષની નવી કૂંપળની, ઉદયાચળને અડેલા [ઉદયાસક્ત] અર્થાત્ તરત ઊગેલા ચંદ્રની, પ્રવાળ[વિદ્રુમ]ની નવી ડાખળીની અને રાતા કમળની સાથે સરખાવે છે. રચના જરા શિથિલ છે. છ એ ઉત્પ્રેક્ષા લેઇયે ઠિયે, તો ઉપમા સંજ્ઞા ખોટી ઠરે છે તથા છેલ્લી ઉત્પ્રેક્ષામા સમાન વાચક પણ ખોટો ઠરે છે પહેલી પાચ ઉત્પ્રેક્ષા અને છેલ્લી ઉપમા લેતા પણ એનો એ ઉપમા શબ્દ વાધા ભરેલો થઈ પડે છે અગ રાતા કમળ સમાન કહેવાય, અગને રાતા કમળની ઉપમા એ અપાય, પરતુ અગ ઉપમા રાતા કમળ સમાન કહેવાય નહિ શરીર સરખામણી(ઉપમા)મા રાતા કમળ જેવૂ હતૂ, એવો અર્થ કરિયે તો ગોટાળો મટે

૭-૧૮ આહ્લાદ-આનદ, હુય ઘન [સ]-ઘણો ઊપનુ [ સ. उत्पन्न પ્રા. उप्पण्णो ]-થયો, પ્રગટ્યો. નિમિષ-આખ મીંચવી તે. હર્ષજલ-આનંદના આસુ મનોરથતરગ-પૂર્ણ થયેલા ઓરિયાના તરગ અહીં પૂર્ણ મનોરથને ભરતીમા ઊછાળા મારતા સમુદ્ર સાથે સરખાવેલ છે, તે જેમ તેના સ્થાનમા માતો નથી, તેમ પૂર્ણ થયેલો ઓરિયો પણ તેના હૃદયમા માતો નથી. કૃતકૃત્ય-જેના સર્વ અર્થ સિદ્ધ થયા છે એવો, કૃતાર્થ વળતુ-પછી હાલ આ વિકારી રૂપને બદલે અવિકારી રૂપ વળતી વપરાય છે ભમિ [સ भ्रू]-ભમર, ભવિ [ જુઓ પૃષ્ઠ ૪૮, પક્તિ ૨૯ ઉપરની સમજૂતી ] નૂ બીજૂ રૂપ. નલવટિ [પ્રા. निल्लाड, સ ललाट]-કપાળ વકારના ઊમેરા બાબત જુઓ પૃ૦ ૨૮, પંક્તિ ૧, હનવટી ઉપરની સમજૂતી લોલ [અવ્યય]-લોલપણાથી વાચાળ બનીને શખ ચક્ર નિ૦-કૂવર જાણે સાક્ષાત વિષ્ણુ ભગવાન હોય, તેમ એના હાથમા શખ અને ચક્ર(ના ચિહ્નની રેખા) છે ગજ, ધ્વજ, રથ૦-અહીં પગના સામુદ્રિક લક્ષણ કહ્યા છે મૂળ સાથે સરખાવીને 'ગજ' ને ઠેકાણે 'ધ્વજ' પાઠ લીધો છે નિદાન [અવ્યય]-નક્કી

૧૯-૨૨ વારતા ઇમ કરિ છિ આનદ અતિ આહ્લાદ,—એ રીતે તેઓ આનદવાર્તા જ્યારે કરે છે અને અત્યત હર્ષ જામે છે. ચિરંજીવી તૂ હ પૃથ્વી-અહીં 'હ' નિશ્ચયાર્થ અવ્યય છે અને 'પૃથ્વી' પછી અધિકરણાર્થ પ્રત્યય લુપ્ત છે હવડા-'હવણા' નૂ બીજૂ રૂપ, સરખાવો આપણે-આપડે, આપણ-આપડુ વગેરે.

પૃષ્ઠ ૫૨

૧-૧૦ કલ્યાણ થ્યૂ તા અતિ ઘણ જાગ્રી વૃષ્ટિ અમ્રત પાત-જાણે અમ્રતની દૃષ્ટિનો પાત થયો હોય, અર્થાત્ જાણે અમ્રતનો વરસાદ વરસ્યો હોય, એમ ત્યા તેને અત્યન્ત સુખ [ કલ્યાણ ] થયૂ આનતિ આવિ ઋદ્ધિ –સુખસમ્પત્તિ [ઋદ્ધિ] આવતા ઘણા અધિક સુખસંપત્તિ આવે છે પ્રીતિ-કૃપા મનાથ-ભાગ્યવાન, સુખી સરખાવો 'નિરાધાર, દીન, લાચાર'ના અર્થમા અનાથ સનાથનો યૌગિક અર્થ ' જેને માથે ધણી છે, જેને ધણીની હૂંફ છે તે, એવો થાય છે વધામણી-સારી ખબર કહ્યા બદલ સરપાવ શુદ્ધા ઉપાદાન લક્ષણા અપ્સરા બહુ ગાય –અહીં ગૌણી સાધ્યવસાના લક્ષણાથી અપ્સરા શબ્દનો સુદરી' અર્થ લક્ષિત છે, પ્રયોજનભૂત અસાધારણ કંઠ માધુર્યનો ધ્વનિ છે વિવાહના ગીતમા રૂપવતી સ્ત્રીના અર્થમા અપછરા શબ્દ સાભળિયે છિયે

૧૧-૨૮ પછીનૂ જાગરણ-બાળક અવતર્યા પછી છટ્ઠે વાસે પછી દેવીની પૂજા કરી જાગરણ કરવૂ, એમ શાસ્ત્રમા કહેલૂ છે અતિક્રમ્યા દશ દિન-દસ વાસા થયા ત્યારે દસ ઊઠણ પછી મુનિજન-બ્રાહ્મણો સ્વપ્ન જેણિ રાય૦-સ્વપ્નમા રાણીના મુખારવિંદમા મે પૂર્ણ ચદ્ર પેસતો દીઠો હતો એવો વિચાર રાજાના મનમા આવ્યો, તેને લીધે તેણે કૂવરનૂ ગમતૂ બધ બેસતૂ [અનુરૂપ] ચદ્રાપીડ એવૂ નામ બુદ્ધિપૂર્વક [અનરિ આણી જ્ઞાન] પાડવૂ જેણિ –જેને લીધે સરખાવો સ યેન, પ્રા જેગ વગેરેનો આવો જ ઉપયોગ 'જેણિ ને જવાબ આપતો 'તેણિ' પક્તિ ૧૫ ના આરભમા અધ્યાહાર છે અન્ન પ્રાશન-બાળકને બોટણ કરાવવાનો સસ્કાર ચૌલકરણ-મૂડણનો સસ્કાર સ ચૂડા, ચૂલ ઉપરથી ચૌલ વિશેષણ થયૂ છે વિદ્યા અર્થિ૦-ભણતરની બાબતમા કૂવરને રમતનૂ નડતર [ વિઘાત ] છે, અર્થાત્ ભણતરમા રમત નડતરરૂપ છે

પૃષ્ઠ ૫૩

૧-૧૨ પ્રાકાર [સ]-કોટ જૂ ગૂ પગાર હિમાચલનિ અનુકરિ ધવલ સુધાધવલ સુધામ-હિમાલય પર્વતની બરાબરી કરતૂ હોય [અનુકરિ] એવૂ તે છોઈ લીધાથી ધોળૂ ધોળૂ દેખાતૂ સુન્દર મકાન લાગતૂ હતુ સુધા-છો નિગમતાર-નિકળવાનૂ બારણૂ ગુરુવૃનિ-ગુરુઓના મડળમા મવિવેક-વિનય સાથે રમકડા મેહેલાવિયા-બાળખેલ છોડાવી દીધા દક્ષિણા પાન-નિશાળગરણાની દક્ષિણા અને રાજસત્કાર, તામૂલ

૧૩-૨૫ આદર-પ્રીતિ, ઊલટ. પદ – પ્રકૃતિ પ્રત્યયના વિચારથી જેમાં પદની સિદ્ધિ બતાવી છે તે, વ્યાકરણ. વાક્ય – વાક્યબોધનો જેમા નિર્ણય કર્યો છે તે, પૂર્વમીમાંસા. પ્રમાણ – પ્રત્યક્ષ આદિ પ્રમાણનૂ સ્વરૂપ જેમા કહ્યૂ છે તે, ન્યાયશાસ્ત્ર. ભણિઉ નિરુક્ત ભેદ જે વર્ણ – વર્ણાગમ, વર્ણવિપર્યય, વર્ણાંતર, વર્ણવિકાર ને વર્ણનાશ, એ પાચ ભેદનૂ શાસ્ત્ર જે નિરુક્ત, તે પણ એ ભણ્યો. રાજનીતિવ્યાકરણ-રાજનીતિનૂં વિવેચન કરનારૂ શાસ્ત્ર, અર્થશાસ્ત્ર વ્યાયામ વિદ્યા કરિ-અંગકસરતની વિદ્યા ભણે છે. ચર્મ-ઢાલ. શક્તિ-સાગ. તોમર-ભાલાને મળતૂં છૂટૂં ફેંકવાનૂ હથિયાર. પરશુ-ફરસી. પ્રતાપ-પ્રતાપ સાથે, સાહચર્યાર્થ પ્રત્યય લુપ્ત. અહીં ગણાવેલા અસ્ત્રશસ્ત્ર અને તેના ઉપયોગ બાબત જુઓ અગ્નિપુરાણ, અધ્યાય ૨૪૯-૨૫૨. કાસ્ય [સ. कास्य કાસૂ]-કાંસિયા: સં. कास्यतालनो ખડપ્રયોગ સરખાવો સ. जळनिधि-निधि, सीमन्तोन्नयन-સીમંત ઇ. દર્દુર-એક પ્રકારનૂ ભારે અવાજનૂ વાદિત્ર. કોશકાર વામન શિવરામ આપ્ટે એની સુષિરવાદ્યમાં ગણના કરે છે. તાલ-કરતાળ. પટહ-ઢોલ જેવૂં વાદિત્ર, ગૂ પડો. પ્રભૃતિ-વગેરે. ભરત નારદ પ્રોક્ત-ભરત અને નારદે કહેલ ભરત નાટ્યશાસ્ત્રના અને નારદ સગીતના આચાર્ય મનાય છે. ગાધર્વવેદ-સગીતશાસ્ત્ર, એ સામવેદનો ઉપવેદ ગણાય છે. શાલિહોત્ર-એ મૂળે અશ્વવિદ્યાના આચાર્યનૂ નામ છે. તે ઉપરથી અશ્વવિદ્યાને અને અશ્વવિદ્યાના ગ્રથને પણ શાલિહોત્ર કહે છે, સરખાવો પિંગલ [જુઓ પૃષ્ઠ ૪, પક્તિ ૭ ઉપરની સમજૂતી] સામુદ્રિક-સ્ત્રીપુરુષના શરીર ઉપર ચિહ્ન હોય, તે ઉપરથી તેમના લક્ષણ અને ભવિષ્ય વર્તવાનૂ શાસ્ત્ર

પૃષ્ઠ ૫૪

૧-૧૭ પત્રચ્છેદ્ય,-પૂર્વે સ્ત્રીઓને કપાળે ચોટવને ભોજપત્ર આદિનૂ મનોહર આકૃતિનૂ વિશેષક કિંવા તિલક પુરુષો બનાવતા*. એ બનાવવાની કળાને कामसूत्र । ૧।૩।૧૬। મા વાત્સ્યાયને विशेषकच्छेद्य નામ આપ્યૂ છે, અને તેનો कामसूत्रના અગની ચોસઠ કળામા સમાવેશ કર્યો છે. विशेषकच्छेद्यनो का. सू ।३।४।४। અને का सू ।५।४।१८। માં पत्रच्छेद्य શબ્દથી વ્યવહાર કર્યો છે જે સ્ત્રીને પોતે વ્હાલો હોય, તેની પ્રીતિ સપાદન કરવાને પુરષ કર્ણપૂર, આપીડ, તામ્બૂલ તેમ જ

* જુઓ का. सू । ૧।૩।૧૬ । ઉપર જયમગલની ટીકા —विशेषकच्छेद्यमिति। विशेषकस्तिलको यो ल्लाटे दीयते । तस्य भूर्जादिपत्रमयस्यानेकप्रकारं छेदनमेव च्छेद्यम् पत्रच्छेद्यमिति वक्तव्यम् ।

વિશેષક ભેટ મોકલતો. એ વિશેષકની આકૃતિમાં હંસહંસણીનું જોડું વગેરે કાઢી પોતાનો અંતર્ગત ભાવ પણ તે સૂક્ષ્મ રીતે પ્રકાશતો; જુઓ કા. સૂ.। ૨।૫।૧૧. પુસ્તકકર્મ-સચિત્ર પુસ્તક ઊતારવાની કળા; લહિયાની કળા. જો પુસ્તકકર્મ શબ્દ સ્વાર્થે ક પ્રત્યય ઉમેરાઈ પુસ્તકર્મ ઉપરથી થયેલો સમજિયે, તો તેનો પૂતળાં બનાવવાની કળા એવો અર્થ થાય. ભામહ અને જયમંગલ ચોસઠ કળા ગણાવે છે, તેમાં પુસ્તકર્મ એટલે પૂતળાં બનાવવાની કળા ગણેલી છે, પરંતુ પુસ્તકકર્મ એટલે લહિયાની કળા નથી ગણી. મૂળ પણ અહીં સંદિગ્ધ અને ભ્રષ્ટ જણાય છે. पुस्तकव्यापारे लेप्यकर्मणि એમ તેમાં છે. એ પાઠ પુનરુક્તિથી દૂષિત છે. જો પૂતળા બનાવવાની પ્રાચીન કળા એકલી જ કવિને અભિપ્રેત હોય, તો पुस्तव्यापारे, पुस्तकर्मणि કે लेप्यकर्मणि એવો પાઠ હોવો જોઇયે. જો લહિયાની કળા જ એકલી અભિપ્રેત હોય, તો पुस्तकव्यापारे કે लेख्यकर्मणि પાઠ હોવો જોઇયે. જો ઉભય અભિપ્રેત હોય, તો पुस्तव्यापारे लेप्यकर्मणि અથવા તો पुस्तकव्यापारे लेख्यकर्मणि એવો અસલ પાઠ હોવો જોઇયે. લહિયાની કળા બોંતેર કળાની નવી ટીપમાં ગણાવેલી જોવામાં આવે છે. પ્રૂઢ-મોટું, બહુ પ્રકારનું. સર્વિ ઘૂતકલા,-દંડી दशकुमारचरितमां દ્યૂતકલાની સંખ્યા પચીસ આપે છે. જયમંગલા નિર્જીવ ઘૂતની પંદર અને સજીવની પાંચ મળી કુલ વીસ ઘૂતકલા ગણાવે છે; તે का. सू. ।१।३।१६। ની અવતરણિકામાં જોઈ લેવા વીનતી છે. કલી-જાણી લીધી. શકુનશબ્દ પ્રમાણુ-પક્ષી [શકુન, સં. शकुनि] ની બોલીનો ભાવ. પારસી-ગૂઢ સાંકેતિક બોલી. એને સંસ્કૃતમાં म्लेच्छितक કહે છે. એનો જૂનામાં જૂનો પ્રયોગ म. भा.। आदि. । ૧૪૭।૨૦-૨૧। માં છે. ત્યાં વારણાવત જતા પાંડવોને દુર્યોધને રચાવેલા લાક્ષાગૃહ વિશે વિદુર મ્લેચ્છભાષામાં એટલે કે म्लेच्छितकमां, અર્થાત્ સંસ્કૃતની વિભાષાની પારશીમાં ચેતાવે છે. ત્યારપછી ચાણક્યે અને મૂલદેવે યોજી કાઢેલા म्लेच्छितकनो નિર્દેશ પૂર્વોક્ત જયમંગલ કામસૂત્રની ટીકામાં કરે છે. म्लेच्छितकने મુસલમાનોના અમલમાં પારશી નામ મળ્યું; કેમકે એ જુદા જુદા પ્રકારની સાંકેતિક બોલી તેની કૂંચી ન જાણનારા માણસને ફારસી જેવી જ અગમ્ય લાગે છે. વિનાણુ [પ્રા. विण्णाण, સં. विज्ञान]-આવડ, જ્ઞાન. અહ-ગણિત-જ્યોતિષ. ગજદંતવ્યાપાર-હાથીદાંતનું કામ. દારુકર્મ-લક્કડકામ. વાસ્તુવિદ્યા-ઘર [વાસ્તુ] વગેરે બાંધવાની વિદ્યા, શિલ્પશાસ્ત્ર. આયુર્વેદ-વૈદ્યવિદ્યા, વૈદક. એ ઋગ્વેદનો ઉપવેદ ગણાય છે. લંઘન-ઓળંગી જવું [Long jump]. તરણ-તરવું. પ્લવન-કૂદી જવું [High jump]. આરોહણ-

ઝાડ વગેરે ઉપર ચડી જવું. ઇંદ્રજાલવિકાર-જાદુના માયિક દેખાવ. પંક્તિ ૭ મૂળ સાથે સરખાવી 'લઘન, તરણુ, પ્લવન, આરોહણુ, ઇંદ્રજાલવિકાર,' એ કલ્પિત પાઠ સ્વીકાર્યો છે. ચિત્રભેદ બંધાણુ-ખડ્ગબંધ, સમુદ્રબંધ વગેરે તરેહતરેહના ચિત્રકાવ્ય રચવા તે. નલિનદંડ જેમ ધારિ-એ તેમને કમળના દાંડા ધારતો હોય તેમ. અભ્યામ-તીન્દાઈનો મ્હાવરો. પાન્નુ-ધૂળ.

૧૮-૨૫ વિરાજિત-શોભિત, ગોભાયમાન. રૂઅડુ-રૂડો, રૂપાળો. અહીં રૂપ નામમાં ઉમેરાયલો તદ્ધિત ડ પ્રત્યય मासल, अंसल, फेनल पांसुल વગેરેમાં યોજાયલા મત્વર્થીય ल [ लच् ] સાથે સંબંધ ધરાવે છે. વિણી-વયની; જુઓ પૃષ્ઠ ૬૧, પંક્તિ ૧૭, હસ્તીણી, જુઓ વળી काह. प्र. । मदाउली । आसनी [અશ્વની] कडी रज ા. ણો, ણી, ણું વગેરે નો, ની, નું આદિની પેઠે સંસ્કૃત તદ્ધિત પ્રત્યય तन નો પરિવાર છે. તાદર્થ્ય પ્રત્યય तणेण અને સંબંધાર્થ तणउ વગેરે અપભ્રંશમાં દેખા દે છે, તે પણ એ જ કુટુંબના છે. 'પોતાનૂં' એવા અર્થના આપણૂ [અપ. अप्पणउ] વિશેષણુમા અને 'આપણે' સર્વનામના સબંધાર્થ રૂપ આપણો વગેરેમા એ જૂનો પ્રત્યય જળવાઈ રહ્યો છે. નવા સેવકની પરિ૰-જેમ નવો નોકર નોકરી માટે હાજર થાય, તેમ કામદેવ તેની સેવામાં હાજર થયો; અર્થાત્ કામવિકારને અનુકૂળ વય [ age of puberty] તે પામ્યો. લક્ષ્મી સાથિ૰-અહીંથી સાત સહોક્તિઓ દ્વારા યૌવનના વિકાસનૂં મનોહર વર્ણન છે. ચન્દ્રાપીડની છાતી [વક્ષસ્થલ] વૃદ્ધિ પામી ને તેનૂં રાજતેજ [લક્ષ્મી] પણ વૃદ્ધિ પામ્યૂ. તેની સાથળ [ઊરુ] ના ભાગ પૂરાયા ને સગાંસબંધીના મનોરથ પણ પૂર્ણ થયા. તેનો કટિપ્રદેશ [દેહનુ મધ્યભાગ] પાતળો [ સૂક્ષ્મ ] થયો ને તેના શત્રુનો સમૂહ પણ પાતળો થયો. તેની પૂંઠ[ નિતંબ ]નો ભાગ મોટો થયો ને તેનાં દાન પણ મોટાં થયા.

પૃષ્ઠ ૫૫

૧-૪ તેનો દેહ રોમ[ રુંવાટી ]થી છવાયો ને પ્રતાપ[Majesty]થી પણ છવાયો. તેના સ્કંધ [ભુજશિખર] ભારે [પ્રૌઢ] થયા ને તેની આજ્ઞા પણ ભારવાળી [અર્થાત્ જેનો રૂઆબ પડે એવી] થઈ. તેનૂં હૃદય ગંભીર થયૂં ને તેનો સ્વર પણ ગંભીર [પ્રૌઢ] થયો. સપારી [સં. संपाद्य]-સંપાદન કરી, પૂરેપૂરી પ્રાપ્ત કરી. સાંપડ સં. [સંપ્પદ] મૂળનૂં જૂનૂં પ્રેરકરૂપ.

૫-૨૪ પદાતિ-પાળા, પાયદળ. નિવેદુ-તેની ખબર કરી, ખબાહક આવેલો જણાવ્યો. પ્રતિહારિ [ સં. प्रतीहार ] - દ્વારપાળે. કક્ષા

મધ્યથી તળો નીખી, – કદાચ લેખકદોષ હોય આખી પંક્તિ વિચારતા 'શીખા' [ શીખ્યા ] અર્થ લેવાનો છે આવીઇ – આપ આવિયે, તમે આવો અકર્તરી [passive] પ્રત્યય 'આ' રૂપ થના જૂનૂ અકર્તરિ રૂપ આવીઇ કર્તરિ [active] વર્તમાન પદના પુરુષના બહુવચન તરીકે, અને આજ્ઞાર્થ બીજા પુરુષના એકવચન તરીકે તથા માનાર્થ બહુવચન તરીકે પ્રયોગમા આ ય જણાય છે સરખાવો હિંદી માનાર્થ બહુવચન આઇય ઉપર કહેલા રૂપોને હિંદી આજ્ઞાર્થ ભવિષ્ય એકવચન આઇયે, બહુવચન આઇયો સાથે કઇ સબંધ નથી 'નારી તેનૂ નામ સ્વામીના અવગુણ મહિયે [મદનમોહના] એ પંક્તિમા સહિયે' રૂપ છે, તે પણ ઉપર સમજાવેલા ઇયે પ્રત્યયવાળા રૂપોથી જુદૂ પડે છે એ કર્તરિ વર્તમાન ત્રીજા પુરુષનૂ રૂપ છે ને સહ્ય સહિઇનૂ રૂપાતર છે સુરસુદરીરાસની ઢાળ ૬ ની કડી ૭-૮ મા આ કર્તરિ રૂપ બહુ વાર વપરાયૂ છે એ સામળભટના સમય સુધી હયાતી ધરાવતૂ હતૂ ધિરિ–ઉપાત્ય ઇકાર આગતુક છે વાસ કીધા–વાસ કીધા છતા, જુઓ પૃષ્ઠ ૨૭, પક્તિ ૯, વૃદ્ધ થયા, પૃષ્ઠ ૬૯, પક્તિ ૨૧, ટાળ્યા સુખ ભોગવુ જે ગજ – જે ગજસુખ કહેવાય છે, તે ભોગવો વ્યસ્ત પ્રયોગ પારસીકર–પારસીકોના ઇરાનીઓના સસ્કૃતમા તદ્ધિત મત્વર્થીય પ્રત્યય ર છે, તે નામને લાગી વિશેષણ બનાવે છે, ઉદા મધુર, ઊષર, મુખર આ તદ્ધિત પ્રત્યયનો જૂની ગૂજરાતીમા સબધાર્થ ર પ્રત્યય બન્યો છે જુઓ પૃષ્ઠ ૯૨, પક્તિ ૧૫, કામિનીરિ સુખનિ ગઢુરિ મીંચ્યા બહુન વિકાસિ, જુઓ વળી श्राद्ध प्र ।४१४८। पहिरइ एक कणयरी सूलि ।, લાવણ્યસમયકૃત વિમલ પ્રબધ, ખડ ૧, કડી ૨૫, હરણુ અધુગ [માર્ગના, સ અધ્વન્ માર્ગ] જમણા જાઇ, અને મતિસારકૃત શાલિભદ્રરાસ, સહુઅને અચભો દેખણરો પડો રે મારવાડીનો સબધાર્થ વિકારી પ્રત્યય અને વગ તથા ઉકનો અવિકારી પ્રત્યય જૂની ગુજરાતીના ર પ્રત્યયના સગાસબંધી છે મારૂં, મોરૂં, તારૂં, તોરૂં, અમારૂં, તમારૂં વગેરેમા અને તે ઉપરથી થયેલા મારે, તારે, અમારે, તમારે એ રૂપોમા અદ્યાપિ એ જૂનો પ્રત્યય જળવાઈ રહ્યો છે હિંદી અવિકારી ભેવડો સંબંધાર્થ પ્રત્યય कर જે તુલસીદાસજી પુષ્કળ વાપરે છે, તેમાં પણ क સાથે र ભળેલો જોઇયે છિયે અયોનિજ–ઘોડીનૂં થાન નહિ, માટે નેટ [ સં निश्चित प्रा णिच्छिअ वि certain, સરખાવો निण्ण]–નક્કી લક્ષણ જાણિ અશ્વના તેહનિ–જે ઘોડાઓના લક્ષણ જાણતા હતા તેમને, અશ્વવિદ્યામા કુશળ પુરુષોને ઉચ્ચૈ શ્રવા–સમુદ્ર મંથન કરતા સાત ઘોડાનો જે ઘોડો નીકળ્યો હતો તે પ્રસિદ્ધ ચૌદ રત્ન પૈકી એક

પૃષ્ઠ ૫૬

૮–૧૬ અશ્વરત્ન એ૦–માગ પિતાજી આ અશ્વરત્ન પામ્યા તે સદ્ભાગ્ય [સૌભાગ્ય]। ઉદધિઃ તા૦–સમુદ્ર પાસે અનેક અશ્વરત્ન હતા તેણે એક જ ઉચ્ચૈઃશ્રવા આપીને ખરેખર ઇંદ્રને છેતર્યો અને તેને જોઈ મોહ પામેલો ઇંદ્ર પણ છેતરાયો સ્તુતિ-વખાણ હેષારવ, હીસારવ-હણહણાટ ઊર્ધ્વ કરી આનન૦–તે મ્હો ઊંચૂ કરે છે તેથી જાણે ત્રિભુવન ઓળગવાને તે ઇચ્છતો હોય તેમ, અને ખરીથી ભોય ખણે છે તેથી પાતાળમા જઈ રહેવાનુ કરતો હોય તેમ લાગે છે ઇંદ્રાયુધ સમુદ્રમાથી પ્રગટ્યો હતો, તેથી પાતાળવાસની ઉત્પ્રેક્ષા યોગ્યતા પામે છે ઓક [સ ओक्स्]–વર ચૂકડૂ–ચોકડૂ પલાણ [પ્રા पल्लाण, સ पर्याण]–ખોગીર ચિત્રવર્ણી–રગબેરગી કેશવાળા [સ केश અને વાર પુ સમૂહ]–યાળ સ્ત્રીપ્રત્યયના ઉમેરાથી બનેલૂરૂપ અગ્ખાવો દેહી [પૃષ્ઠ ૬, પક્તિ ૨૩] પ્રમાણ–ખરેખર

૧૭–૨૨ અવશ્યમેવ [સ अवश्यम् અને एव]–ખચીત, જરૂર આ શબ્દ ટૂકાઈને કવિતામા અશ્વમેવરૂપમા મળી આવે છે વડવા–ઘોડી રભા જે વર નારિ૦–સ્થૂલશિરા નામે મહર્ષિ કુશ અને સમિધ લેવા જતા હતા, ત્યારે તેમણે 'અરે અમને ઊગાર, ઊંડા ખાડામા અમે પડિયે છિયે' એવા આર્ત બોલ સાભળ્યા જઈને જુએ છે તો કેટલાક ક્ષીણ શરીરવાળા પુરુષોને લટકતા જોયા મુનિએ તેમને પૂછ્યૂ તમે કોણ છો ? તેઓએ જવાબ દીધો, અમે તારા પિત્રીઓ છિયે, તેં પિંડ આપનાર પુત્ર ઉપજાવ્યો નહિ, તેથી અમારે પુત્નામા નરકમા પડવા વારો આવ્યો છે એ સાભળીને મહર્ષિને પુત્રોત્પત્તિની ચીવટ પેઠી તે વખતે ત્યા થઈને રભા જતી હતી તેને તેમણે કહ્યૂ કે મારી સાથે ઘર માડ તેણે નમ્રતાથી ઉત્તર વાળ્યો –જેવી મહર્ષિની આજ્ઞા પરતુ આપ જરા થોભશો હૂ દેવકાર્યે નીકળી છૂ તે કરીને સત્વર પાછી આવૂ છૂ એ રીતે સકેત કરીને તે ગઈ પણ વખતસર આવી નહિ તેથી મહર્ષિએ કોપાયમાન થઈ શાપ દીધો તેને લીધે મૃત્તિકાવતીના રાજા શતધન્વાને ત્યા ઘોડી થઈને તેને ઘણો કાળ રહેવૂ પડ્યૂ ઘોડુ [સ घोटक, પ્રા घोडअ]–આ શબ્દ તામિલ ગુર્રમ્ કે ગુર્રમુ ઉપરથી થયો છે એમ કેટલાક માને છે.

પૃષ્ઠ ૫૭

૧–૧૪ સૂત–પ્રસિદ્ધ રાજવશીઓના રાસા ગાનાર માગધ–વશની કીર્તિ ગાનાર બદી–સ્તુતિપાઠક વશ ગોત્રિ–વશમા થઈ ગયેલા પુરુષોની

ખ્યાતિ ગાય છે. દીપ્તિ અતિ પ્રકાશ-તેનો પ્રકાશ બહુ જણાય છે, તે છત્ર ચમકારા કરે છે. ક્રમિ-રહેતે રહેને, ધીરે. દેહવંત જમ કામ-કામ અનંગ છે તે જાણે દેહ ધારણ કરીને આવ્યો હોય, તેવો તે દેખાતો હતો. વિડંબિ છિ-[કાંતિએ] લજવે છે. કુમાર ચંદ્રાપીડની સરખામણીમા કુમાર કાર્તિકેય છ મ્હોંને લીધે વરવા-લજામણા લાગે છે. અંજલી કરી નિ-હાથ જોડીને. अञ्जलि પુ. મા સ્ત્રીપ્રત્યય ઊમેરાયાથી 'અંજલી સ્ત્રી.'માં અંત્યસ્વર દીર્ઘ થયો છે. પ્રાણી-મનુષ્યપ્રાણી, મનુષ્યો. નગર જાણી હર્ષિ લોચન૦-રાજ્યનો ધણી [સ્વામિ] આવતો જોઈ રાજધાની [નગર] ના નેત્રો જાણે હરખે છે. સર્વ સ્થળે બારી અને અટારીના બારણા ફટાફટ ઊઘડે છે, તેમાં નેત્ર-વિકાસનો ઉપચાર છે.

૧૫-૨૫ અધ [સ. अर्ध, પ્રા. अद्ध]-અર્ધો. વીણી-વેણી. કટિ મેખલાનુ વિભાગ-કેડે મણિમેખળાનો કકડો જ વળગી રહ્યો હતો. વિખ્ખરાણું-વેરાયાં. અક-ર્તરિ [ passive ] પરોક્ષ ભૂત કૃદતના સંસ્કૃત आन પ્રત્યય ઉપરથી ગૂજરાતી અકર્તરિ ભૂત વિકારી પ્રત્યય આણો વગેરે થયેલ છે. आन પ્રત્યય લાગતાં સંસ્કૃતમા ધાતુ દ્વિર્ભાવ પામે છે; પરતુ ગૂજરાતીમાં દ્વિર્ભાવ વગર મૂળને આણો વગેરે પ્રત્યય લાગે છે. સિંધીમા પણ આ आन પ્રત્યય ગૂજરાતીની પેઠે ઊતરી આવ્યો છે. ગૂજરાતી મૂળ વિખર વિખેર અને વેર સં. विकॄ, विकिर् ઉપરથી નીપજ્યાં છે. વિખર-વિખેર સાથે ઊકલ-ઊકેલ, ઊખડ-ઊખેડ, ઊછર-ઊછેર, ઊબળ-ઊબેળ વગેરે સરખાવો. પ્રેરક રૂપોમાં જે એકાર છે, તે આકારનો સ્વરસંક્રમથી નીપજેલો આદેશ છે; જુઓ ઊખાડ ઊખેડ જેવાં બેવડાં રૂપ. પિહિરૂ [ સં. परि+धा પ્રા. परिह, पहिर ],-આ ક્રિયાપદનો યૌગિક અર્થ વસ્ત્ર ધારણ કરવાં એવો છે; ગૂજરાતીમાં તે વિસ્તાર પામી આભૂષણના સંબંધમાં પણ વપરાય છે. ચીર છૂટિ-ઓઢેલૂં વસ્ત્ર પડી જાય છે.

પૃષ્ઠ ૫૮

૧-૧૭ વારુણી-મદિરા, દારૂ. અધવચિ અવ્ય. [ સં. अध्वन् પું.+ घर्मन् પું., અપ. अद्धविच्चि ]-મારગમાં, વચમાં; પર્યાયદ્વંદ્વ. ૨ [illegible] मार्गात् प्रतिनिवृत्तः। प्रति. दश. ।६।, ગૂ.વચમાં. [illegible] શનલિની [illegible] માં પદ્મસરોવરની અને સ્ત્રીનાં મુખમાં કર [illegible] સોપ[illegible] [illegible] [મણિ] નાં પગથિયે [સોપાન] સુંદરી [illegible] છે, જાણુકતી હોય એમ લાગે છે. પ્રાસાદ-હ[illegible]

ઇંદુ કોડિ-કરોડો ચંદ્ર. વદનવિભ્રમિત-સ્ત્રીઓનાં મુખના ઝબકારાને લીધે. ચરણિ કરી નિં૦-તાજા લગાવેલા અળતાના પગલા પડે છે, તેને લીધે ભૂમિ પલ્લવમય બન્યાની ઉત્પ્રેક્ષા છે, જુઓ મૂળ सालक्तकपदकमलविन्यासै पल्लवमयमिव क्षितितलम् । આભરણનિ મયૂખિ કરી૦-ઘરેણાના રત્નોના કિરણો[ મયૂખ ]ને લીધે અંતરિયાળ મેઘધનુષના આકાર થાય છે. એમ વાદ વદતી આપ-તેઓ પોતે [આપ] આ રીતે એકબીજા પ્રત્યે કહે છે, જુઓ પ્રેમાનંદકૃત સુદામાચરિત્ર, કડવુ ૧૨, કડી ૧૩, નિંદા કરવા લાગ્યો આપ. આપ સ. आत्मन् ઉપરથી થયેલૂ જૂનૂ સ્વાર્થ સર્વનામ છે. તે વિદ્યમાન સ્વાર્થ સર્વનામ આપણ સાથે સંબંધ ધરાવે છે. જુઓ પૃષ્ઠ ૮, પંક્તિ ૬, આપણ ઉપરની સમજૂતી.

૨૦-૨૪ ઉન્મત્તે-મદભરેલી ! 'સુણિ' આજ્ઞાર્થ બીજા પુરુષનૂ એકવચન છે. हे. व्या. ।८।४।१७३-४। થી આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના પ્રાકૃતમા हि અને सु પ્રત્યય વિહિત છે. તે બદલ हे. व्या. ।८।४।३८७। થી અપભ્રંશમા हि, इ, उ ને ए પ્રત્યયો થાય છે પ્રાકૃતમા બહુવચનનો પ્રત્યય ह છે, જુઓ हे. व्या. ।८।४।१७६।. વાસ્તવિક રીતે તે વર્તમાન બીજા પુરુષ બહુવચનનો પ્રત્યય છે, જુઓ हे. व्या. ।८।३।१४३।. જૂની ગુજરાતીમા અપભ્રંશનો इ પ્રત્યય ઊતરી આવ્યો. જૂની મરાઠીમા નાસિક્યવિધાનવાળો ए પ્રત્યય જોવામા આવે છે, ઉદા पावें (તૂ પામ) મધ્યકાલીન હિંદીમા हि ટકી રહ્યો છે. સિંધીમા उ પ્રત્યય ઊતરી આવ્યો છે, ઉદા मारउ [તૂં માર]. અપભ્રંશમા આજ્ઞાર્થ બીજા પુરુષ બહુવચનનું રૂપ તે વર્તમાનનૂં રૂપ છે, તેવી રીતે તેમાથી થયેલી દેશી ભાષાઓમા પણ જૂના વર્તમાન બીજા પુરુષ બહુવચનનૂ રૂપ જૂના આજ્ઞાર્થમા વપરાય છે હિંદી પંજાબી સિંધી અને ગુજરાતીમા તેનો પ્રત્યય ओ છે તે જુના વર્તમાનના પ્રત્યયમાથી જ ઊપજ્યો છે. મરાઠીમા आ પ્રત્યય છે, તે વર્તમાનના आ સાથે સંબંધ ધરાવે છે ઉત્કલી બંગાળીમા अ [ઉચ્ચાર ओ] છે, તે પણ વર્તમાનના પ્રત્યયની પ્રસૂતિ છે. મધ્યકાલીન હિંદીમા हु પ્રત્યય જોવામા આવે છે, તે વર્તમાન પ્રાકૃત અપભ્રંશના ह પ્રત્યયની વિકૃતિ છે, ગિહિલી,-ઘેનના વગાડના કારણથી થાય છે એ સમજથી स ग्रह [=ભૂત, પિશાચ] ઉપરથી જૂની ગુજરાતીમા ગિહિલૂં શબ્દ થયો છે, જેનૂ વર્તમાન રૂપ ઘેલૂ છે કચ-વાળ ચંદ્રલેખાઇ ચકિત થ૦-"અરે તૂ કેમ આમ વિસ્મયથી ભાન ભૂલી ચંદ્રલેખાની સાથે આખડી પડે છે, અર્થાત્ તૂ એ પડે છે ને આ તારી ચંદ્રલેખા પણ પડે

છે ? અરે મૂઢ ! તને ખબર છે ? સેઈ લે એ." ચંદ્રલેખા કપાળે ધારણ કરવાનું આભૂષણ છે. ચંદ્રલેખાઇ સાહચર્યાર્થ તૃતીયા છે. ઉપહારકુસુમ કરિયી૦-ચોક પૂરવાને તેં હાથમા ફૂલ લીધાં હતાં તે દર્શન કરવાની તારી લોલુપતામાં, થયૂ, વેરાઈ ગયાં ! શોભા સારૂ અનેક આકારમાં ફૂલ ગોઠવે છે ને ચોક પૂરે છે તે ઉપહારકુસુમ. મદનાધે મનિ રિયર૦—અરે કામથી આંધળી બનેલી ! મન જરા ઠેકાણે રાખી આ તારી નીચી ઊતરી પડેલી કટિમેખળાની સેર [દામ] તૂ ઊચી ચડાવ.

પૃષ્ઠ ૫૯

૧-૨૫ લોયે-જેને દર્શનની તાલાવેલી લાગી છે એવી ! લીલાગતિ અહુ-ધીમી ચાલે ચાલ. યૌવનમાતી-જોબનના મદથી મસ્ત. મલપતી [ સં. ह्वैल् ; પ્રા. मल्ह લીલા કરવી. मल्हण લીલા. ]-મ્હાલતી; સરખાવો મ્હાલવૂં, મ્હાલામ્હાલ. સૂની-હૈયાસૂની, ભાન વગરની. સં. शून्यहृदयનો ખંડપ્રયોગ. સરખાવો સં. સીમન્તોન્નયન-સીમંત, सिद्धादेश-સિદ્ધ. નીલજ [ સં. निर्लज्ज ]-લાજ વગરની ! પિહિરણૂં-કટિવસ્ત્ર. અલગી રહિ-આઘી રહે. અસંતુષ્ટે-જોઈ જોઈ ન ધરાનારી ! કુતૂહલિની-જોવાના કોડથી ભરેલી. ચિંતવુ-વિચાર કર, સંભાળ. હૂલિલિ-અગવડથી, અગવડ વેઠીને; ૩૫ બાબત જુઓ પૃષ્ઠ ૨૩, પંક્તિ ૨૨ ઉપરની સમજૂતી. પયોધરિ પીડી ઘણૂં-તારી છાતીના ભારથી હૂં બહુ દબાઈ ગઈ છૂ. ગૂખ [ સં. गवाक्ष ]-ગોખ. પ્રીતિ થઈ અજાન-કામથી બેભાન બની. કામજ્વરે મુગધે પીડી૦-અરે અલ્હેતી ! તને કામજ્વર ચઢી આવ્યો છે, તારા હૃદયમાં પ્રેમ [રંગ] પ્રગટચો છે. ઢાંક એ, મૃગલોચની૦-તારૂં શરીર રોમાંચિત બન્યૂં છે, તે તૂં, અરે મૃગના જેવા ચંચળ નેત્રવાળી, જરા ઢાંક. ઊપાયુ [ અપ. उप्पाइउ, સં उत्पादितः ]-ઉત્પન્ન થયો છે, પ્રગટચો છે. ઊપાયુ નીપાયુ કવિતામાં મળી આવે છે. શૂં કરિ મોડામોડિ-શા માટે કેડ આમ મરડે છે ને તેમ મરડે છે ? ચલિતે-ચલિત ચિત્તની, ચળેલી ! સ. चलितचित्त ઉપરથી ચળ્યૂં વિશેષણ નીપજ્યૂં. એ ખંડપ્રયોગ ઉપરથી નામધાતુની પ્રક્રિયાથી ચળ મૂળ થયૂ. તેના ઉપરથી શુદ્ધ સ્વરૂપ વાપરવાના પ્રયાસમાં ચલિત વિશેષણ ઘડાયૂં જણાય છે. અહીં અંગોડૂ મ છોડિ-બાહુમૂળ દર્શાવવાની આ કામચેષ્ટા છે.

પૃષ્ઠ ૬૦

૪-૨૨ ગ્રંથિ-મનમાં ગાંઠ વાળવી તે, નિશ્ચય, દઢ આગ્રહ. વાહી-છેતરી. વામ [ સં वामा ]-સ્ત્રી ! એહનિ નિરખિ ન કો ય ?-કોણ વારૂ એને

ન જુએ, જોવાને ન લક્ષયાય? શેહરુ [ સં. શેखर ]-શિખાએ વીંટેલો હાર. મધ્ય નાયક રક્ત હાર માંહિ૦-મોતીની માળામાં માણેકનો રાતો મેર [મધ્ય નાયક] છે તે યૌવનમાં રાગ જે હૃદયે પ્રવેશ કરે છે તેનો શેષ ભાગ જાણે બહાર રહ્યો હોય એમ લાગે છે. રાગ-(૧) આસક્તિ, પ્રેમવિકાર; (૨) રતાશ. સંસ્કૃતમાં નાયકનો મધ્યમણિ એવો અર્થ થાય છે, તે જોતાં મધ્ય શબ્દ વધારા પડતો જણાય છે. તે અજાણ્યો નાયક શબ્દ સમજાવવાને અર્થે છે એમ ગણી નિર્વાહ કરવો. જાણી જપા માંહિ કુંદ-ઓઠના વિશે જાસુ[ જપા ]ની અને દંતના વિશે કુંદની ઉત્પ્રેક્ષા છે. તેટલા માટે 'દીઠા ઓઠે દંત દીપતા !' એમ વાંચવાની જરૂર છે. અન્યથા ન્યૂનપદત્વ દોષ પ્રગટે છે. કુંતલિ-વાળ ઉપર. અશ્વ ખુરા આઘાત-ઘોડાની ખરીના પડઘાથી; કરણાર્થ પ્રત્યય લુપ્ત. खुर પું. ઉપરથી સ્ત્રીપ્રત્યય आ ઉમેર્યાથી જૂની ગુજરાતીમાં ખુરા શબ્દ થયો છે; સરખાવો સં. काय પું. ઉપરથી કાયા વગેરે. હાલની ગુજરાતીમાં સ્ત્રીપ્રત્યય ઈ ઉમેરી આપણે ખરી શબ્દ બનાવ્યો છે. બલાહક લુંછન કરી વસ્ત્રાચલિ કરિ વાત-તે રજ લ્હોઈ નાંખી ફરી નવી રજ ન ચોટે એટલા માટે બલાહક વસ્ત્રના છેડા વડે વા નાંખે છે. પ્રાકૃત ધાતુ लुञ्छ ઉપરથી ગુજરાતી મૂળ લૂછ અને નામ લુંછન થયેલ છે. કોમલ અંગુલિ રક્ત-જેની આંગળીઓ સુકુમાર અને રાતી છે. લીલા લિહિર આમક્ત-રમત અને લહેરની વૃત્તિથી, રમતમાં અને લહેરમાં. પરિવાર-કુટુંબ, અર્થાત્ રાજકુટુંબ [પણ ધન્ય]. પરિવારનો અર્થ દાસદાસી પણ થાય છે. તે અર્થ લેઈયે, તો 'બીજી બધી સ્ત્રીઓ[ અવર-સવિ] વિલાસવતીની દાસીઓ ગણવી' એવો અર્થ થાય. ખેવ [ સં. क्षिप्र] –તત્કાળ

## પૃષ્ઠ ૬૧

૩-૨૩ ઊપનુ [સં. उत्पन्नः, પ્રા. उप्पण्णो]-ઊપન્યો, પ્રગટ્યો. સરખાવો નીપન્યો [સં. निष्पन्नः]. સુંદર વિવિધ પ્રકારિ-અનેક રીતે મનોહર. લાજાઇ-ભૂંજેલી ડાંગર વડે. આ શબ્દ લાજાહોમ એ સમાસમાં માત્ર જોવામાં આવે છે. સંસ્કૃત लाज પુ. માં સ્ત્રીપ્રત્યય આ ઉમેરાયાથી ગુજરાતી લાજા શબ્દ થયો છે; સરખાવો સંસ્કૃત काय પુ.-કાયા, पक्ष-પંખા. નર્મકોષમાં લાજનું રૂપ નપુંસક લિંગે આપેલું છે. સંગિ-યુવરાજની સાથે. અનેકિ ગજની૦-રાજદ્વારની સમૃદ્ધિ વર્ણવી છે. ઉદાત્ત અલંકાર. કરિ-હાથમાં. ઉફરુ કર-ઊંભો કડાઉ પોંચો; સંસ્કૃત ऊर्ध्वं ઉપરથી ઊતરી આવી ઊફરૂં શબ્દ ઊભું, ઊંધું સાથે સગપણ ધરાવે છે. પલાય [ સં. परा+अय्, पलाय् ]-જાય છે

આકાર ટૂંકાઈ ગૂજરાતી મૂળ પળ એના ઉપરથી બન્યું છે. આશ્રિ–આશરે; સરખાવો સં. અતિશય, જૂ. ગૂ. અતિશિ. અશ્વશાળા શબ્દે સમગ્ર ઘોડાર અને સ્થાન શબ્દે પ્રત્યેક ઘોડાને બાંધવાનું ઠેકાણું કિંવા ઠાણ, એવો ભેદ સમજવાનો છે. હસ્તીણી–હાથીઓની; જુઓ પૃષ્ઠ ૫૭, પંક્તિ ૧૮, વિણી ઉપરની સમજૂતી. આયુધશાળા–હથિયારના સંગ્રહનું સ્થાન. ક્રીડાશૈલ–બાગની અંદરનો નકલી ડુંગર. વાપી–કુંડ. દીર્ઘિકા–વાવ. શુભતોય–સુંદર પાણી[ તોય ]–વાળી. નાદ મૃદંગ–પખાજના અવાજ; અહીં સંબંધાર્થ પ્રત્યય લુપ્ત છે. તાલ–તાળ. હસ્તકભેદ તાંડવ–ભિન્નભિન્ન હાથના અભિનયવાળું તાંડવ નૃત્ત. ધર્માધિકારી–ન્યાયાધીશ. ધર્મચર્ચા–ધર્મશાસ્ત્ર[ Hindu Law ]ની ચર્ચા, સ્મૃતિના કાયદાની ચર્ચા.

પૃષ્ઠ ૬૨

૧–૧૩ દુરોદર–દ્યૂત, જૂગટું. પ્રકાશ–ખુલ્લી રીતે, છાની લુચ્ચાઇ વગર. અભ્યાસ કારણિ–મ્હવરા સારૂં. શ્રમ [સં. શ્રમ]–કસરત. તનુનાં કર્મ–અંગકસરતના દાવ. કાવ્યગોષ્ઠી–કાવ્યશાસ્ત્રની ચર્ચા. પ્રહેલિકા પરિબંધ–સમસ્યા બાંધવી તે. શિખંડી–મોર. પિક–કોયલ. સારિકા–મેના. સંબંધ–બાબત, પ્રસંગ. મેષ–ઘેટા. કપિંજલ–તીતર. લાવક–તીતરની જાતનું બટેર [quail] પક્ષી. કાદંબ–હંસ. હારીત–હરિયલ પક્ષી. ક્રીડા કંદુક પાંચાલી૦–દડા[ કંદુક ]ની, ઢીંગલી[ પાંચાલી ]ની અને ઝડપબંધ[ લોલ ] ચાલતા[ વર્દ્ધમાન ]હીંદોળે હીંચવાની ક્રીડા. બાલક બહુ રમિ છિ–મૂળ સાથે સરખાવી બાલિકા પાઠ લીધો છે; જુઓ કાદં. । बालिकाजनप्रस्तुतकन्दुकपाञ्चालिकाक्रीडेन०. સ્વચ્છ–સુંદર, ચળકતું. આકાશ ઊડચાં પારાપત૦–કબૂતરને ઊડાડે છે, પાછાં બોલાવે છે, અને તે જમીન ઉપર અનેક પ્રકારની ગતિથી ઊતરે છે, તેનો અહીં નિર્દેશ છે. પારાપત–કબૂતર, પારેવાં. આહ્વાન–પાછાં બોલાવવાં તે. અવનીપાત–આકાશથી ભોંય ઊતરવાં તે.

૧૬–૨૨ દાસી દાસ પ્રણામ કરતિ ધરતિ૦–સતિ સપ્તમી નામે બ્ડોક્તિ છે; જુઓ પૃષ્ઠ ૨, પંક્તિ ૧૩, 'જે રાજા પૃથ્વી અ પાલતિ' ઉપરની સમજૂતી. ચમર ઢાલતી રહી–ચમર ઢાળતી સતી અટકી, ચમર ઢાળતાં અટકીને; જુઓ ભાલણકૃત ભાગવત દશમ સ્કંધ, ૬૦, આવ્યાં જાણશે, તો પીતો રહેશે.

પૃષ્ઠ ૬૩

૧–૧૨ નિધ–ઉત્તરકાલીન 'નિ' નું પૂર્વરૂપ છે. એ પૂર્વકાલીન 'નધ', 'અનધ' રૂપો યાદ દેવરાવે છે. એમાં અંત્ય ધકારને લીધે ઉપાંતમાં 'ઇ' પ્રક્ષિપ્ત

બનેલ છે. જુઓ પૃષ્ઠ ૬, પંક્તિ ૪, ગતવિઇ ઉપરની અને પૃષ્ઠ ૧૨, પંક્તિ ૨૧, મહિઈ ઉપરની સમજૂતી. વિશાળ ઉત્તમ-અત્યંત ઉત્તમ. જરત્ પ્રવ્રજિકા-સંસાર ત્યાગ કરી ભેખ લીધેલી વૃદ્ધ બાઇઓ. ચતુર-પોતાના કાર્યમા કુશળ, દક્ષ. પુષ્પ કરિ-દુકૂલ-કોઇના હાથમા [કરિ] ફૂલ છે [તે એ ગૂંથે છે]; કોઇના હાથમા રેશમી સાડી [દુકૂલ] છે જુઓ મૂળ वसनाभरणकुसुम......भृङ्गारधारिणाङ्गनाजनेनोपास्यमानाम्. બીડી કરિ કરી૦-હાથવતી બીડું વાળીને પાન [તાંબૂલ] ખવરાવે છે. જલભૃંગાર-પાણીની ઝારી. પ્રસ્નવ-પાન્હો. મસ્તકનૂ આઘ્રાણ કરી નિ-માથૂ સૂંઘીને. આ ક્રિયા વાત્સલ્યસૂચક છે. પૂછિ કુશલી ખેમ-'વત્સ! તૂ આરોગ્યવાન અને સુખી છે?' એમ પૂછે છે. કુશલી [સં. कुशल ન. આરોગ્ય,+इन्]-તનદુરસ્ત. ખેમ [સં. ક્ષેમ વિ.]-સુખી. પ્રેમપૂરિત અંગ-જેના શરીરમા પ્રેમ માતો ન હતો. મેહેલ્યુ-ભણવા મેલ્યો. તાપ-સંતાપ, ચિંતા. દ્યાદિ [દિહાડિની વિકૃત]-દિવસે. પ્રસાદ-મહેર, આશીશ.

પૃષ્ઠ ૬૪

૧-૨૩ નિરખીઇ-અમે નિરખિયે, ક્ ... નિરખૂ, ક્ષણૂ એક બીસી.-ક્ષણુ રૂપ સંસ્કૃત દ્વિતીયાનૂ એકવચન क्षणम् યાદ દેવરાવે છે. વધાવિયુ-મોતી વગેરે કીમતી વસ્તુએ વધાવ્યો. રાજકુંઅર અનેકિં૦-અનેક રાજકૂંવરના રસાલા [પરિવાર] સાથે ગયો. અજિરદ્વારિ-આંગણામા, બારણા આગળ જોડ-જોડે; જૂ. ગૂ. જોડિનૂ બીજૂં રૂપ. પ્રકાશ-ખુલ્લી રીતે, ભરી કચેરીમા. અલિંગન દિઇ સુત સહિત-શુકનાસ ચંદ્રાપીડને ભેટે છે તે સાથે પોતાના પુત્ર વૈશંપાયનને ભેટે છે.

પૃષ્ઠ ૬૫

૧-૧૧ સાચવ્યા જે ધર્મ જે વ્રત પાળ્યા, સરખાવો ધર્મ નિયમ. ત્રૈલોકયરત્ન-ત્રણે લોકમા રત્નરૂપ, સર્વશિરોમણિ. કિહા રૂપ વય યૌવન...કિહાં વિદ્યા ભણિયું-અહો શૂ તારૂ રૂપ, શૂ તારૂં યૌવન છે' અને શી તૂ વિદ્યા ભણ્યો છે, અર્થાત્ શી તારી વિદ્યા છે! વવરાણી-ઠગાઈ, છેતરાઈ. ગૂજરાતી મૂળ 'વ્હા'નૂં અકર્મણિ [passive] ભૂતકાળનૂં રૂપ છે, જુઓ પૃષ્ઠ ૫૭, પંક્તિ ૨૨, વિખરાણું ઉપરની સમજૂતી. વ્હા મૂળને પ્રેરક પ્રત્યય આવ લગાડિયે છિયે તે પ્રસંગે મૂળનો અંત્ય આકાર ટૂકાઈ અકાર થાય છે ને પ્રકૃતિ પ્રત્યયના પાસપાસે આવેલા સ્વરો નોખા બોલવા ઠીક પડે એટલા માટે ક્ષેપક વ ને ર ઉમેરી જેમ વ્હવરાવ રૂપ કરિયે છિયે, તેમ આણો વગેરે

પ્રત્યય લાગતાં બ્હા મૂળ ઉપરથી બ્હવરાણો વગેરે રૂપ થાય છે. જુઓ કાન્હ. પ્ર. ।૧૨૨૮। દેવરાઇ [ દેવાય છે ]. સરખાવો વળી વિજાપુર વિસનગર તરફના પ્રાંતિક પ્રયોગ જવરાય વગેરે. ધરી પરતક્ષ દેહ૦-દેહ ધરી સઉ જુએ તેમ [પરતક્ષ] તારી પત્ની થઈ ન રહે તો. આગન્યા દેઈ-ચંદ્રાપીડે ઊઠવાની આજ્ઞા માગી તે આપી. વિવેકિ-કુંકુમવિલેપન વસ્ત્રાલંકાર વગેરેથી સત્કાર કરી; જુઓ મૂળ हृदयमाममरणवसनकुङ्कुमाङ्गरागादिभिरभ्यर्च्य. અંતઃપુર માહિ ગયુ,-અહીં મૂળમા अन्त:पुर प्रविश्य એવો પાઠ છે. ભાલણે તે જ પાઠ લીધો હોય, તો અનુવાદ તેને અનુસરતો છે. પરંતુ अन्त:पुर નો અર્થ રણવાસ છે; જુઓ અમરકોશ ।૨।૨।૧૧। स्त्र्यगारं भूभुजामन्त:पुरं स्याद-वरोधनम् ।. રણવાસ રાજવંશીનો જ કહેવાય, બીજાનો નહિ; એ જોતાં મૂળમાં પાઠ ભ્રષ્ટ થયો લાગે છે. બાણભટ્ટે માત્ર अन्त: प्रविश्य લખ્યું હશે. જો આ ટૂંકો શુદ્ધ પાઠ ભાલણને મળ્યો હોય, તો એ ' અંતઃપુર માંહિ ગયુ ' એમ લખે નહિ. કદાચ એણે ' અતઃપર માહિ ગયુ ' લખ્યું હોય ને પાછળથી ' અતઃપર 'નૂં ' અંતઃપુર ' થઈ ગયૂં હોય. અતઃપર-તે પછી. માહિ-માંહેલા ખંડમાં.

૧૨-૨૫ શ્રીમંડપ-ભીંતર મુલાકાતનું દીવાનખાનૂં, શયન સ્થાનક-પંક્તિ ૨૨ માં કહેલું ‘શયનાગાર', સૂવાનો મહેલ. ગૂઢ સુરક્ષિત. પ્રીતિ કરી પ્રવેશ-પ્રીતિ સાથે જાતે જઈને. અતિક્રમ્યુ-ગાળ્યો; કિલકિલિ [ સં. कल् ૧ આ. અવાજ કરવો ]-અસ્ફુટ શબ્દ કરે છે: સરખાવો સં. किलकिला અને તે ઉપરથી થયેલો નામધાતુ. પલ્લવવાન- કૂંપળવર્ણી, કૂંપળ જેવી. દીપિકા-દીવા. બહુ ભેદ-અનેક આકારમા ગોઠવેલ. દીપિકા-મશાલ. એના ઉપરથી થયેલો દીવી શબ્દ કચ્છમાં મશાલના અર્થમા હાલ પણ વપરાય છે. સભા-રાજસભામાં. તૂર-વાદિત્ર; સરખાવો ગુજરાતી તરી. એ લોક સારંગી રાવણહથ્થો વગેરે વગાડે છે ને ઢેડના આશ્રિત છે. સરખાવો વળી સં. तूर्य, तौर्यत्रिक વગેરે. સામાન્ય ઉપરથી વિશેષ અર્થ થઈ સંસ્કૃત तुर, तूर्य અને ગુજરાતીમાં તૂરાઈ શબ્દો નીપજ્યા છે. શયનાગાર-સૂવાનો મહેલ. અવસાન-છેડો. નિશા થઈ અવસાન-રાત્રિ પૂરી થઈ. પ્રાતિ-સવારે. સં. प्रातर् શબ્દ અવ્યય છે. દંતધાવન-દાંત સાફ કરવા તે, દાતણ.

**પૃષ્ઠ ૬૬**

૧-૧૫ ઉદ્યાન-આ શબ્દ અહીં 'વન' ના અર્થમાં વાપર્યો છે; જુઓ પંક્તિ ૫. એથી ઊલટું प्रमदवनमां વન ઉદ્યાનવાચક છે. નિષાદ-જંગલમાં વસનારી એક પુરાણી અનાર્ય જાતના લોક. વાગુરજાલ [સં. वागुरा જાળ; जाल

ન જયો]-જાગીનો જથો વાગુરા વડે શિકાર કરનાર વાગુરિક, તે ઉપરથી થયેલો વાગરી શબ્દ ગૂજરાતીમા જાતિનાયક બન્યો છે ગજરથમેના સાથિ,- મૂળમા बहुगजतुरगपदातिपरिवृत' છે, તે જોતા 'રથ ને સ્થાને 'તુરગ' વાચવાની જરૂર છે, શિકારમા આડે વગડે ખાડા ટેકરા ને ઝાડીમા રથ અસ્થાને છે અને તુરગ આવશ્યક છે ટકારવ [ સ टङ्कार ]-પણછનો ઘોર, શરભ- એક વનચર પશુ અમરકોશની મહેશ્વરકૃત અમરવિવેક ટીકામા शरभो लडीसरा इति प्रसिद्ध' [मृग ] એમ કહ્યુ છે નૃપના-નગામની સાકળ ખનખન કરિ- ખણુખણે છે ખનખન સસ્કૃત નામધાતુ खणखणायते ઉપરથી થયો છે, જે સ क्वण् ઉપરથી થએલ છે આતપ વારણુ-તડકા રોકવાને, અહીં 'વારણુ' જૂનો હેત્વર્થ કૃદત છે સરખાવો સામળકૃત ભદ્રા ભામિની પહેરણુ [પરપ ૬૦૫] બેસણુ [૬૭૦] રીઝાવણુ [૬૮૫], મ્હોચાડણુ [૮૭૫] જુઓ હૈ વ્યો ૪।૪।૪૪૧। ધૂસર- ભૂખરો વિવિધ કુસુમ રેણુઇ ધુસર,-મળ સાથે સરખાવી અને ઉત્પત્તિ વિચારી 'નતાઇ'ને સ્થાને રેણુઇ વાચ્યું છે રાજકુમાર ફૂલની રજથી છવાયો હતો, વનવેલીએ નહિ વસત ઋતુમા પુષ્પો ખીલે છે ને તેની રજ ઊડે છે, તેથી અહીં વનવેલીઓના ફૂલની રજથી છવાયના રાજકુમારના વિશે વસતની ઉત્પ્રેક્ષા કરી છે લસત શોભતા મહિષ-જગલી પાડો, ભેંસો મેરગ [ સ कुरङ्ग ]- હરણ વેધિયુ-વીંધી નાખ્યો એને પ્રત્યક્ષ મ વેધ નામ સાથે અને પરપરાએ સ व्यध् [ ગૂ वींध ] ધાતુ સાથે સબધ છે

૧૬-૨૪ વીંજણિ [ સ व्यजन ]-વીજણો નામ અને વીંજ, ઉંજ ક્રિયાપદ સ वि+अज् [ જ્યૂ ]ઉપરથી થયા છે વીંજણિ નાખી કાય-વીમામો લીધા બાદ [વિશ્રમી] કુવરે પાણી પીધુ છતા (જલપાનથી) સેવકોએ પખા વડે પવન નાખી તેનૂ સુદર અગ પરસેવાથી મુક્ત કર્યું જલપાનથી [जलपाने स्थित,जलपाने भूत ] એ પ્રયોગમા थी સત્તાવચક છે જુઓ પૃષ્ઠ ૩૪, પક્તિ ૨૧, મમથી ઉપરની સમજૂતી જુઓ વળી પૃષ્ઠ ૨૪, પક્તિ ૨, શ્રાત થકા, અને પૃષ્ઠ ૨૯, પક્તિ ૨૮, નીડ થકુ ઉપરની સમજૂતી સરખાવો વિમલ પ્રબધ, ખડ ૩, તૂક ૫૫, ન ટલિ દેવથી, અને ખડ ૪, તૂક ૩૧, નવિ સીઝઈ વિદ્યા થકઇ રજત-રૂપુ જાવ-જિહા જાવ, જાહા, જ્યાહ, એ સૌ 'જ્યા' ના પૂર્વરૂપો છે હેમપીડિ-સોનાને બાજઠે દેવાર્ચન દેવની પૂજા [અર્ચન] ભક્ષ્ય- ખાવાને માટે તૈયાર કરેના પદાર્થ ભોજન કર્યા-ખાધા સાદુ-મિષ્ટ,સ્વાદિષ્ટ ઉત્તમ અન્ન-સરસ વાનીઓ કરી અ નિ-સબધાથ અવ્યય કૃદતના ઈ અને ઈને એમ બે પ્રત્યય કહેવાય છે તેમાના બીજા પ્રત્યય 'ઈને 'મા 'ને' વાગત

વિક રીતે ક્ષેપક છે. આ વાત, કરી અને નિ એ બેની વચ્ચે પાદપૂરણાર્થ અ અવ્યય આવ્યો છે, તેથી સ્પષ્ટ થશે. રાણીઇં,–જૂની ગુજરાતીમાં ઇં પ્રત્યય અપભ્રંશમાંથી ઊતરી આવ્યો છે. અપભ્રંશ દેવેં માં જોવામાં આવતો અનુસ્વાર પ્રાકૃત દેવેણ સંસ્કૃત દેવેન સાથેનો સંબંધ જાળવી રાખે છે. અનુકૂલ–મનપસંદ, અર્થાત્ મનગમતી રીતભાતવાળી. આભરણ–ઘરેણાં. અંગરાગ–શરીરે લગાડવાના સુગંધીદાર પદાર્થ, વિલેપન.

પૃષ્ઠ ૬૭

૧-૧૩ વિવેકિ–અધિકારનો ભેદ, ન્યૂનાધિક યોગ્યતા વિચારી, મનથી નાણી જોઈ. ભક્ષ કીધાં પાન–અહીં ભક્ષ એ ભક્ષણનું ખંડિત રૂપ છે, ભક્ષ્યની વિકૃતિ નથી; જૂઓ પૃષ્ઠ ६६, પંક્તિ ૨૧, ભક્ષ્ય ભોજન કર્યાં સહી. ઊલટમાન–ઊલટતો; ઊલટે છે. વર્તમાન કૃદંત કાળવાચક રૂપને ઠેકાણે વપરાવા બાબત પૃષ્ઠ ૧૨, પંક્તિ ૨૨, વસંત ઉપરની સમજૂતી જોવી. સંસ્કૃતમાં વર્તમાન કૃદંતનો પરસ્મૈપદ પ્રત્યય ન્ત્ અને આત્મનેપદ પ્રત્યય માન છે. પરસ્મૈપદ આત્મનેપદનો ભેદ પ્રાકૃતમાં ન રહેતાં બંને પ્રત્યયો ધાતુમાત્રને વર્તમાન કૃદંત બનાવવા લગાડવામાં આવ્યા; જુઓ હૈ. વ્યા.।૮।૩।૧૮૧. તે અપભ્રંશ દ્વારા જૂની ગુજરાતીમાં પણ ઊતરી આવ્યા. એ પ્રત્યયો પૈકી વધતાઓછા વપરાટને આધારે અર્વાચીન ગુજરાતીમાં પહેલો વર્તમાન કૃદંતના પ્રત્યય તરીકે રૂઢ થયો અને બીજો ઘુમમાન, બિરાજમાન વગેરે રગાંખડ્યાં વિશેષણમાં કૃત્ પ્રત્યય તરીકે જળવાઈ રહ્યો*. ઊલટ્ટું, ઊલટ, ઊલટી, ઊલટવૂં, ઊલટમાન વગેરે બોલ પ્રા. उव्वट्ट, ऊअट्ट, સં. उद्वृत्त ઉપરથી ઊતરી આવ્યા છે. લકાર ક્ષેપક છે. ઘાસ આગલિ નીરિયૂં–મ્હો આગળ ઘાસનો ઢગલો કર્યો. ગુજરાતી મૂળ નીર સંસ્કૃત નિકર [ઢગલો]નું કુટુંબી છે. તે સં. निकॄ, निकिर् ઉપરથી થયું છે; સરખાવો વેર, સં. विकॄ, विकिर् . શયનાગાર–શયનગૃહ.

૧૪-૨૫ ઊપજતિ યૌવન–ઊગતી જવાનીમાં. વિહિતી [સં. वह्]–ધારણ કરતી સ્વરસંક્રમથી હકાર પ્રગટ્યો છે, જે અર્વાચીન ગુજરાતીમાં એકારરૂપે દેખા દે છે. ક્વણિત–ખણખણતાં. રાજગૃહની દેવતા–રાજમહેલની અધિષ્ઠાત્રી દેવી. સંસ્કૃતમાં દેવતા સ્ત્રીલિંગ છે. કાય–સ્વદેહે, મૂર્તિમાન. પીન–પુષ્ટ, સ્થૂલ. રતિલીન–પ્રેમાળ, હેતાળ. ગલ્લ–ગાલ. કપોલ–ગાલની ઉપરનો ભાગ. કર્ણપત્ર–પાંદડી. લોલ–ચંચળ. ચલાયમાન.

*બંધારણનું ખરૂં સ્વરૂપ ન સમજાયાથી ઘુમમાન વ્યાપમાન એવી ખોટી જોડણીવાળાં રૂપો ઘુમમાન વ્યાપમાનને બદલે મળી આવે છે, જુઓ પ્રેમાનંદકૃત ભાગવત દશમ સ્કંધ, કડવું ૧૨, પંક્તિ ૫, યોગનિદ્રાને આજ્ઞા થઈ, તેહવી વ્યાપમાન.

પૃ૯ ૬૮

૧-૫ હાવભાવ,-સ્ત્રીના અઠ્ઠાવીસ સત્ત્વજ અલંકાર કહ્યા છે, તેના ભાવ અને હાવ ઉપલક્ષક છે. એ અઠ્ઠાવીસ અલંકાર બાબત दशरूप ।२।२८-૬૧। જુઓ. કટાક્ષ-આંખની કીકીનું વિવર્તન કર્મ. એ ભ્રમણ આદિ અન્ય કર્મનું ઉપલક્ષક છે. એ બાબત ભ. ના. શા. ।૮।૬૧-૬૮। જુઓ. કામતંત્રના મર્મ-કામશાસ્ત્રની ચોસઠ કળા, જે पाञ्चालिकी चतुःषष्टि નામે ઓળખાય છે, તેનાં રહસ્ય. એ પણ સમગ્ર કામશાસ્ત્રના ઉપલક્ષણાર્થે છે. એ બાબત વાત્સ્યાયન મુનિનું कामसूत्र જુઓ. સંપૂરણ-પૂરેપૂરી. કલા-ચોસઠ નાગરિક કલાઓ. એ બાબત का. सू. ૧।૩।૧૬। જુઓ. ગતિ-જ્ઞાન, વાકેફગારી. ભેદ કેરા નર્મ-નર્મના ભેદ. નર્મ એ કૈશિકી વૃત્તિના ઉપલક્ષણારૂથે છે. એ બાબત दशरूप ।२। ૪૪-૪૮। જુઓ. પત્રલેખા નાયિકાલકાર, નેત્રાદિના અભિનય અને કામશાસ્ત્ર જાણતી હતી. તેને ચોસઠ કળાનું અને કૈશિકી વૃત્તિવાળા શૃંગાર રસનું પણ જ્ઞાન હતું. વાત [ સં. वार्ता ]-હકીકત; સરખાવો वृत्त.

૬-૨૬ કુંતલ દેશ પશ્ચિમ ઘાટની પૂર્વમાં ભીમા અને વેદવતીની વચ્ચે આવ્યો હતો. બિજાપુર, ધારવાડ, બેલેરી, ચીતલદ્રુગ, સીમોગા વગેરેનો જૂના કુંતલ દેશમાં સમાસ થાય છે. ટીકાકાર ભાનુચંદ્ર कुलूत પાઠ સ્વીકારે છે. કુલૂત દેશ જાલંધર દુઆબના ઇશાન કોણમાં શતદ્રુ [ સતલજ ] નદીને કાંઠે હિમાલયની ખીણમાં આવ્યો હતો. એ હાલ કુલૂ નામથી ઓળખાય છે. બાણભટ્ટના સમયમાં એ ડુંગરી રાજ્ય બહુ મહત્ત્વ ધરાવતું ન હતું. એથી ઉલટું કુંતલ દેશ ઘણા સૈકાથી ઇતિહાસમાં જાણીતો હતો. બાણભટ્ટના સમયમા એ દેશનો રાજા સત્યાશ્રય પુલકેશી પૃથ્વીવલ્લભ મહા સમર્થ મનાતો હતો. એ હકીકત ધ્યાનમાં લેતાં ભાલણે સ્વીકારેલો પાઠ જ ગ્રાહ્ય લાગે છે. બંદી માંહાથી [ बन्दीनां मध्ये स्थिता ]-કેદી સ્ત્રીઓ ભેગી. અનાથ-નિરાધાર, માબાપ વગરની. વધારી [ સં. संवृधના પ્રેરક ઉપરથી ]-ઊછેરીને, સંસ્કૃતમાં प्र, परा, अप, सम् વગેરે પુરોગ [ prefixes ] ધાતુ સાથે જોડાઈ અર્થમાં ફેરફાર કરે છે, તેને ઉપસર્ગ કહે છે. તેઓ ધાતુ સાથે જોડાયલા રહે છે, તેને લીધે તેમને ઉપસર્ગ સંજ્ઞા મળી છે. મહાસંસ્કૃતમાં તે ધાતુથી છૂટા વપરાતા હતા, સંસ્કૃતમાં પણ હ્યસ્તન અને અનદ્યતન ભૂતકાળનો આગમ તેમની અને ધાતુની વચ્ચે ઘુસી તેમનાં નોખાપણાની ઘસાઈ ગયેલી યાદગીરી તાજી રાખ્યા કરતો હતો. આ શિથિલ સંબંધને લીધે કે પછી બીજા કોઇ કારણથી ઉપસર્ગ ખરી પડી ધાતુ સોપસર્ગ ક્રિયાના અર્થમાં એકલો વપરાતો ગુજરાતીમાં મળી આવે છે. संवर्धयने

ઠેકાણે વધાર મૂળનો ઉપયોગ એ કોટિનો છે. જુઓ વળી નિરામય સાંભળ, નિપદ્ પોદ, નિર્ગમય ગમાવ ગુમાવ, अतिवाहय વહા, वित्+अं ઉંજ, संपन्न બન વગેરે. સરખાવો વળી વિશ્રમ્ય સંબ્ધું, परिवस् વાસી [ पर्युषित ] વગેરે. વધાર એ વધ મૂળ ઉપરથી થયેલું પ્રેરકરૂપ છે. બહિયલ દહેગામ તરફ પ્રેરકપ્રત્યય આર સંભળાય છે. પરંતુ બેમાર, સૂવાર, ઘટાર વગેરે રૂપો ગ્રામ્ય ગણાઈ તેમનો વપરાટ ઘટવા લાગ્યો છે અને શિષ્ટ રૂપ બેમાડ, સૂવાડ, ઘટાડ વગેરેનો ફેલાવો વધ્યો જાય છે, જેથી થોડાક સમયમાં પ્રેરકપ્રત્યય આર એ ભાગમા વપરાતો બંધ પડવાની વકી છે*. સંસ્કૃતમા પ્રેરકપ્રત્યય अय છે, ઉદા. पाचयति, कारयति. આકારાંત અને કેટલાક અન્યસ્વરાંત ધાતુનો પ્રેરકભેદ કરતા अयની પૂર્વે प् વધારવામા આવે છે; ઉદા. दापयति. अर्पयति, તે ઉપરથી પાલીમાં आपय, आपे પ્રત્યય ઉત્પન્ન થયા; ઉદા. पचापयति, पचापेति. તે પ્રાકૃતમા થઈ અપભ્રંશમાં आवि, आव રૂપે દેખા દે છે; ઉદા. करावेइ करावइ. આ અપભ્રંશપ્રત્યય ઉપરથી પંજાબી અને જૂની હિંદીમાં आउ [ ઉદા, दिखाउना, कराउना ], બંગાળી અને ઉત્કલીમાં आइ [ ઉદા. कराइते અને कराइया ], મરાઠીમા आव, वव, अवि, इव, ईव, ईवि [ ઉદા करावणें, करवणें, करविणें, वरिवणें करीवणें, करीविणें ], ગુજરાતીમાં આવ [ ઉદા. કરાવવું , બોલાવવું ] અને અર્વાચીન હિંદીમાં आ [ ઉદા. कराना, बुलाना ] ઉતરી આવ્યા છે. સિંધી आर [ ઉદા. दिखारणु, सुम्हारणु ] અને ગુજરાતી આર, આડ [ ઉદા. બેસારવું , બેસાડવું ] પ્રત્યયો ક્ષેપક રકાર અને ડકારના વધારાથી પુરાણા પ્રેરકપ્રત્યય आ ઉપરથી ઊપજી આવેલા જણાય છે. સિંધીમાં અને ગૂજરાતીમાં એ ક્ષેપક પ્રેરકપ્રત્યય आના પછી આવે છે. હિંદીમાં કેટલાંક રૂપોમા પ્રેરકપ્રત્યય आની પૂર્વે ક્ષેપક ल ઊમેરાય છે; ઉદા. पिलाना, दिखलाना. ગૂજરાતીમા સ્વરાંત મૂળના પ્રેરકમા આવ પ્રત્યયની પૂર્વે ક્વચિત વકારરકાર અને વકારડકાર ઘુસી જાય છે; ઉદા. કહેવરાવ કહેવડાવ, જોવરાવ જોવડાવ, ન્હીવરાવ ન્હીવડાવ, સૂવરાવ સૂવડાવ, ખવરાવ ખવડાવ એવા જ પ્રસંગમા આડ પ્રત્યય પૂર્વે ક્ષેપક વ ઊમેરાયલો જોવામા આવે છે; ઉદા. કહેવાડ, જોવાડ, ન્હીવાડ, સૂવાડ, ખવાડ. આ ક્ષેપકોને લીધે અસલ પ્રેરકપ્રત્યય ન ઓળખાઈ ખવરાવરાવ ખવડાવરાવ વગેરેમા વપરાયલો પુનરુક્ત

---

* સં. वर्धापय ઉપરથી થયેલું વધાવ ક્રિયાપદ બોલાય છે તેનાથી જૂદું ઓળખાવવાને વધ મૂળ ઉપરથી બનાવેલું પ્રેરકરૂપ વધાર ગૂજરાતીમાં વપરાય છે, તે નો વપરાટમાં રહેશે જ.

રાવ પ્રત્યય ઉત્પન્ન થયો છે. મુઝનિ મનિ ઊપનૂં-મારા મનમાં થયૂ; મારા મનમા આવ્યૂં. પાનનુ કરંડ વહિતી-તાંબુલવાહિની તરીકે. પદારૂથે વાક્ય-રચના નામે પ્રૌઢિનો આ દૃષ્ટાંત છે.-એહવૂં જાણી મોકલી છિ સુંદર રૂપ પ્રકાશિ-આનૂ સ્વરૂપ અદ્‌ભુત ખીલી નીકળે છે-અર્થાત્ એ તારે પાસે રાખવા યોગ્ય છે, એમ વિચારી મેં એને મોકલી છે. બાળા એહનિ લડાવે-જેમ બાલિકાને લાડ લડાવિયે, તેમ એને લડાવજે. વાચક લુપ્ત; જુઓ મૂળ बालेव लालनीया।. પ્રાકૃત અને અપભ્રંશમા સંસ્કૃત વિધ્યર્થનૂ કામ આજ્ઞાર્થ બજાવે છે. એ આજ્ઞાર્થ બીજે પુરુષ એકવચન અપભ્રંશમા इ, उ ને ए પ્રત્યયથી થાય છે, જુઓ हे. व्या ।८।४।३८७. જૂની ગૂજરાતીમા એમાના इ ને ए ઊતરી આવ્યા. પહેલો આજ્ઞાના અને બીજો વિધિના અર્થમાં નિયત થયો. વિધ્યર્થમા ભવિષ્યકાળનો અર્થ રહેલો છે, તેથી કરીને વિધિના અર્થનૂ લડાવે રૂપ ભવિષ્યાર્થ બતાવનારૂં બન્યૂ, અને તેનો લડાવજે અર્થ થયો. આ વિધિના અર્થનો 'એ' પ્રત્યય પ્રેમાનંદના કાળ સુધી ટકી રહેલો જોવામા આવે છે. ચપળપણૂં-અછકલાપણૂં. કિહિજુ-કહેજે જુઓ હ્રસ્વસ્વરક્રમ બાબત પૃષ્ઠ ૬૭, પંક્તિ ૧૭, વિહિતી ઉપરની સમજૂતી આ રૂપમાનો જકાર, સંસ્કૃતમા બીજા વર્ગના ધાતુના વિધ્યર્થ પરસ્મૈપદ રૂપમા આવતા या નો દઢીકરણ વિધાનથી પાલીમા य्या અને તે ઉપરથી પ્રાકૃતમા ज्जा થયો હતો, તેનો અવશેષ છે વિધ્યર્થ રૂપોનો વપરાટ બંધ પડવાથી ધાતુ સહિત ज्ज કે ज्जा પ્રાકૃતમા અંગ લેખાઈ તેને કાળવાચક પ્રત્યયો લગાડવામા આવ્યા, જુઓ हे व्या. ।८।३।१७४। આ રીતે ગૂજરાતીમા કિહિજિ કહેજે, કિહિજુ કહેજે રૂપ ઊતરી આવ્યા. સંસ્કૃત વિધ્યર્થમા સમાયલો આજ્ઞા સાથે ભવિષ્યનો અર્થ એ રૂપોમા અત્યારે પણ જળવાઈ રહ્યો છે. ઊછેર્યાં માટિ-ઊછેરીને મોટી કરી તેને લીવે. પ્રેમપ્રસાર-હેતનો ઉભરો. પરિચારિકા-તબિયત ઉઠાવનારી, સેવા કરનારી. જોગિ-યોગ્ય, સરખાવો રાજિ, પૃષ્ઠ ૩, પંક્તિ ૨૪, અન્યો-અનિ, પૃષ્ઠ ૯, પંક્તિ ૭ વગેરે. કાલ કેટલુ કરિ સેવા-એ કેટલોક વખત *તારી સેવા કરશે. કહુ એ ઉપયોગ-એ રીતે એને આપની સેવામા રાખજો* કહ્યૂં છે. ઊલટ-માતુશ્રીની આજ્ઞા અમલમા મૂકવાનો ઉમંગ આગન્યા દીપી-રજા આપી, વદાય કર્યો. કામિની-સ્ત્રી. ભામિની-કાંતિવાળી.

પૃષ્ઠ ૬૯

૧-૧૫ છાયાની પરિં-જેમ કાયા ને છાયા સાથે ને સાથે રહે છે, તેમ તે પણ રાતદહાડો પળનો પણ આંતરો પડવા દીધા વગર [નિરંતર]

માથે ને સાથે રહેતી હતી સેનાથી ચૂકિ નહીં [ सेवाया न च्यवत ]–આ અપાદાનવાળી વાક્યરચના સંસ્કૃત વ્યાકરણને અનુસરતી છે. સાધારણ બોલીમા આપણે 'સેવામા ચૂકે નહિ' એમ કહિયે છિયે આતમા પાઇ અધિક વ્હાલી-પત્રલેખા ચંદ્રાપીડને પોતાના જીવ કરતા પણ વધારે વ્હાલી હતી. પાહિં કે પાહિ રૂપ પણ જૂની ગૂજરાતીમા મળી આવે છે, જુઓ ભીમકૃત પ્રબોધપ્રકાશ, ૬,૨૮, માતા પાહિં તૂ અધિક અને કા પ્ર, ૧,૧૮૨ એક એક પાહિ અપરાણા વખત જતા પાઇ ઉપરથી પ નામયોગી ઉદ્ભવ્યો જુઓ પ્રેમાનંદકૃત નળાખ્યાન, ૫૩, ૩૮, હું પેં તું શું કીધ ? જૂના પાઇ પાહિં સુકાબલાના અર્થ ઉપરાંત માર્ફતીના અર્થમા પણ વપરાયના મળી આવે છે, જુઓ કાદ ઉ ભા, ૪,૧૦ પ્રધાન પાઇ શીખ મગાવી, અને કા. પ્ર,૪,૧૧૯, વ્યાસ પાહિ તેડાવ્યા તેઉ પ્રેમાનંદકૃત રોગદર્શિકા સત્ય ભામાખ્યાનમા તરફના અર્થમા પા રૂપ પણ વાપર્યું છે જુઓ પૃ ૧૦૩, આણીપાથી સત્રાજિતે મને કાઢી મૂકી અને પેલીપાથી પદ્મપ્રભા આવી કહી ગઈ કે જે હવેથી ૦ તરફના અર્થમા પા અત્યારે પણ વપરાય છે મુકાબલાનો, માર્ફતનો અને તરફેણનો અર્થ, પાસે એને પડખે છતા, પાસે એટલે મારફત અને પાસે એટલે તરફ, એ ઉપરથી પ્રસ્તુત નામયોગીઓમા સ પાર્શ્વ મૂળમાથી પાનવેના લાગે છે કીછઇ, કીજિ–કરિયે વિમાશુ ભૂપતિ-રાજાએ વિમાસ્યુ, વિચાર કર્યો સજ્જાઇ [ सं सज्ज तैयार ]–તૈયારી હઇઇ વિચારી મતિ-મન સાથે [ હઇઇ ] એ પ્રમાણે હગર [ મતિ ] કરીને સભા-કચેરી વિસ્તાર-વિસ્તારીને, જુઓ પૃષ્ઠ ૩૦, પક્તિ ૨, અવનોક ઉપરની સમજૂતી

૧૬–૨૫ આતા [ स आत्मज, प्रा अत्तज ] હે વત્સ ! વ્હાલથી પુત્રને સંબોધતા આ શબ્દ પ્રેમાનંદના સમય સુધી વપરાયનો મળી આવે છે, જુઓ પ્રેમાનંદકૃત ભાગવત દશમ સ્કંધ કડવુ ૨૬, પક્તિ ૧૧, કા રોયા આતા ? નીતિ તથાપિ વિચારી–તેમ છતા એ હૃ જે નીતિના વચન કહુ છુ તે ધ્યાનમા લે અહીંથી યૌવન, લક્ષ્મી અને રાજ્યાધિકારથી ઊપજતા અનર્થ વિશે શુકનાસનુ સુપ્રસિદ્ધ ભાષણ શરૂ થાય છે મદજિ તનુથી૦–શરીરમા સ્વાભાવિક રીતે યૌવનના રૂપમા અધકાર પસરે છે, તે દીવાથી, મણિની જ્યોતથી કે સૂર્યથી એ જરાય પણ ટળતો નથી અહીં યૌવનમદમા અધકારનો આરોપ કરી તેનો તેજના અભાવરૂપ અવકાશથી વ્યતિરેક બતાવ્યો છે તનુથી

[ तनौ स्थितायाम्, तनौ सत्याम् ]-શરીર વિદ્યમાન છતા, અર્થાત્ શરીરની અપેક્ષાએ, સરખાવો પૃષ્ઠ ૧૦, પંક્તિ ૧૧, ચરણ થકી [चरणयोः स्थितयोः]. પરિણામિ-(૧) છેવટે, (૨) ઘડપણે કોડિક-કરોડો ઊપાઇ [ સં. उत्पादयति, પ્રા. उप्पाएइ ]-ઉત્પન્ન કરે છે, ઊપજાવે છે. અનર્થ કોડિકો-જે ( જુ ) અનીતિ (અગારગ)ના કામરૂપી કરોડો અનર્થ ઊપજાવે છે, અર્થાત્ જેને લીધે કુમાર્ગે ચડી કુકૃત્ય રૂપી અનેક અનર્થ માણસ આદરે છે. ટાલ્યા કિમહિં -જે [જુ] ટાળતા છતા એ કરોડો આજણ આન્યે કેમે [ કિમહિ ] ટળતૂ નથી. ટાલ્યા-ટાળ્યું છતા. સરખાવો પૃષ્ઠ ૨૩, પંક્તિ ૧૧, વ્યાધ ગયા. અંજન કરિ-અંજન કર્યે, અંજન આન્યાથી. રૂપ ધ્યાનમા લેવૂ ઉશીર-વીરણ. દર્પજ્વર-અભિમાન રૂપી તાવ. તાપ-દાહ. કિમહિ-કેમે. આ ' કિમઇ 'નૂ બીજૂં રૂપ છે. એમા હકાર પ્રક્ષિપ્ત છે. મૂળ ' કિમઇ 'મા ઇ. સ. अपिનો અવશેષ છે.

પૃષ્ઠ ૭૦

૧-૨૫ વિષય વિષ .... અવમાનિ-સાધારણ રીતે વિષનૂ ઘેન [મોહ] મનથી જડીબુટ્ટીથી અને ગારુડ મણિથી ઊતરે છે, પરતુ વિષય રૂપી વિષના ભક્ષણ [આસ્વાદ]નૂ ઘેન તો કશાએ ટાળ્યૂ ટળતૂ નથી સ્નાનથી શરીરે ચોટેલો મેલ દૂર થાય છે, પરતુ રાગનો મેલ તો વજ્રલેપ થઈ કરોડ વાર ન્હાયે પણ દૂર થતો નથી. રાત વીતી જતા [ નિશા અવસાનિ ] ઊંઘનો છેડો આવે છે, પરતુ રાજસુખનૂ જે ધારણ છે તેનો તો કેમે છેડો આવતો નથી. અહીં પણ વ્યતિરેક જ ચાલુ છે. ઊષધિ [ સ. ઓષધિ ] ચમત્કારક ગુણવાળી વનસ્પતિ, જડીબુટ્ટી આરભનો દીર્ઘ સ્વર ઓકારને સ્થાને આવી માપ સાચવે છે. અમાતુષી શક્તિ-મનુષ્યલોકમા બીજાને નથી તેવી સત્તા. એકેકલા -એક એક છતા પણ, એક એક લેતા પણ. અવ્યયરૂપ; સરખાવો एकैकश અને प्रत्येकम् એકત્ર સ્થલા-એકઠા. અશુદ્ધ-મલિન, વિકારથી ડોળાયલી. અતિ રૂપ ગુણ આસક્ત નેત્ર-પચ વિષય પૈકી જે રૂપમા જ આસક્ત છે એવા નેત્ર ધોળા છતા એ કુદરતી રીતે [ સ્વભાવિ ] બહુ રાગવાળા થાય છે વિરોધાભાસ અલંકાર. રાગ-(૧) રતાશ, (૨) પ્રીતિ. રૂપ, રસ, શબ્દ સ્પર્શ, અને ગધને ન્યાયમા ગુણની અને વેદાતમા વિષયની સજ્ઞા આપી છે. ધવલ થકા ઇ [ धवले स्थिते अपि ]-ધોળા છતા એ; જુઓ પૃષ્ઠ ૨, પંક્તિ ૨૩, દીન થકા ઉપરની સમજૂતી. ચિત્તચંચલ [ સ चञ्चलचित्तः બહુવ્રીહિ ] -ચચળ ચિત્તવાળો, વિહ્વળ આસ્વાદતા-ચાખતા. તંન [ સં. तनु શરીર ]-

જાતને; સરખાવો કાયિ, પૃષ્ઠ ૧૭, પંક્તિ ૧૮. દિઙ્મોહ [ दिग् दिशाः મોહ ભાન ભૂલવું તે ]–દિશા ન સૂઝવી તે. અવરિ નહિ અજ્ઞાન–બીજાના મનમાં તેમના અજ્ઞાનને લીધે ઉપદેશ ઊતરતો નથી. લેશ–ભાગ. પડગમિ [ સં. परिगम् ચારે કોર પસરવું ]–વ્યાપે છે. લાગે છે. ગુરવચન જલ૦–વડીલની શીખામણ ગંગાજીના જળની પેઠે સર્વ ગુણ [(૧) સદ્ગુણ, લાભ; (૨) પુણ્ય, કલ્યાણ]નું મૂળ છે; તેમ છતા એ દુર્જનના કાને પડતાં ભારે શૂળ [ (૧) દુઃખ; (૨) કર્ણશૂળ ] ઊપજાવે છે. સાધુનિ શોભા કરિ૦–જેમ શંખથી હાથીના કાન શોભે છે, તેમ સત્પુરુષના શ્રવણ ગુરુના સદુપદેશથી શોભે છે: જેમ પાખથી પક્ષીના ક્ષુધા તૃષા આદિ દુઃખ ટળે છે, તેમ સદુપદેશથી સર્વ દુઃખ ટળે છે. આ છેલ્લી ઉપમા ભાલણે પોતાના તરફની ઉમેરી છે. ઉપદેશ ભાસિ સાધુનિ–સત્પુરુષને ઉપદેશ રુચે છે, રૂડો લાગે છે.

**પૃ૪ ૭૧**

૧–૧૧ ગિરી જાઇ–(૧) ગળી જાય છે, આ કાનેથી આ કાને નીકળી જાય છે, ટકવા પામતો નથી; (૨) ઝરી જાય છે. ગિર મૂળ સં. गल् ધાતુનો પ્રેરક છે ને તે અર્વાચીન ગળ મૂળનું જૂનું રૂપાંતર છે. પ્રકૃતિનિ ગુણ થં કરિ ઉપદેશ૦–સારા [ સુધ, સં. शुद्ध ] ઉપદેશ આપેલા પણ માણસના જાતિ-સ્વભાવ [ પ્રકૃતિ ] ઉપર શું કઇ પણ રૂડી અસર [ગુણ] કરે છે ? નથી કરતા. કાકુ પ્રશ્ન છે. વિષ વાધિ અતિ ઘણું સર્પનિ પાયૂં દૂધ–સર્પને દૂધ પાયેલું હળાહળ ઝેર વધારે છે. વાધિ પ્રત્યક્ષ સં. वृध् [ ગૂ. વધ ] સાથે નહિ, પણ તેના પ્રેરકરૂપ वर्धय સાથે સંબંધ ધરાવે છે. વધ–વાધ સાથે મર–માર, પડ–પાડ, તર–તાર વગેરે સરખાવો. જૂઓ વળી પૃષ્ઠ ૫૫, પંક્તિ ૪, સંપાઠી, અને તેના ઉપરની સમજૂતી. કાષ્ઠથી....શીતથી–ઠંડા લાકડાથી. વિશેષ્ય અને વિશેષણ છૂટાં પડી ગયા છે અને વિશેષ્ય વપરાઈ ગયા પછી વચ્ચે બીજું પદ પદ આવી જઈ વિશેષણ વપરાયું છે તેથી ઉભયને પ્રત્યય લગાડયો છે; સરખાવો સંસ્કૃત રચના. વર્તમાન કાળમાં પાસે કે છેટે પડેલાં વિશેષણ વિશેષ્યમાં બહુધા 'એ' પ્રત્યય વિકલ્પે બેવડાય છે. હુતાશંન [ हुत+अशन ] –અગ્નિ શૂં ચંદનનિ,–સંગતિ વિચારી વદન બદલ ચંદન પાઠ ચોજ્યો છે. અગ્નિનો સ્વભાવ દહનનો છે, તે શીતળ ચંદનનાં લાકડે પોષાયાથી ટળતો નથી. વડવાનલ–પુરાણોમાં કહેલો સમુદ્રની અંદર બળ્યા કરતો અગ્નિ. તે સમુદ્રના જળે છંટાઈ ઓલાવાને બદલે પ્રજળ્યા કરે છે. પરચંડ [સં. प्रचण्ड] –ઉગ્ર, ભયંકર. બ્રહ્માંડ–વિશ્વમાં, જગતમાં. મલ–(૧) મલિન ભાવ કે

વૃત્તિઓ; (૨) ભેદ્ય. પ્રક્ષાલન–ધોઈ નાંખનાર. પલિત પાખિ૦–પળિયાવાળું વૃદ્ધપણું [ વડપણ ] આવે છે તે જૂદું; સદ્દુપદેશથી તો સંસારમાં પળિયાં વગરનું વૃદ્ધપણું [ વડપણ ] આવે છે. સોનાના ઘરેણા [ આભરણ ] થાય છે તે જૂદાં, આ તો સોના વગરનુ ઘરેણું છે. દીવા વગેરેની જ્યોતથી ઊજાસ [ પ્રકાશ ] પ્રગટે છે તે જુદો; આ તો જ્યોત વગરનો ઊજાસ [ જ્ઞાનનું અજવાળું ] છે. ઉદ્વેગ [ પીડા ] ઊપજાવનારો પ્રજાગર [જાગરણ] થાય છે તે જૂદો; આ તો ઉદ્વેગ [ ખેદ ] વગરનો પ્રજાગર [ જાગૃતપણું, સાવધાની ] છે. અહીં પાખિ વિણુ અને રહિત ભિન્નપણું બતાવે છે. શનિ પ્રકાશ–ગજાના ગ્રંથમા તો ઉપર કહ્યુ તે ખુલ્લી રીતે, ખાસ કરીને ખરૂ છે.

૧૧–૨૫ પડછંદાની પિરિ–જેમ પડઘો [પડછંદુ, સ. प्रतिशब्दः] માણસના બોલેલા બોલ બોલે છે, તેમ રાજસેવકો રાજાના બોલ ઝડપી લેઈ હાજી હાજી સાથે રાજાને ગમતું બોલે છે, સાહચર્યાર્થ પ્રત્યય લુપ્ત. ગજની પિરિ મીંચિ લોચન–હાથીની પેઠે મદમા આંખો મીંચે છે. આ અવધીરણાનો અનુભાવ છે. નિભ્રછિ [ સં. निर्भर्त्स् , ૧૦, ભાડવૂ ]–વખોડે છે, નિંદે છે; જુઓ પ્રેમાનંદ-કૃત નળાખ્યાન, કડવું ૨૧, વલણ, 'નળ માનવ; કદ્રૂપ કાયા' નગ નિભંછયો નળે. વિપરીત પરગતિ૦–રાજાની પ્રકૃતિ અહંકારની મૂછોવાળી હોઈ વિષમ [ વિપરીત ] છે, અર્થાત્ રાજા કહ્યો, એટલે અહંકારથી ભાનસાન ભૂલેલો થઈ ચૂકયો. અલીક ઉન્માદ ધન કરિ૦–પૈસો અનેક પ્રકારના વિકારવંશો

છે, તોયે લક્ષ્મી ક્ષણમા જતી રહે છે; ઓયમા નનાડી રાખી હોય છે, તોયે ક્ષણમા જતી રહે છે. ત્રુહિ ક્ષણ્ એક માહિ જાય, એ મધ્યમણિ ન્યાયે પૂર્વે જનાર તેમ જ પછી આવનાર વાક્ય સાથે સબંધ રાખે છે. પ્રીતિ જાણિ નહીં–પ્રીત પ્રમાણતી નથી. શાસ્ત્રજ્ઞાન–વિદ્યા. ગધર્વનગર–પૃ૦ની ઉપરના મૃગજળની પેઠે હવામાનો માયિક દેખાવ કિરિ વૃક્ષ–ગમે તે ઝાડ. ગગા જિમ વસુ૦–ગગા વસુ નામે દેવોની જનતી એટલે માતા છે, તેમ લક્ષ્મી પણ વસુ [ધન]ની જનની એટલે નીપજાવનારી છે, તેની સાથે ગગાના તરગ જેમ ચચળ છે, તેમ એ લક્ષ્મીના તરગ પણ ચચળ ગતિવાળા છે, તે એકરંગી નથી, બહુરગી છે ઈર્ષ્યાઈ–શોક્યની ઈર્ષ્યાથી. કટકની પિરિ૦–દાતાઓ તો એ કાટા જ કાઢી નાખે છે. વીસારિ દુ:સ્વપ્નની ગતિ૦–માઠું સ્વપ્ન આવ્યુ હોય તો તેને માણસ જેમ વીસારે નાખવા કરે છે, તેમ તે પવિત્ર પુરુષને પણ વીસારે નાખે છે. અમૃતસહોદરી અમૃતની બહેન. અમૃત અને લક્ષ્મી બને સમુદ્રમાથી પ્રગટ્યા હોવાથી તેમને સહોદર કહ્યા છે. કડુઆ વદિ વચન–લક્ષ્મી, અથાત્ ધનવાન પુરુષ કડવા બોલ બોલે છે. પુરુષોત્તમ–(૧) વિષ્ણુ ભગવાન, (૨) ઉત્તમ પુરુષ. વલ્લભા–(૧) પત્ની; (૨) વ્હાલી. વિરોધાભાસ અલકાર. મૂઢ પરિ–બહોળી રીતે, અત્યંત. અંધકાર–(૧) અધારુ, (૨) અંધ બનાવનાર રોગ, અધાપો. મૂળમા ક્લિષ્ટ તિમિર શબ્દ છે, તેને ઠેકાણે ભાલણે રૂઢ અને યૌગિક અર્થમા અધકાર બોલ વાપર્યો છે. હવે ઈંદ્રિયો અને મન વિષયની લાલસાથી પરવશ બની ધનવાનને કેવા દમે છે તે કહે છે. વિષય લાલચિ વાહિયા રે૦–વિષય સુખની લાલચથી લોભાઈ પરવશ બની ઇંદ્રિયો જાણે પાચ નહિ પણ સો કે હજાર હોય એવો તાલ જમાવે છે [ મચ કરિ ], અર્થાત્ જોર જણાવી પીડે છે. મન પણ એક છતા જાણે અસંખ્યાત હોય તેમ દમે છે. ઇદ્રી બોલ સસ્કૃત इन्द्रिय પ્રમાણે નપુસક લિંગે વાપર્યો છે.

પૃષ્ઠ ૭૩

૧–૨૫ ઉત્પત–મૂળ અર્થ અણચિંતવી પીડા, તે ઉપરથી અહીં અનર્થ એવો ગૌણ અર્થ થાય છે. અણછતી તે ઊપજિ વેદના મસ્તકશય–તેણે [અર્થાત્ લક્ષ્મીમદે] માથાના દુખાવાની ન અનુભવેલી [ અણછની ] પીડા જાણે ઊપજે છે. જેવી રીતે દારૂની કેફ [ મદ ]થી ન અનુભવેલી માથાની વેદના થાય છે જેથી કફ કરનાર કોઈની સાથે બોલતો ચાલતો નથી ને પડી રહે છે, તેવી રીતે લક્ષ્મીની કેફથી પણ માણસ કોઈની સાથે બોલતો

નથી અને જાણે ન અનુભવેથી શિરોવેદના થઈ હોય તેમ પડી રહે છે. મૂળમા समच्छदतरव इव *रजोविकारैरासनवर्तिना शिर शूलमुत्पादयन्ति છે, તે તર્ક કવિએ બદલી નાખ્યો છે નિમિત્ત જેણિ-જે કારણથી. આમય-દારૂ વ્યસન-દુ ખ, ખરાબી. સહજિ ધીર-મળથી જ દૈરેય. જ્ઞાન-જ્ઞેય, જ્ઞાનનો વિષય. સસ્કાર-ઊંચા પ્રકારની કેળવણી લોભ સમગ્ર રાજસત્તા એકલા પોતાના હાથમા રાખવાનો લોભ સંતોષ અંગીકાર-પિતાપુત્રના દ્વૈરાજ્યથી વિભક્ત રાજસત્તા ધારણ કરવાનો સતોષ સ્વીકાર્યો છે. તૃષ્ણા-રાજસત્તાનો લોભ રેપ [ મ. રેખા ]-અત્યત થોડ ભાગે, લગાર પણ રાજવટના મર્મ-રાજની તિના રહસ્ય યુવરાજનૂ આસન-યુવરાજપદ. સાવધાન-પ્રમાદ રહિત, કર્તવ્યમાં તત્પર, જાગૃત તહ્માહિ કુલકર્મ અછિ તે ધર ધુરાનુ ભાર-જે ધૂસરી [ધુરા]-નો ભાર વશપરપરા[ કુલકર્મ, મ कुलक्रम ]એ તમારે ધારણ કરવાનો છે તે ધારણ કરો. પ્રાચીન અછઇ અને અર્વાચીન છે એ રૂપોની સાકળના વચલા અંકોડા પૈકી એક અછિ રૂ ા છે. છતૂ અછતૂ અણછત વિશેષણો અને છત અછત નામો નિપજતા અછિ ક્રિયાપદનૂ મૂળ સ. अस् ૨, ઉ. હોવૂં જોઇયે જેઓ સ્થિત્યર્થ आस् અને ગત્યર્થ ऋच्छ् ઉપરથી ગૂજરાતી સત્તાર્થ ક્રિયાપદ ઉપજાવે છે, તેઓ પ્રાકૃત પૂર્ણજ अच्छ ના સ્વરૂપથી આકર્ષ દોરાતા હોય એમ લાગે છે આ પ્રાકૃત ધાતુમા ચકારનો પ્રક્ષેપ પા વ્યા । ૧૭૩। છે च। એ સૂત્રે નોંધેલા ઉચ્ચારણના વલણને આભારી છે. એ વલણને લીધે જેમ इष नो સસ્કૃત इच्छ આદેશ થયો છે, તેમ अस् નો પ્રાકૃત अच्छ આદેશ થયો છે. એ વલણ બદલાવાની સાથે અપભ્રશકાળમા પ્રક્ષિપ્ત ચકાર ગૂમ થાય છે. આ રીતે ગૂજરાતી સત્તાર્થ ક્રિયાપદની ઉત્પત્તિ છે. મસ્તક વાગ્ધ કરાવુ-પ્રતિજ્ઞા વધારો, ખ્યાતિ વધારો મહૂરત દિન ઉત્તમ છિ જે રાજ્યનુ આરભ -ધન્ય [ઉત્તમ] ઘડી ને ધન્ય દિવસ કે યૌવરાજ્ય[ રાજ્ય ]ના અભિષેકનો સમારભ [આરભ] કરવાનો છે ? રલિયાતિ-રલિઆયિત અને રળિયાતને જોડનારૂ રૂપ, જૂ ગૂ ની ઉપરથી. શુદ્ધ ભાવિઉ [ शुद्धो भवित ] નિર્મળ બનેલો. ઝીલ્યુ-ઝીલવૂં, ઝીપવૂ, ઝાલવૂ, ઝડપવૂ સ ધૃ ઉભય (પકડવૂ, ધરવૂ ) ઉપરથી થયેલ છે, ઝીલવૂ અહીં 'મગ્ન બનવૂ, ધૂત બનવૂ' એના અર્થમા અકર્મક છે. 'ઝડપવૂ' એ અર્થમા ઝીલવૂ સકર્મક છે.

* અસલ પાઠ कुसुमरजोविकारे છે, તે ભ્રષ્ટ છે તેથી બદલ્યો છે कुसुम-નો અર્થ ટીકાકાર ભાનુચદ્ર નેત્ર કરે છે તે ખોટો છે એનો અર્થ તો નેત્રરોગ થાય છે એ અર્થમા कुसुम પદ પ્રસ્તુતને લાગુ પાડી શકાતૂ નથી એ વધારેપડતો શબ્દ કાઢી નાખતા ચોખૂ બનેલૂ रजोविकारे પદ પ્રસ્તુત અપ્રસ્તુત ઉભયને લાગુ પડે છે

પૃષ્ઠ ૭૪

૧-૨૫ મુહૂર્તદિન—પટ્ટાભિષેકના મુહૂર્તનો દહાડો. કળશ સંભાર—અભિષેકની સામગ્રી [સંભાર]ના કળશ. રત્નનિધિ ભંડાર—ભંડારમાંના રત્નોની ઢગલીઓ [નિધિ]. ઉભય વાક્યોમાં સંબંધાર્થ પ્રત્યય લુપ્ત. આનંદ બાષ્પ મિશ્ર—આનંદનાં આંસુ જેમાં ભળેલાં [મિશ્ર] છે એવું. આસનિ—સિંહાસને. પંક્તિ ૩-૧૦ સાથે મૂળ સરખાવો. सर्वेभ्यस्तीर्थेभ्यः सर्वाभ्यो नदीभ्यः सर्वेभ्यश्च सागरेभ्यः समाहृतेन सर्वौषधिभिः सर्वरत्नैश्च परिगृहीतेनानन्दबाष्पजलमिश्रेण ...वारिणा सुतमभिषिषेच । अभिषेकजलार्द्रदेह च त. सचकाम राजलक्ष्मी । અંતઃપુરી સહિ પરવરી—સર્વ રાણીઓ [અંતઃપુરી] વડે ઘેરાયલી [વિલાસવતી], કરણાર્થ પ્રત્યય લુપ્ત. અંતઃપુરનો મૂળ અર્થ મહેલાતની અંદરનો રાણીઓને રહેવા માટેનો ભાગ, રણવાસ. તે ઉપરથી ઉપાદાનલક્ષણાથી રાણીઓ એવો અર્થ પણ સંસ્કૃતમાં થાય છે. તેને આધારે વધારાનો સ્ત્રીપ્રત્યય લાગીને 'રાણી'ના અર્થમાં અંતઃપુરી અને તેનો ઉત્તરાધિકારી અંતેઉરિ [પૃષ્ઠ ૬૯, પંક્તિ ૯] શબ્દ જૂની ગુજરાતીમાં થયા છે. સરખાવો દેહી [પૃષ્ઠ ૬, પંક્તિ ૨૩] કેશવાળી [પૃષ્ઠ ૫૨ પંક્તિ ૧૬] વગેરે. પ્રેમિ આર્દ્રહૃદય—જેમનું હૃદય પ્રેમથી ભીંજાયલું છે એવા. મંગલ—માંગલિક આચાર, કુલાચાર. તાંડવ—નૃત્ય, જુઓ જ. કો. ।૧।૬।૧૦। કુતૂહલ [સં. कोलाहल] ઘોંઘાટ. અદ્ભૂત [સં. उद्भुत]—મોટો, પ્રચંડ. સરખાવો 'ન્હાની નારી હતી પ્રસૂત વાગતી વાધે નહિ અદ્ભૂત [અખો]. આસનનુ વિધિ—સિંહાસને બેસવાનો આચાર, પટ્ટાભિષેકનો વિધિ. ત્વરાભરિ—ઝડપભેર, ઝડપબંધ.

પૃષ્ઠ ૭૫

૧-૨૫ વૈરીની વિભૂતિ સાથિ ચાલિઉ—તે દિગ્વિજય કરવા ચાલ્યો તે જ વખતે શત્રુની સાહેબી [વિભૂતિ] પણ ચાલી, વિદાય થઈ. જુઓ મૂળ, सह द्विषतां श्रिया सञ्चचाल चन्द्रापीडः। સહોમિ અનંકાર સ્વેદજલ ઝરિ દેહથી જાણીઇ ગજ મદધાર—જેમ હાથીના શરીરે મદની ધારાઓ વહે, તેમ ભીડને લીધે તેને શરીરે પરસેવાની ધારા વહે છે. મૂળમાં ભીડને લીધે મોતીના હાર તૂટી મુક્તાફળ વેરાવાના સંબંધમાં દિગ્ગજોએ સૂંઢથી જલબિંદુ વરસાવ્યાનો ઉપચાર છે. તેને બદલે ભાલણે આ ઘટતી અથવા અઘટતી કલ્પના અહીં મૂકી છે. આરોહિઉ—મહાવતે રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૧૨, પંક્તિ ૨૧, સહિ ઉપરની સમજૂતી. વિરાજિત શરીર—દેહ વિરાજ્યો,

શોભ્યો. 'વિરાજિઉ ને બદલે મૂળ વિરાજિત વાપરેલું છે. ચમરવ્યજન–ચમરથી વા નાખવો તે. નામ સવિ કિહિવાય-રાજાઓ ચન્દ્રાપીડને તાઝીમ કરે છે, તે વખતે ચોબદાર તેમના નામ લેઈ લેઈ તાઝીમ સ્વીકારવાની વીનતી કરે છે. આભરણ પિહિરિ કનકનાં તેણિ થઈ રહ્યુ ઝાત્કાર–ચન્દ્રાપીડે સોનાના [ રત્નજડિત ] આભૂષણ પહેર્યાં હતા, તેણે અજવાળું અજવાળુ થઈ રહ્યુ હતુ. આ અર્થને માટે 'આભરણ પિહિરિયાં કનકના તેણિ થઈ રહ્યુ ઝાત્કાર' એમ, અથવા તો 'આભરણ પિહિરિ કનકના થઈ રહ્યુ ઝાત્કાર' એમ વાચવાની જરૂર છે. પિહિરિ–પહેરૂયે, પહેર્યાથી. ઝાત્કાર શબ્દ પ્રકાશના અર્થમા નામ તરીકે વપરાયો છે. એમ નીસર્યુ કુમાર,-અર્થાત્ દિગ્વિજય કરવાને નીકળ્યો. શુભ સાજિ–યોગ્ય વેષમા, યોગ્ય પોશાકમા. સમીપિથી સાચરિ–જોડાજોડ [समीपिथी समीपे स्थित, आसन्नवर्ती ] ચાલે છે. સાથિ શૂર–શૌર્ય સાથે, શૌર્ય ભેર અશ્વમય સવિ . ઉદધિ નક્ર૦–પૃથ્વીની સપાટી અશ્વમય દીસે છે અને દિશાચક્ર હાથીમય દીસે છે, તે મગરમચ્છ [નક્ર]થી ખૂબ [આકલ] વ્યાપ્ત મહાસાગર જેવા જણાય છે. આકલ [સં. आकुलम् thickly] ક્રિયાવિશેષણ અવ્યય છે અતરિ સઘલૂ છત્રમય,–લેખકદોષ જણાય છે. અંતરિક્ષ જોઈયે, મૂલમા अन्तरिक्षम् છે તેને અનુસરી આદર્શ હાથપ્રતના 'અંતરિ' બદલ અંતરિક્ષ વાચ્યુ છે. ઓજઆસ–તેજ, પ્રકાશ સ. ओजस् ઉપરથી આ શબ્દ ઊપજ્યો છે. ઊજાસ, ઊજેશ, ઊજમવૂ તેના સમધી છે.

પૃષ્ઠ ૯૬

૧–૨૬ નીસાણ [नि+स्वन् અવાજ કરવો]–ડકો, નોબત. 'નિશાન' [ફા] અને 'નિશાની'થી આ નીસાણ શબ્દ નોખો છે. सगीतरत्नाकरमा निःसाण ૩૫ વાપર્યુ છે, ને તેનુ લક્ષણ નીચે પ્રમાણે આપ્યુ છે –कास्यजस्ताम्रजो लौहो श्रोत्तमो मध्यमोऽधम । एकवक्त्रो महान् वक्त्रे स्वल्पोऽधोऽर्धयवाकृति । मृतगर्भ कारयपात्रभार्रमहिषचर्मणा । छन्नाननो बद्धचर्मा तद्रन्ध्रन्यस्तवध्रक । क्षितोऽघो वध्रवलयं निवेश्यावर्तितैर्मुहु' द्विपद्विनासानननो निःसाण शार्ङ्गिणोदित' । चार्मगेनास्य कोणेन सद्वितीयस्य वादनम् । दृढघातेन भीरूणा भिनत्ति हृदयान्ययम् । स्यादस्मा-युद्धवीराणा रोमाचोपचित वपु' ।. આવર્યા [ आ+वृ ]–છવાયા, વ્યાપ્ત થયા. મદનભેર–મદ ઊપજાવનારી ભેરી સરખાવો મદનસાટ, મદનમારિકા વગેરે આશરતમના ભાવથી 'મદન'ના ઉપયોગ સાથે સરખાવો રાય, રતન, માણેક, બાવન, મદ્ય, પારસ વગેરેનો વપરાટ. सगीतरत्नाकरमा ભેરીનું લક્ષણ નીચે

પ્રમાણે છેઃ–वितस्तित्रयदैर्घ्या स्याद् भेरी ताम्रेण निर्मिता । चतुर्विंशत्यङ्गुले च वदने पलयान्विते । तस्याः सवलयं चर्मच्छन्ने छिद्रसमन्विते । रज्ज्वा नियन्त्रिते गाढं मध्ये सूत्रेण बन्धनम् । दक्षिणस्थेन कोणेन वामहस्तेन ताडनात् । उद्भटो भवति ध्वानो गम्भीरोऽरिभयंकरः । तकारः पाटवर्णोऽस्यां मुख्यो निःशङ्ककीर्तितः ।. ભાર પ્રાહારિ પીડિયા૦–લાદેલા ભારને લીધે અને ઉપર પડતા મારને લીધે પીડાતાં ઊંટ [ દાસેર, સં. दासेरक ] ગાગડે છે [કલકલિ]. ઘંટઘુઘર–હાથીના ઘંટ અને ઘૂઘરમાળ [ઘુઘર, घर्घरिका]. કાહલ [સ काहला]–એક પ્રકારનું સુષિરવાદ્ય. એનું લક્ષણ संगीतरत्नाकरમા આ પ્રમાણે આપ્યૂ છેઃ–ताम्रजा राजती यद्वा काञ्चनी सुषिरान्तरा । धत्तूरकुसुमाकारवदनेन विराजिता । हस्तत्रयमिता दैर्घ्ये काहला वाद्यते जनैः । हाहूवर्णवती वीरविरुदोच्चारकारिणी ।. હીસાર [સં. हेषारव]–હણહણાટ. વારતા નવિ પ્રીછીઇ–કોઇએ કોઇનૂ કહ્યૂ [વારતા] સમજાતૂ નથી [નવિ પ્રીછીઇ], અર્થાત્ સભળાતૂ નથી. ચીતકાર–હાથીની ચીસ. દિગ્વિજય વ્યાપાર–દિગ્વિજયના કાર્યમા. દિસ–દિશાઓ. રજપટલ–ગરદ ઊડતી હતી તેનો જથો. ભોમિ–ભૂમિ, પૃથ્વી. રજ [સ. रजस्] સંસ્કૃતની પેઠે અહીં નપુંસક લિંગે છે. વિશ્રમિ–વીસમે છે; ઠરે છે. સુભટોના પરસેવે, ઘોડાની લાળે અને હાથીના મદજળની ધારે તે રજ ભીંજાય છે, એટલે આંધી શમે છે અને અંધકાર મટી જાય છે. અતિશયોક્તિ અલકાર. પૃથક્–નોખા, ભિન્ન. લેશુ કામ–કામુકા લેશો. ધીશ [સં. अधीश]–રાજાઓ. આરંભના સ્વરના લોપ બાબત સરખાવો સ. अध्यर्ध, હિં. દેઢ, ગૂ. દોઢ; સ. उदधि, ગૂ. દધી; સ. उपविश्, જૂ ગૂ. बइस, અ. ગૂ. બેશ. રીસ–ક્રોધ. ભગીરથ, દશરથ, માંધાતા, ભરત અને દિલીપ વિશે જુઓ **પૌરાણિક કથાકોષ.**

પૃષ્ઠ ૭૭

૧–૨૫ જિમ પિતા કેરે બાલ–જેમ બાળક બાપને વશ રહે છે તેમ. જેણી દિશિ તે ચાલિઇ૦–જે દિશા ભણી સેના જાય છે તે દિશાના રાજાઓ ભયથી દિઙ્મૂઢ બની જાય છે, સમસ્ત પૃથ્વી તારે હાથ હોવાથી ક્યાં નાસવૂ તેની તેમને સૂઝ પડતી નથી. દષ્ટિ કરિ તૂં૦–તૂં જે ભૂમિ સામે દષ્ટિ કરે છે તે ભૂમિના રાજાઓ ભયથી પાતાળમાં ગરી જવાનૂં કરે છે. આ બે પંક્તિઓમા દિશા અને ધરા શબ્દમા ઉપાદાન લક્ષણા છે. મહાભારતના સૈન્ય જેવૂં૦–જુઓ મૂલ अपरिमितबलभराक्रान्ता मन्ये स्मरति, महाभारतबलसमरसंक्षोभस्याद्य क्षितिः ।. ઇંદુ સરખા અતિ ઉજ્જ્વલ ગગન વ્યાપી દેહ–આ ચંદ્ર જેવાં અતિશય ઊજળા ધજાના ઝુંડ ગગનમા પોતાના

દેહ થાવી અર્થાત્ ઊંચે ચઢી આકાશને છાઈ લે છે. આદર્શ હાથપ્રત 'દેહ'ને બદલે 'તેહ' વાંચે છે, તે લેખકદોષ છે. આ પછી આવનારી કડીમા 'ત' શબ્દ સં. તાવત અને જૂ. ગૂ તી શબ્દની પેઠે પાદપૂરક છે. ધરા સહસ્રશકલ તે થાય–પૃથ્વીના જાણે હજારો કકડા થઈ જાય છે. જર્જરિત થઈ નિ ત્રુટ–તૂટી જાય છે. સમસ્ત ક્રિયાપદ ' થઈ જાય ' ની વચ્ચે આવેલ અર્થપોષક અવ્યય નિ બાબત જુઓ પૃષ્ઠ ૧૬, પંક્તિ ૨૨ ઉપરની અને પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૫ ઉપરની સમજૂતી. તૃણમઇ [સ. તૃણમય] મંદિર–ખડના પૂળાનાં માડવા. સ્પર્શહ્રાસ [સપ્રસારણ] વિધાનથી યકારનો ઇકાર. તોરણ–કમાન. દારિ–દરવાજે. પટમંડપ–તંબુ. હર્ષ રાજા રાજ્યમા ફરવા નીકળતો, ત્યારે તેનો મેલાણ [ શિબિર ] માટે આવી જ ગોઠવણ કરવામા આવતી હતી ક્રિયા સંબંધી તિહા કરી૦–દરબાર ભરવો, રાજા રાણા અને તેમના એલચીની મુલાકાત લેવી, સરપાવ આપવો વગેરે રાજકાર્ય જેમ રાજા તારાપીડ પોતે સવારીએ નીકળતા ને કરતા, તેમ યુવરાજ ચંદ્રાપીડે પણ યથાસ્થિત કર્યા. નીગમ્યુ–ગાળ્યો, વટાવ્યો. મોદ–આનંદ. તાલાવેલી–ઉદ્વેગ. તાલાવેલી, તલપવૂં તલ-પાપડ, ટળવળવૂં, ટવળવૂ, એ જૂથ કદાચ 'તમ્ ૪ પરસ્મૈ. ગ્રુરવૂ' ઉપરથી થયૂ હશે. ત્રિયામા–રાત્રિ. કુથ–ગલીચો. મહીહ મુરારિ–ભોય ઉપર. સપ્તમ્યર્થ હ પ્રત્યયની ઉત્પત્તિ માટે જુઓ પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૮ ઉપરની સમજૂતી. વપરાટ બાબત જુઓ विमल प्रबध ।२।५०। श्रीमालह घणी । ३।१६८।, मनह मनोरथ । વગેરે. પ્રશંસા સૂતુ કરિ છિ અતિ સુકોમલ માત–તે સુતો સુતો ધણા કુમળા [ અર્થાત્ પ્રેમાળ ] મનના માતુશ્રીના વખાણ કરે છે.

પૃષ્ઠ ૯૮

૧–૨૫ આલાપ–વાતચીત. વિરહ–વિજોગ. વીર વિખ્યાત,–આ ભા-લણના સમયની પ્રબંધની સામાન્ય પરિભાષા છે, જુઓ कान्ह प्र. । ૧।३५। षडु वीर वख्यात वदीउ । ધરા–પૃથ્વી. જાજરી [ સં. जर्जर ] ખૂદી નાખેલી, ક્ષીણ ચૂર્ણ–ચૂરેચૂરા. જે સદાઇ જલપૂર્ણ–જાણે સાગર ભર્યો પડયો હોય એવી, સમુદ્ર જેવી. કટક–કાંટા રૂપે સાલનારા. ભીત–ભય પામેલા, વધારે બળિયાથી ફફડતા. અભિષેક કરતુ–ફરી રાજગાદીએ સ્થાપનો. અખંડ–હમેશ. વાસતુ–વસાવનો, નવા શહેર સ્થાપી વસ્તીવાળાં બનાવતો ધર્મના આરંભ થાપતુ–વાવ, કૂવા, સરોવર, નદીઘાટ, ધર્મશાળા વગેરે ધર્મના કામ ચાલુ કરી તેમના હમેશાના નભાવને માટે કાયમ બંદોબસ્ત કરતો વિપ્રનિ સ્થિર થાપતુ૦–બ્રહ્મપુરી [ આશ્રમ ] બંધાવી અને ગામ આપી બ્રાહ્મણોને

બીજેથી બોલાવીને વસાવતો. હેમકૂટ પર્વત નિકટ૦–હેમકૂટ અલકાની પાસેના કૈલાસની દક્ષિણે અને બદરિકાશ્રમ પાસેના ગંધમાદન પર્વતની ઉત્તરે છે. કિરાત–કૈલાસ તરફના ડુંગરી લોક. પૂર્વસાગર તીર–મૂળમાં નાતિવિપ્રકૃષ્ટે પૂર્વજલનિધેઃ એમ છે. પુરાણના ભૂગોળવર્ણનમાં હિમાલયને પૂર્વસમુદ્ર અને પશ્ચિમસમુદ્રને અડતો કહ્યો છે. એ મતને અનુસરી 'પૂર્વસાગર તરફ [તીર]' એમ ઉપર લખ્યું જણાય છે. ભેટણા–ભેટ, નજરાણા. દેશ સઘલા શુદ્ધ કીધા–કંટકરૂપ ચોર અને લૂંટારાને વીણી વીણીને મારી નાંખ્યા અને બધા દેશોમાં શાંતિ સ્થાપી; જુલમગાર ધાડપાડુ જાતોના વાસને લીધે જે દેશ ગોઝારા કહેવાતા હતા, તે પણ દુષ્ટોને શાસન કરી દિલ ઠરે એવા કર્યા.

પૃષ્ઠ ૭૯

૧–૨૫ કામ–દિગ્વિજયકાર્ય. વિસ્તરી–વિસ્તાર પામી, આગળ વધી. મૃગયા–શિકાર. કિંનર–અર્ધ મનુષ્ય અને અર્ધ પશુની આકૃતિનાં પ્રાણી. મિથુન–જોડું. અપૂરવ તે દરશન ભણી–તેનો દેખાવ કોઇ દહાડો ન જોયેલો એવો હોવાને લીધે. 'ભણી' માટે જુઓ પૃષ્ઠ ૨૨, પંક્તિ ૧૫ ને પૃષ્ઠ ૪૦, પંક્તિ ૧૬. પાગિ પાગિ–પગલે પગલે. દૂર દેશ ચાલ્યુ–તે વનપ્રદેશે [દેશ] ઘણો વેગળો નીકળી ગયો. પંનર જોજન વલી આવ્યુ–સાઠ ગાઉ વટાવી દીધા, કાપી નાંખ્યા. વાલી દૃષ્ટિ તદા તે વખતે પહેલવહેલું પાછું વાળીને જોયું. દૃઢ કરી–મજબૂત, ખુબ જોરથી ચપસીને. અશ્વ આપણિ શરીર–ઘોડાને અને પોતાને શરીરે. સ્વાર્થવાચક આપણુ સર્વનામનું આપણું સંબંધાર્થ રૂપ છે; જુઓ પૃષ્ઠ ૮, પંક્તિ ૫ ઉપરની સમજૂતી. આયાસ શ્રમ, મહેનત. બાલબુદ્ધિ જૂઠું વિશ્વાસ–હવણા પકડું છું, આ પકડયું, એવી મેં બાળકના જેવી ખોટી અટકળ [બુદ્ધિ] બાંધી અને તે અટકળ ઉપર મિથ્યા વિશ્વાસ રાખ્યો. મિથ્યા શ્રમ મિ કીધુ અનર્થ–મેં નિષ્ફળ શ્રમ કર્યો અને સદર્થ સાધવાને બદલે અનર્થ આદર્યો. કીધુ પદ દીપદેહલી ન્યાયે શ્રમ અને અનર્થ બંનેનો સંબંધ સાચવે છે. વિપ્ર કાજ નુહુતૂં કાંઇ ધર્મ–આ વિપ્રકાર્ય પણ ન હતું અને ધર્મકાર્ય પણ ન હતું. ક્ષત્રીનૂં કર્મ–હિંસક પ્રાણીનો નાશ કરવારૂપ ક્ષાત્ર કર્મ. ગુરુ દેવનૂં કાજ–ગુરુકાર્ય ને દેવકાર્ય. રડવડિઉ–રખડયો. ગૂજરાતી મૂળ રડ [સં. રટ્ ૧, આ.] ઉપરથી દ્વિર્ભાવવિધાનથી રડવડ મૂળ થયું છે; રવડ પણ વપરાય છે. જુઓ પૃષ્ઠ ૪૭, પંક્તિ ૧૯, પરવર ઉપરની સમજૂતી. પરિવાર–રસાલો. અશ્વમુખ બિહિનિ અણુસરી૦ કિંનરના જોડાની પૂંઠે થઇ મેં ભારે મૂર્ખામી કરી. વાટપંથ સેના નવિ લહૂં–રસ્તો કયો ને સેના કયાં છે

તે હું જાણતો નથી. વનવગડો, પૈસોટકો, ટોળટીખળ, કાદવકીચડ, ધનદોલત વગેરેના જેવું વાટપંથ એક જ અર્થના શબ્દોનું જોડકું છે.

પૃષ્ઠ ૮૦

૧–૨૫ પૃષ્ઠિ–પૂંઠે. સીમાથી પછી,–અપાદાનવાળી સંસ્કૃત રચના; જુઓ પૃષ્ઠ ૬૯, પંક્તિ ૨. 'સેવાથી ચૂકિ નહીં,' ઉપરની સમજૂતી. નિર્માનુષ–મનુષ્યની વસતી વગરનો પ્રદેશ; વિશેષણનો નામ તરીકે પ્રયોગ. માહારિ પ્રયાણ–મારે જવું છે, મારે જવાનું છે. 'માહારૂં પ્રયાણ' ન લખતાં કવિ 'માહારિ પ્રયાણ' લખે છે, તે ઉપરથી સમજાય છે કે સંસ્કૃત ક્રિયાવાચક નામ તરીકે નહિ પણ ગુજરાતી સામાન્ય કૃદંત તરીકે તે 'પ્રયાણ'નો ઉપયોગ કરે છે. સરખાવો નયસુંદરકૃત નલદમયંતી રાસ, પ્રસ્તાવ ૧૫, કડી ૮૦, (કલિ) તુઝ કેડિ પડિઉ કેડણિ તાહારુ ઠામ. અર્વાચીન ગૂજરાતીમાં સં. तव्य પ્રત્યય ઉપરથી નીપજેલા વું પ્રત્યય વડે સામાન્ય કૃદંત બને છે; જૂની ગૂજરાતીમાં સં. अन પ્રત્યય ઉપરથી ઊતરી આવેલા ણું પ્રત્યય વડે પણ તે બનતો હતો. અર્વાચીન હિંદી, સિંધી અને મરાઠીના સામાન્ય કૃદંતનાં करना करणु करणें વગેરે રૂપમાં આ પ્રાચીન પ્રત્યય સચવાઈ રહ્યો છે. 'માહારિ પ્રયાણ' સાથે સરખાવો હિંદી मेरे जाना है. પ્રાણ કરી–પરાણે, જોર કરીને. દૂર્વાકુર–ધ્રોની ડૂંખો. થાકુ,–ગૂજરાતી થાક મૂળ પ્રાકૃત थक्क [ બેસવું ] ઉપરથી ઊતરી આવ્યું છે. તેની સાથે સંબંધ ધરાવતા પ્રાકૃત थक्कि નો અર્થ વીસામો થાય છે. પ્રાકૃત थवइ નો પગ પ્હોળા કરી બેઠેલો એવા અર્થમાં વપરાય છે. ત્રણે પ્રાકૃત શબ્દની ઉત્પત્તિ મૂળે સં. स्था ધાતુ ઉપરથી છે. નીઝરણ [ સં. निर्झर ના., પ્રા. णिज्झर ક્રિ. ]–ઝરણ, ઝરો; જુઓ ઉદ્ધવકૃત રામાયણ, ૪,૩,૩૧; ૪,૫,૫૩. સંસ્કૃત निर्झर, झर વગેરે શબ્દો વ્યુત્પત્તિએ સં. क्षर् ધાતુ સાથે જોડાયલા છે. પખાલૂં [ प्र+क्षल् ૧૦ ]–ધોઉં. હાલ આ ક્રિયાપદ પૂજનના સંબંધમાં વપરાય છે. તુખાર-ઘોડો. ફારસી તવારિખમાં જેને તોખારિસ્તાન કહે છે, તેનું અસલ નામ तुषार છે; જુઓ बृहत्संहिता. ત્યાં બારે માસ હિમ [तुषार] પડે છે ને બરફનાં તોફાન થાય છે, તેથી તેનું નામ तुषारस्थान કિંવા तुषार પડ્યું જણાય છે: જુઓ Watters' Yuan Chuang. લોહદ્વાર [ Iron Pass ] અને બામિયન વચ્ચે આ મુલક આવ્યો હતો. તે તરફનો ઘોડો તે तुरुखार કહેવાયો; જુઓ अ. को. । २।८।४६। ઉપર ક્ષીરસ્વામીની ટીકા वनायुजादिषु देशेषु एते जाता हयविशेषाः। एव तुरूखारादयोऽपि।. સરખાવો सिन्धु [ સિંધ ] ઉપરથી सैन्धव [ ઘોડો ].

અન્વેષણ-શોધ, તપાસ. અરડુપરડુ [ સં. परतः, અપ. परहु ]-આસપાસ. જલાશય-નવાણ. મારગ માંહિ પ્રયાણ-જવાના મારગમાં. ઇધાણુ [ જૂ. ગુ. અહિનાણ, પ્રા. अहिणाण, સં. अभिज्ञान ]-નિશાની, એંધાણ, એંધાણી. એ શબ્દ ધૂળધાણી[ ધુળ+એંધાણી ]માં ઓળખાય નહિ એવો ભળી ગયો છે. જલ-જથો. કર્દમ [સં.]-કાદવ. બહુ પ્રચુર-પુષ્કળ. બંને પર્યાયો છે; સરખાવો અતિ ઘણું, અને જુઓ પૃષ્ઠ ૭૯, પંક્તિ ૨૫, 'વાટપંથ' ઉપરની સમજૂતી. પોયણુ-પોયણાં. કુમુદ-રાત્રિવિકાસી કમળ. કહ્લાર [સં.]-રાતાં કમળ સ્તવક-ગુચ્છ. થોક, થોકડો, ઘોકણુ શબ્દ સં. स्तवक ઉપરથી થયા છે. જ્યા [यथा]-જેથી, કેમકે. સર્વથા-પૂર્ણપણે, પૂરેપૂરો. ગ્રીવા-ડોક. અચ્છોદ-આ સરોવર કૈલાસની હારના પશ્ચિમ છેડામાં આવ્યું છે. એની પૂર્વની અને ઉત્તરની બાજુએ થઈને કૈલાસની હાર પશ્ચિમની બાજુએ ચંદ્રપ્રભ નામે ડુંગરથી સમાપ્ત થાય છે. ' હિમાલયમાં અચ્છોદા નામે નદી છે, તેનાથી અચ્છોદ સરોવર બને છે એમ કહેવાય છે; જુઓ હરિવંશ ।૯૫૫।. તે સરોવર ચંદ્રપ્રભ ડુંગરની પાસે છે અને તેમાંથી મંદાકિની નદી નીકળે છે. જુઓ Vishnu-Purana Vol III, p. 160'. આ રીતે Ind. Ant. XIV 322માં J. Burgess લખે છે. અશ્વારૂઢ-ઘોડે ચડેલા [કુમારે]. મણુશિલશિલા દલી०-હાથીએ રમત[ वप्रक्रीडा ]માં દંતુશળનો પ્રહાર કર્યાથી ડુંગરની બાજુમાંથી મનશિળનાં ગચ્ચાં ભેદાઈ તેમાંથી રજ વેરાઈ સરોવરની પાળ [તટપ્રાંત] રતૂમડી [ कपिल ] બની હતી. મૂળ સાથે સરખાવતાં અને વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં 'પીત' [પીળું] ને સ્થાને ' કપિલ ' [ રતૂમડું ] વાંચવાની જરૂર છે. મનશિળ [ સં. मनःशिला, જૂ. ગુ. મણુશિલ ] રતૂમડા રંગે હોય છે. હરતાળ [ Yellow orpiment ] અને મનશિળ [ red arsenic ] હિંદુસ્તાનનાં ખનિજ દ્રવ્ય છે; ને તે સોમલની જાતનાં છે.

પૃ૪ ૮૨

૧-૧૬ . પાષાણભેદ-એક વનસ્પતિ છે. તે પત્થર ભેદીને પથરાય છે; તેથી અહીં તેની મંજરી પત્થરમાં કોતરીને બેસાડ્યાની ઉત્પ્રેક્ષા કરી છે. એ પથરીના રોગની દવામાં વપરાય છે. કારંડવ-જળકૂકડા. ચક્રી-ચક્રવાક; જુઓ અ.કો. સોપાન-પગથિયાં. રચના અતિશિ [ रचनातिशयः ]-રચનાની અપૂર્વતા, અલૌકિક રચના; સ્પર્શહાસ સાથે પરપ્રધાન યોગ. ત્રયલોક્યલક્ષ્મી-ત્રિભુવનની શોભાની અધિષ્ઠાત્રી દેવી. મહિરામણુ-મહેરામણ, સમુદ્ર. મહેરામણ, મહેરાણ અને મહિરામણુ પ્રા. मअरिअण्णव, ઉપરથી स्वरव्यत्ययथी मइरअण्णवं,

અકાર પૂર્વના ૨માં મળી જ્યાથી मइरण्णव, હકારના પ્રક્ષેપથી महिरण्णव, તેના ઉપરથી महिराणव, અને महिरावण, તેમાંના પહેલાના અંત્યાક્ષરના લોપથી મહેરાણ અને બીજામ વકારનો મકાર થયાથી મિહિરામણ તથા મહેરામણ થયેલ છે. પ્રા. मअरि સં. मकरिन् ઉપરથી અને પ્રા. अण्णव સં. अर्णव ઉપરથી ઊતરેલ છે. मकरिन् અને अर्णव બંનેનો અર્થ સમુદ્ર છે; એટલે મહેરામણ, મહેરાણ. મિહિરામણ વ્યુત્પત્તિની દૃષ્ટિએ પર્યાયદ્વંદ્વ છે. શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ महार्णव મૂળ આપે છે. મધુકરગીતિ–ભમરાના ગાન સહિત, ભમરાના ગુંજારવવાળાં; સાહચર્યાર્થે તૃતીયા. કામાતુર કરિ–વિહારની ઉત્કંઠાથી વિહ્વળ બનાવે છે, ઉદ્દીપનસામગ્રીનો અતિશય શૃંગારની અભીપ્સિત જમાવટની ભૂમિકા તરીકે નિરૂપિત છે. જાણી ઉદધિ-સ્પર્ધા૦–જાણે સમુદ્રથી અર્થાત્ સમુદ્રના મોજાથી સરસાઇ કરતા હોય તેમ. ઠાર [પ્રા. ઘટ્ટો]–સ્થાન; પ્રાકૃત અનુસાર પુલ્લિંગ. જાણી સકલ ભુવન જલ૦–પૂર્વે કેવળ જલાત્મક સૃષ્ટિ પ્રગટી હતી, તે જલમય ભુવન જ જાણે ગાઢૂં બનીને તેનૂં આ સરોવર નીપજ્યૂં હોય એમ લાગે છે. જુઓ अप एव ससर्जादौ ઇ. મ્યલિ નિ–ગાઢૂં બનીને. સં. मिल् ધાતુ ઉપરથી સ્પર્શવિધાને કરીને જૂ. ગૂ. મ્યલ રૂપ થયૂં છે. સંસ્કૃત મૂળમાં મુદ્રિત પાઠ मन्ये च यत् स्रष्टेरर्वाक् सलिलमयं ब्रह्माण्डरूपमादौ भुवनमभूत् तदिदं पिण्डीभूय सरोव्यपदेशेनावस्थितम् । એ પ્રમાણે છે. એમાનો स्रष्टेरर्वाक् ભાગ હાથપ્રત B માં છે નહિ; અને હૂં પણ તેને ક્ષેપક માનૂં છૂં. તે પછીનૂં ब्रह्माण्डरूपम् પદ પણ પ્રક્ષિપ્ત છે. જલાત્મક ભુવન કિંવા જલમયી સૃષ્ટિમા અંડાકૃતિનો નિર્દેશ અણઘટતો છે. भुवनम् પદ ઉપર કોઇ ઓછૂં જાણનારે ब्रह्माण्डम् ટિપ્પણી લખી હશે; તેને મૂળનો ભાગ સમજી બીજાએ વાક્યમાં ઘટાવવા સુધારી ब्रह्माण्डरूपम् પાઠ ઊપજાવ્યો હશે. બંને ક્ષેપક ભાગ તજી દેઇ मन्ये च यत् सलिलमयमादौ भुवनमभूत् तदिदं पिण्डीभूय सरोव्यपदेशेनावस्थितम् । એ રીતે હૂં વાક્ય યોજૂ છૂં. ભાલણનો અનુવાદ આ શોધિત પાઠ સાથે બંધ બેસે છે. નિરમિયૂં–થયૂં, બન્યૂં. ॥

૧૭–૨૩ આપિ–પોતે, પં૬. સં. आत्मन् નામ ઉપરથી થયેલૂં જૂનૂં સ્વાર્થ સર્વનામ. આપસઆપસ, અપણઆપ , આપાપર, આપસમાન, આપકર્મી, આપઘાત વગેરેમાં એ અદ્યાપિ દૃષ્ટિએ પડે છે. જુઓ પૃષ્ઠ ૩૪, પંક્તિ ૨૧ અને પૃષ્ઠ ૫૮, પંક્તિ ૧૭ ઉપરની સમજૂતી. લુંહ્યુ મહી માણુ–ભોંય જરાક [માણુ, સં. मनाक् ] આળોટયો; અર્થાત્ સહેજ ભોંય

આળોટી બીજે જ ક્ષણે ખડો થઈ ગયો. પખાલ્યુ–નવરાવ્યો. તુરી [ પ્રા. તુરય, સં. તુરગ; ત્વર્ ઝડપથી જવું ] –ઘોડો; ત્વરિત ગતિના સંકેતથી વિમળપ્રબંધમાં ઘોડાને માટે 'ચપલ' પર્યાયરૂપે વાપર્યો છે. છાયા ખરી બાંધ્યુ–ખરી, ઘટ્ટ છાયામાં બાંધ્યો. હરિ તરણ [હરિત્ તૃણ] –લીલું ઘાસ, ગાહ્યું [સં. અવગાહિતમ્]–તેના વડે પાણીની અંદર ઊતરાયું: તે હાથીની પેઠે પાણીમાં પેસી ન્હાલ્યો. ઉપસર્ગ અવ ખરી પડવા બાબત પૃષ્ઠ ૬૮, પંક્તિ ૧૩, 'વધારી' ઉપરની સમજૂતી જુઓ. તૃષાતુર–તરસથી વ્યાકુળ બનેલો.

પૃષ્ઠ ૮૨

૧–૨૪ હદિ ધરિઉં અંબુજ સમૃણાલ–તેણે દાંડા [મૃણાલ] સોતું કમળ લેઈ પોતાની છાતી ઉપર રાખ્યું, પાઠ સુધારી લીધો છે. અસલમાં 'ધરિ અંબુજ સુ મૃણાલ' છે. પરંતુ આગળપાછળ ભૂતકાળની રચના વાપરી છે, તે જોતાં વર્તમાન ધરિ બરાબર નથી. વળી 'દાંડા સહિત કમળ' ના અર્થમાં 'અંબુજ સિઉં મૃણાલ' કે 'અંબુજ સમૃણાલ' જોઇયે. પ્હેલા પાઠથી માત્રા વધી પડે છે, તેથી બીજો સ્વીકાર્યો છે. આસન વાલી–સ્વસ્થપણે. પિંડલ [સં. पिण्ड+ल]–વાળેલું, સંકેલેલું. સરખાવો પિંડાળો, ગોળોપિંડાળો. મસ્તક ઉપરી–માથું મેલવાને ઠેકાણે, ઊસીસાને સ્થાને. ઊકરા–ઊંચા, ઊભા; જુઓ કા. પ્ર. ૪, ૧૪૯, પછિ ઊદ્દરાં આવ્યાં નીર; જુઓ વળી ઉદ્ધવકૃત રામાયણ, સુંદરકાંડ, ૨૦, ૩૬, રાવણ આગે છળે જઈ બેઠો પુચ્છ ઊદ્દરે રાખી છે. ગ્રીવા ઊદ્દરી રહ્યુ સાબલિ શ્રવણિ ધરી–ઊંચી ડોક અર્થાત્ ડોક ઊંચી કરી શ્રવણવડે અવાજ ઝડપી લેઈ [ધરી] રહ્યો રહ્યો સાંભળે છે. અમાનુષ–અલૌકિક. યંત્રી–વીણાનું; સંબંધાર્થ પ્રત્યય લુપ્ત. જુઓ જંત્ર કે જંતર =વીણા. યુત રીતિ–સંગીતશાસ્ત્ર અનુસાર, નિયમબદ્ધ. કિહાંથી ગીતપ્રવાહનું પૂર,–મૂળ સાથે સરખાવી હું પ્રશ્નાર્થ 'કિહાંથી' વાંચું છું. બકુલ એલચી... રત ભૃંગ–પવનમાં બોરસલી, એળચી અને સ[illegible] ]ના ફૂલનો સુવાસ આવે છે અને ભમરાઓનો 'જગ્ત [રત] [illegible] શૂન્ય–નિર્જન સ્થાનમાં આવેલું. ગૃહ–ઝા[illegible] પાખલિ [illegible] બાજુએ [પાખલિ] ઝાડ વડે [પાઈ[illegible] હતું. રહ્ય[illegible] રહ્યાં હતાં, લચી રહ્યાં હતાં. નમ્ર રૂપે [illegible] જુએ [illegible] પંક્તિ ઉપરની સમજૂતી. સુધાધવલ [illegible] શું નાગરવેલ, [illegible]

પૃથક્ થકી તે ભાસિ નહીં–તેનું શરીર એવું ઉજ્જ્વળ હતું કે સ્ફટિકની મંડપિકામાં તે બેઠી હતી તે મંડપિકા સાથે તે એકરૂપ થઇ જઈ વાસ્તવિક રીતે નોંખી છતાં [ પૃથક્ થકી पृथक् स्थिता अपि ] જોનારની દૃષ્ટિએ નોંખી કળાતી ન હતી; એ તો જાણે સ્ફટિકગૃહના ગર્ભમાં જ હોય એમ લાગતું હતું. આથી એના વિશે દર્પણગત પ્રતિબિમ્બની અને શ્વેત સૂક્ષ્મ વસ્ત્ર વેષ્ટિત મૂર્તિની ઉત્પ્રેક્ષા યોજે છે; જુઓ મૂળમાંથી નીચેનો ઉતારો:– विमलचेलांशुकाच्छादितामिव आदर्शतलसंक्रान्तामिव. પ્રતિભાસ– પ્રતિબિંબ, આભાસ. આચ્છાદ્યૂં– વીંટેલું. વાસ [ સં. वासस ]–વસ્ત્ર. પરગટી–પ્રગટ થયેલી, મૂર્તિમાન, પ્રત્યક્ષ. હિમાચલતટી–હિમાચળ પર્વતની [બરફથી ઢંકાયલી] કરાડ. રિદ્ધિ [સં. ऋद्धि ]– રૂપસંપત્તિ. સામાન્ય રીતે રિદ્ધિ ધનના સંબંધમાં વપરાય છે; અહીં તે લક્ષ્મીના પર્યાય તરીકે વાપરેલ છે. કાર્ત્તિકેય કેરી તપક્રિયા–અખંડ બ્રહ્મચર્યના નિષ્કામ સાત્ત્વિક તપની સર્વોત્કૃષ્ટ પવિત્રતાને અનુલક્ષીને આ ઉત્પ્રેક્ષા યોજી છે. વૃષભ–નંદિ. પ્રિયા પ્રભા–મનોહર કાંતિ. નંદિ તેની અલૌકિક કાંતિને લીધે શંકરને પ્રિય હતો. મુનિજન ધ્યાન તણી સંપદા–મુમુક્ષુ મુનિઓ તપો વનમાં નિરંતર શંકરનૂં ધ્યાન ધર્યા કરે છે, તે વિશુદ્ધ ધ્યાનની સમગ્ર સમૃદ્ધિ જાણે દેહ ધારણ કરી શંકર ભગવાન પાસે આવી હોય તેવી તે દેખાતી હતી. અમૃતફીણ પિંડ થઇ જડી–અમૃતના ફીણના પેંડામાંથી [ પિંડ થઇ ] જાણે પ્રાપ્ત થઈ હોય, બની હોય! જુઓ મૂળ, अमृतफेनपिण्डैरिव पाण्डुरिताम् ।. પિંડ થઇ-પિંડથી, પિંડમાંથી; સરખાવો નરસિંહ મહેતા કૃત ગોવિંદગમન, પંક્તિ ૨૯, તેજ ઝળહળ થઇ અક્રૂરની સુધ ગઈ. અહીં આદર્શ હાથપ્રતના થઈ' પાઠને સ્થાને 'થઇ' [ અર્વા. ગૂ. થી ] મેં વાંચ્યો છે. મુક્તાફલ ચૂરિ–મોતીના ભૂકાથી. આ બધી ઉત્પ્રેક્ષાઓ મહાશ્વેતા નામની સાર્થકતા બતાવવા માટે છે.

પૃષ્ઠ ૮૪

૧–૨૪ રજત તણી ખરી–સાચેસાચી રૂપાની બનાવેલી. કેતકગર્ભ નીપાયુ કાય–તેનો દેહ કેતકીના ગર્ભની પાંખડીઓનો જાણે બન્યો હતો [ નીપાયુ, પ્રા. णिप्पाइओ, સં. निष्पादितः ]. અહીં કાય શબ્દ સંસ્કૃતવત પુલ્લિંગે વાપર્યો છે. ધરતી સ્કંધલગ્ન૦–વીજળીના પુંજ [ છટા ] જેવી રતાશ પડતી તેજસ્વી જટા તે ધારણ કરતી હતી. તે એના ખભા ઉપર પથરાતી હતી અને થોડા વખત ઉપર કરેલા સ્નાનને લીધે બાઝી રહેલા જળકણથી તે શોભતી હતી. દ્યુતિ–કાંતિ. ખંડશશી–અધુરો, બીજનો ચંદ્રમા. પશુપાલ–

મહાદેવ. જ્યોત્સ્ના-દાંતનું ચંદની જેવૂં તેજ. સ્નાન કરાવિ-પયસ્નાન કરાવે છે, દૂધે ન્હવરાવે છે. ધાત્રી-આમળી. ધાત્રીફલમાનિ૦-તે આમળાના માપે લીધેલાં મોતીની સેરોનો સુંદર ગંડો કંડે ધારણ કરતી હતી. કંઠના ઘરેણાના અર્થનો ગંઠિ શબ્દ કઢીનું રૂપાંતર છે; સરખાવો કાળીગાંઠી [ સં. कल्य સુંદર; कण्ठिका કંઠી]. કંડો, ગંડો એ કંઢી, ગંઢી ઉપરથી ઘડાયલાં પુલિંગરૂપ છે. પીન-પુષ્ટ. સુશમુ-પરમ સુખ [ शं ] આપનાર, પરમ મંગળ. ગલિ હાર ગંગાનિ૦-ગળેથી મોતીનો હાર જે લટકતો હતો તે રૂપી ગંગાને એ કાંઠે રૂપાળા [ સુશરીર ] હંસ [ ચાંચ પાંખમા ખોસી] બેઠા હોય તેવા તે સ્તન દેખાતા હતા. કલ્પલતા વનકલનું૦-કલ્પવૃક્ષની ડાળી[ લતા ]એ બારીક વસ્ત્ર વલ્કલભૂત [ વનકલનૂં ] લટકે છે તે ઉત્તરીય તરીકે [ ઉત્તરી કરી ] તેણે ઓઢ્યૂં હતૂ. બ્રહ્માસન કીધિ......શુભ્ર નિતંબ-આસન વાળ્યાને લીધે ઊલટાવેલા [ ઉત્તાન ] પગનાં તળિયાંની રતાશ [ રાગ ] જે જણાઈ આવતી હતી, તેના આભાસથી [ તેણિ પ્રતિબિંબ ] નિતંબે ધારણ કરેલૂં ધોળૂં રેશમી વસ્ત્ર રાતૂં દેખાતૂ હતૂં. અહીં અધરવાસનૂં વર્ણન છે. પૂર્વે નોંધેલા વીણી [ પૃષ્ઠ ૫૪ પંક્તિ ૨૦ ] અને હસ્તીણી [ પૃષ્ઠ ૬૧ પંક્તિ ૧૭ ] પ્રયોગમાં જે સબધાર્થ પ્રત્યય [જુઓ પૃષ્ઠ ૫૪, પંક્તિ ૨૦ ઉપરની સમજૂતી] વાપર્યો છે, તે જ અહીં તેણિ રૂપમાં કરણાર્થ ઇ પ્રત્યય સાથે મળીને રહેલો છે. સેવિ એણી પિરિ યૌવન જાણી શિષ્ય,-જુઓ भृगः-यौवनेनापि...निर्विका रविनीतेन शिष्येणेवोपास्यमानाम् ।. દંતઘટિન-હાથીદાંતની બનાવેલી. રાગ રાગિણી ભેદ પ્રવાદ-રાગ રાગિણીના પ્રકાર વાદ્યનાં દેનારવા [ પ્રવાદ ] ની સાથે; સાહચર્યાર્થ પ્રત્યય લુપ્ત. પ્રવાદ સં. वादित्र, वाद्य, वादन સાથે અને ગૂ. વાજંત્ર, વાજૂં, વાજવૂ, વગાડવૂં સાથે સંબંધ ધરાવે છે. તાનમંડળી-

[ વિત્ત ] જે ચૌદ રત્નો તે વડે જ્યારે તે પૂર્ણ હતો, અર્થાત્ જ્યારે તે વલોવાયલો ન હતો, ત્યારે જેવો તે પ્રસન્ન [ વગર ડોળાયલો ] હતો તેવી તે અંતરમાં પ્રસન્ન [ નિર્મલ ] હતી. નિરાલંબ જાણી બૌદ્ધ બુદ્ધિ [ મૂળ बौद्धबुद्धिमिव निरालम्बनाम् ]-જેમ શૂન્યવાદી બૌદ્ધ સિદ્ધાંત જગતના અધિષ્ઠાન તરીકે બ્રહ્મ જેવો કોઇ સત્પદાર્થ સ્વીકારતો નથી અર્થાત્ નિરાલંબ છે, તેમ તે પણ કોઇનો સંગ [ આલંબ ] ન સ્વીકારી એકલી રહેતી હતી. નિરાલંબ-(૧) નિઃસંગ: (૨) શૂન્યવાદી. જાણી પૃથ્વી સરવે સિદ્ધિ-પ્રભુસિદ્ધિ, મંત્રસિદ્ધિ અને ઉત્સાહસિદ્ધિ એ ત્રણ સિદ્ધિએ પૃથ્વી અર્થાત્ પૃથ્વીની પ્રભુતા સંયુક્ત હોય છે, તેમ તે યોગની સરૂવે સિદ્ધિએ સંયુક્ત હતી. મૂળમાં महीमिव जलभृतदेहाम् છે. એમાંનું ઉપમાન એનું એ રાખી ભાલણે પ્રાસની ખટપટમાં સાધારણ ધર્મ બદલ્યો છે, જે કંઇક અરકુટ છે.

**પૃષ્ઠ ૮૫**

૧-૮ નિર્મત્સર-મત્સર વગરની. મમતા સ્પર્શિ નહિ લગાર-'આ ને મારૂં' એવી સમજનો લેશમાત્ર પણ સ્પર્શ તેનામાં ન હતો. વિઇ જાણીઇ વર્ષ અઢાર અમાનુષ માટિ-તે ગંધર્વકુમારિકા હોવાને લીધે [ અમાનુષ માટિ ] એની ઉમ્મર [ વિઇ ] પરખી શકાતી ન હતી; પણ એ આશરે અઢાર વર્ષની હોય એમ લાગતૂં હતૂં. પાશુપત વ્રત-ભસ્મસ્નાન, ભસ્મશય્યા, ઉપહાર, જપ અને પ્રદક્ષિણા એ પાંચ અંગવાળૂં પાશુપતદર્શનમાં કહેલૂં વ્રત. ઉપહારના ૭ પ્રકાર ગણાવ્યા છે. તેમાંનો એક ગીત છે; એ અહીં અભિપ્રેત છે. વિશેષ માહીતી માટે જુઓ सर्वदर्शनसंग्रह, પૃ. ૬૪ (आनन्दाश्रमग्रन्थावलि). દેહ-જાતે નાદમગ્ન-વીણા વગાડવામાં એકતાર થઈ ગયેલી. એક નારિ-સર્વોત્તમ, અદ્વિતીય સ્ત્રી; સરખાવો એક્કો. હિઇ-હય; સરખાવો 'વય' ને માટે 'વિઇ', પંક્તિ ૨. સ્પર્શનાશ અને તેની અસરથી પૂર્વસ્વરનો વિકાર. હિઇ બંધન કર્યું-ઘોડો બાંધ્યો; સરખાવો 'સભા વિસર્જન કરી' જેવા રૂઢ પ્રયોગો. જુઓ વળી પૃષ્ઠ ૧૯, પંક્તિ ૧૮, આસ્વાદન કરિ, પૃષ્ઠ ૧૨, પંક્તિ ૧, કાંઇ કીધૂં ભક્ષ; પૃષ્ઠ ૩૨ પંક્તિ ૨, ફલ કરાવી ભક્ષ; પૃષ્ઠ ૬૬, પંક્તિ ૨૧, ભક્ષ્ય ભોજન કર્યાં સહી. આંદોલન થયૂં [ પૃષ્ઠ ૮૩, પંક્તિ ૩ ] એ અકર્મક રચનાને જવાબ આપતી બંધન કરવૂં એ સકર્મક રચના છે; જુઓ પૃષ્ઠ ૮૩, પંક્તિ ૩ ઉપરની સમજૂતી. મીટિ ભરી-નેત્ર વિકાસી તેમાં જાણે સમાવતો હોય તેવી રીતે. વિકલ્પ કરિ-વિચાર કરે છે.

૯-૨૪ અણચીંતવ્યુ આપી ભોગ મેલિ દૈવ૦-અરે દૈવ દયા કરીને મ્વમામા ન હોય એવૂં [ અણચીંતવ્યુ ] સુખ [ ભોગ ] આપી ગેળવે છે [ મેલિ ]. નિર્જન-નિર્માનુષ [જુઓ પૃષ્ઠ ૮૦, પક્તિ ૩ ઉપરની સમજૂતી]. દુઃખ માત્ર-થાક વગેરેનૂ સગ્ગૂ દુ ખ. માનુષનિ દુર્ગમ સચાર-દેખીતી પુનરુક્તિ છે. દુર્ગમનો દુર્લભ અર્થ લેઈ નિર્વાહ કરવો પડે છે. પ્રીત આનદિત, પ્રસન્ન. પ્રાસાદ-મદિર, દેવળ મોહન-મોહ ઉપજાવે એવી. સુદરતા અનોપમ મદિ-ઉપમા આપી ન શકાય એવૂ આનૂ રૂપ છે તેથી કરીને, જુઓ ગિરધરકૃત રામાયણ, ૩, ૧૮, ૪૦, એને એમ રોવૂ નવ ઘટિ, આક્રદ કરે તૂ શા માટે ?' મદિ એ માટિનું રૂપાતર છે. ઉત્પતિ [ સ. उत्पद् ] ચઢી જાય. શા કારણ ભણી-શા કારણને લીધે, શાથી તપસ્યા-તપશ્ચર્યા, તપ કરવૂ તે.

પૃષ્ઠ ૮૬

૧-૨૪ સ્તભ અણગરી સ્તભનો આશ્રય લઈને 'યુતિઈ ગાનિ પૂછ્ પરિ' કરી-ગાન પડે યના [illegible] જુક્તિથી પૂછ્ એવો વિચાર કરીને. ખડોક્તિ બાબત જુઓ પૃષ્ઠ ૩, પક્તિ ૧૩ ઉપરની સમજૂતી. જૂ. ગૂ. સૂત, અર્વા. ગૂ. સોત, મૂળ સ. समाप्त ઉપરથી થયૂ છે. વીણા મૂક શબ્દ-વીણાનો અવાજ બધ પડ્યો, વીણા મૂગી થઈ ગઈ. મનોધ્યા-આરાધ્યા જાણી દષ્ટિઇ દુ ખ ટાળતી-મૈત્રી અને મુદિતા ભાવના અહી દષ્ટિએ અભિપ્રેત છે. ક્ષાલતી-નહવરાવતી, પવિત્ર કરતી. પાતક-પાપ. સુખિઇ આવ્યા-ભલે પધાર્યાં' સ. स्वागतमनो અનુવાદ છે. માહાભાગ [ महत् મોટૂ, भाग ભાગ્ય ]-ભાગ્યશાળી, સુકર્મી વિવેકનૂ વચન છે. સાચવીઇ [ स सत्यापय પાળવૂં ]-પળાય, પળાગે. અતિથિનુ ધર્મ-અતિથિ પ્રત્યેનૂ કર્તવ્ય, મહેમાનદારીની ફરજ. અનુગ્રહ માન્યુ મનિ વાન-તે અમાનુષ સ્ત્રીએ તેની સાથે વત કરી તે તેણે મનથી મોટી કૃપા ગણી. કામ-સ્ત્રી. સ. कामिनीનો પર્યાય મામા હોવાથી દેખાદેખી કામિનીનો પર્યાય કામા ઘટી કાઢ્યો જણાય છે કૃશોદરી, કૃશકટિ-પાતળા પેટ અને પાતળી કેડ એ સ્ત્રીનૂ ભૂષણ ગણાય છે. કોએક અદ્‌ભુતરૂપ અપાર-આ કોઇ અલૌકિક સ્ત્રી છે કોઇ શબ્દમા ક પ્રત્યય ઉમેરાઈ કેઇક રૂપ થયૂ છે, અગ્બાનો કેટલાક, કદીક, ક્યારેક વગેરે. કોઇકનૂ બીજૂ રૂપ કોએક છે. એમા ઉત્તરપદ 'એક' હોવાની ભ્રાતિ ઉત્પન્ન થઈ જણાય છે. તેને લીધે કેટલાકને બદલે કેટલાએક, કદીકને બદલે કદીએક એવા નવા રૂપ ઊભા થયા છે, અને નીરોક, દશેક વગેરેમા જોવામા આવતો 'આશરે' ના અર્થનો 'એક' પ્રત્યય પણ ૨૬

થયો છે. લજ્જાબંધ-શરમને લીધે સંકોચ. વિસ્તાર પોતાનુ કહિશિ પ્રકાર-તે પોતાની હકીકત[ પ્રકાર ] વિસ્તારીને કહેશે. પદશતમાત્ર વર્તંતાં-આવો હાથ-પ્રતનો પાઠ છે. મૂળમા પદશતમાત્રમિત્ર ગણ્યા છે, તેથી જેના વર્તતાંને ઠેકાણે પર્લતા પાઠ કલ્પી લીધો છે. જાણી શૂ આથમિઉ દિન તમાલશ્યક્ષનં થઇ કાળૂ હોય છે, જુઓ અ. કો. । ૨ । ४ । ३८ । कालस्कन्धस्तमाल. स्यत् ।. આથી તમાલના વનના કાળાં થડોના દેખાવમા દિવસ આથમતા થનારા અંધકારની ઉત્પ્રેક્ષા કરી છે. પુષ્પિત પાદપ, અલિ ઝંકાર-ઝાડ ફૂલે ફૂલ્યા હતાં; તેમા ભમરાનો ગુંજારવ થતો હતો. કોમલ-સુવાળો જુદા સુપ્રમાણ સારી લંબાઇ પહોળાઇ અને ઉંચાઇની ગુફા. યોગપટ્ટ पद्मपुराणના कार्तिकमाहात्म्यના બીજા અધ્યાયમા યોગપટ્ટનું સ્વરૂપ નીચે પ્રમાણે આપ્યુ છે:-पृष्ठजान्वोः समायोगे वस्त्र चल्यवद् दृढम् । परिवेष्टय यदूर्ध्वज्ञुस्तिष्ठेत् तद् योगपट्टकम् ॥. વિશાખા [ સં. विशाखिका ]-લ્હેડાની આકડીવાળી વાસની લાકડી; જુઓ ह. च. । ४ । शिखरनिखातकुब्जकालायसकण्टकेन वैणवेन विशाखिकादण्डेन...विराजमानम् ।. ટીકાકાર ભાનુચંદ લ્હોડાની ગેડી અર્થ લે છે. નાલિકેરીફળ કેરૂ પાત્ર-નાળિયેરની કાચલીની વાટલી, વાટકી. ઉપાનહયુગ્મ-બે પાવડીઓ. મૃદુમાત્ર-કેવળ મૃદુ, લગારે ખૂંચે કે લાગે નહિ એવું; સરખાવો स्वप्नमात्र.

પૃષ્ઠ ૮૭

૧-૨૪ અલાબુ-તુંબડું. તે ભસ્મ ભરી રાખવાને માટે હતું. ભિક્ષા કપાલ-મોટા વાટકા જેવા ભિક્ષાના પાત્ર. સાથર મૃદુ પરવાલ કૂંળી કૂંપળોનો સાથરો. લહુ-ઓળખ્યો, જાણ્યો. સં. उपलक्ष ઉપરથી ગૂ. લહ મૂળ ઊતરી આવ્યું છે. ઉપસર્ગ ખરી પડવા બાબત સરખાવો ગાલ્લું [ પૃષ્ઠ ૮૫, પંક્તિ ૨૨ ] અને જુઓ પૃષ્ઠ ૬૮, પંક્તિ ૧૩ ઉપરની સમજૂતી. પર્ણપુટ-પડિયો. આ ગૂજરાતી પર્યાય પર્ણપુટ ઉપરથી જ બન્યો છે; સરખાવો સં. दलपुट ઉપરથી દડિયો. અર્ઘોદક-આતિથ્યસત્કારમા અતિથિના હાથમા ચંદન અને પુષ્પ સહિત પાણીની અંજળી આપવામાં આવે છે તે. એ શ્રમ કિશુ [कीदृशोऽयं श्रम ] -આ તસદી શા માટે લો છો? અમ મનિ સંતોષ જ વશુ-મારૂ મન તો ક્યારનું એ સંતુષ્ટ થયૂં છે. અવલોકન-દર્શન. અઘમર્ષણ-ऋग्वेदના દશમા મંડળનું એકસોનેવુમૂં સૂક્ત. એ જપ્યાથી સર્વપાપનો નાશ થાય છે. ઇવ-માફક, પેઠે. પાવન-પવિત્ર કરનારૂં. અતિથિક્રિયા-અતિથિના પૂજનનો વિધિ. સુકોમલ શિલાતટી-પત્થરની સ્હેજ ઊંચી બેઠક. તટી બોલ तट् 1 p. to rise, to be raised or elevated ઉપરથી થયો છે. તૂષ્ણી [स तूष्णीम् अस्थ]-

બોલ્યાચા'યા વગર, મૌન. મત્યારથ-ખરી હકીકત તડાગ-સરોવર. વિશ્રમતા-વી સામો લેતા. એકાતિ-એક છેડાથી માડીને અબુજનયની-કમળના જેવા નેત્રવાળી. ભિક્ષાકપાલ લેઈ આવી તરુ પાસિ-નિર્જન વનમા ભૈક્ષ્યચર્યાનો નિર્વાહ શી રીતે થયો હતો એ શંકાના સમાધાનમા કવિ કહે છે, કે વૃક્ષો તેને ભિક્ષા આપતા હતા. વૃક્ષથી તે ફળ તોડતી નહિ, તે તો માત્ર ભિક્ષાપાત્ર ધરતી, એટલે તેમા ફળ આવીને પડતા હતા. પિકવયણી-કોકિલ[ પિક ]ના જેવી જેની બોલી [ વયણ, સ વચન ] છે એવી આફણીઇ-પોતાની મેળે, આપો-આપ, જાતે સ આત્મના ઉપરથી સ્વયમ્ અર્થનો પ્રા અપ્પણા બોલ થયો છે. તે ઉપરથી જૂની ગૂજરાતીમા આફણી અવ્યય નીપજ્યો, જુઓ મ ૧૫૦૭ મા રચાયલા વાક્યપ્રકાશના ઉદાહરણ, આફણી કણ વીકાઈ, આફણી અભિ પૂજાઉ. એમા અવ્યયાર્થ ઇકાર વધારાનો ઉમેરાઈ આફણીઇ બોલ પ્રચારમા આવ્યો. પ્રાણાધાન વિધાનથી પકારનો ફકાર થયા બાબત સરખાવો પ્રા आपुण्ण [ સ. आपूर्ण ] ઉપરથી अप्फुण्ण [ दे ना. मा ।१ ૨૦ ]. આપુરો [ જુઓ પ્રેમાનદકૃત નળાખ્યાન, કડવૂ ૧૬, આપુરો જાશે રોગ ] શબ્દ પણ એ જ મૂળનો છે. આફણીએ અને આપુરો બને શબ્દ હાલ વપરાતા બંધ પડ્યા છે. અરોગુ [પ્રા. आरोग्ग क्रि.]-જમો; જુઓ दे.ना मा ।१।६।१. રાજભોગ-રાજવળાનું ભોજન.

પૃષ્ઠ ૮૮

૧-૧૪ અચેતન મૂઢ-જડ અને તે કારણથી જ્ઞાન રહિત અનુગ્રહ-કૃપા. પ્રભાવ-મહિમા, અદ્ભુત શક્તિ. સુખ પામ્યુ નિર્વાણ-ઘોડો સુખનિર્વાણ પામ્યો. સુખ અને નિર્વાણ એક જ અર્થના બોલ છે. એ બેને છૂટા પાડવા કરતા 'પામ્યુ સુખનિર્વાણ' વાચી પર્યાયદ્વંદ્વ બનાવવો વધારે ઉચિત છે. નીઝર [સ निर्झर, પ્રા. निज्झर ]-ઝરો. સ્વાદુ લહેજતદાર ફળ ભક્ષ કરીને,-જુઓ પૃષ્ઠ ૬૭, પંક્તિ ૬ ઉપરની અને પૃ૮ ૮ પક્તિ ૫ ઉપરની સમજૂતી સંધ્યોચિત કર્તવ્ય તા કોધૂ-બાઇ એ સધ્યાકાળનૂ નિત્યકર્મ કરી લીધુ બીસ બેહ એકાતિ સમીપિ શિનાતન સુદર-તે બે જણુ સુદર પથરાના પટમા, અલગ [એકાતિ] પણ બહુ છેટે નહિ [સમીપિ], એમ બેઠા

૧૫-૨૪ આશાસુ [સ. आश्वास ]-સકોચ જતો રહી વિશ્વાસ ઉપજવો તે. સેહેજિ મૂરખ-મનુષ્યપણાને લીધે સ્વાભાવિક રીતે અણસમજુ. મર્યાદા નવિ જાણિ મર્યાદા ઓળગે છે, જુઓ મૂળ उपजनयति...प्रसादलवो ...प्रागल्भ्यम्। થોડિ મિલણિ પ્રેમ આણિ જુઓ મૂળ अणुरप्युपचारपरिमह

.. प्रणयमारोपयति। કરેવા-કરવાને, જુઓ પૃષ્ઠ ૩૧, પંક્તિ ૧૩, 'પામેવા નિ' ઉપરની સમજૂતી. ખેદ શ્રમ જુ મનિ ભાવિ-જે મનને ગમે, જો તમને રચે તો. ગનાથ કીધુ-પન્હોતુ, મોટુ બનાવ્યુ ગુહ્યક-ગધર્વ અને યક્ષ જેવી એક દિવ્યાદિવ્ય જાતિ. એઓ કુબેર ભંડારીના નિધિના રક્ષક છે વ્રત-પાશુપત વ્રત

પૃષ્ઠ ૮૯

૧-૨૪ કિહા ઇદ્રી રામી ભ્લા અનુપ-અહો ! ઇદ્રીઓ કેવી અનુપમ રીતે ઉપનમ પામેલી છે, -ની નિર્વિકાર ને શાત બનેવી છે ! જૂની ગૂજરાતીમા સંસ્કૃત इन्द्रिय [ નપુ ] સાથેનો ગૂજરાતી ઇદ્રી શબ્દનો સબંધ સ્મરણમા તાજો હોઈ એ તદ્ભવ શબ્દ નપુસક લિંગે વપરાતો હતો. વખત જતા સ્મરણ ઘસાઈ જઈ તદ્ભવ ઇદ્રી ઇકારાત હોઈ સ્ત્રીલિંગે વપરાયો એ વડૂ શૂં છિ કામ દિવ્ય મનોહર૦-જ્યા સિદ્ધ સાધ્ય વગેરે સુખે તપ કર્યા કરે છે એવા મનોહર દિવ્ય આશ્રમો અનેક છે, તે મકીને તમે અહીં એકાતમા તપ કરો છો તેનૂં શુ કારણ ? શો મહાન અર્થ સાધવો છે ? આવા એક મલયાચલ ઉપરના સિદ્ધોના આશ્રમના વર્ણન માટે જુઓ नागानन्द ।१।. એકમના [ સં एकमनस् ]-સાવધાન થઈને, એકાગ્ર ચિત્તથી. હૃદયશુદ્ધિ ...અથવા લોચનની ઉજ્જ્વલતા . શક્તિ૦ સ્ત્રી અમાનુષ હોવાથી તેના આસૂ સ્વચ્છ હતા, એ સ્વચ્છતાને લીધે હૃદયની શુદ્ધતા જાણે નેત્રદ્વારા ઊભરાઈ જતી હોય અથવા નેત્રની ઉજ્જ્વલતા જાણે વહેતી હોય, એ ઉત્પ્રેક્ષાનો ઉપયોગ કર્યો છે. મુખ મીલી-મ્હો બીડીને. વિસ્મય પામ્યુ જોય-જોઈને [જોય] ચકિત થયેલો વ્યસન-દુ ખ, સકટ. કોડિક મર્મ કરોડો મર્મના અથાત્ ખરેખરા ઉપાયો, રામમાણુ ધવાજો કોડિક રૂપની સિદ્ધિ બાબત જુઓ પૃષ્ઠ ૮૬, પંક્તિ ૧૬, કોએક ઉપરની સમજૂતી. આકૃતિ દેહ-દિવ્ય દેહ અને અદ્ભુત આકૃતિ, અમાનુષ અવતાર અને અલૌકિક રૂપ. શરીરધર્મ સહુનિ સતાપિ૦-હર્ષ શોક મોહ વગેરે શરીરના ધર્મ છે તે સૌ શરીરધારીને સંતાપે છે સુખદુ ખ ગતિ બલવંત, દ્વદ્વધર્મ૦-ટાઢ તડકો વગેરે ધર્મની પેઠે સુખદુઃખનૂં જોડુ [ દ્વદ્વ] છે, તેની પ્રવૃત્તિ [ગતિ] જબરી છે ગમે તેવી ઊચી ભૂમિકાએ પ્હોચ્યો હોય [મહત થાઇ], તોપણ સુખદુ ખ તેની ખબર લે છે.

પૃષ્ઠ ૯૦

૧-૧૦ પડઘાઇ [સં. प्रतिघात]-આઘાતથી વસુધા ચાલી ન જાઇ-

પૃથ્વી સ્ખલિત થતી નથી, ડોલતી નથી. અપરાધી સરિખુ-જાણે પોતે કંઇ અપરાધ કર્યો હોય એમ ઝંખવાણો પડેલો. ક્ષાલેવા-ધોવા. અંજલીઇ-ખોબો ભરીને. આપણા-પોતાના. શોક ન કીજિ-શોક ન કરો. કીજે પીજે, દીજે, લીજે વગેરે રૂપ હાલ પણ કવિતામા વપરાય છે. જુઓ પ્રેમાનંદકૃત માંધાતા આખ્યાન, ૯૨, તમારે કરવું હોય તે કીજે, અમો રજમાત્ર તમથી ન બ્હીજે. અહીં 'તમો કીજે' તથા 'અમો બ્હીજે' પ્રયોગ ઉપરથી જોઈ શકાશે કે પ્રા. क्रिज्जा આદિ ज्जा પ્રત્યયાંત રૂપની પેઠે પુરુષ બદલવાથી પ્રસ્તુત ગૂજરાતી રૂપમાં પણ ફેરફાર થતો નથી. કરિ માર્જન-લૂછે છે, લુછે છે. બાષ્પ-આંસુ. વાણી કરિ પ્રકાશ-મુખ બહાર [પ્રકાશ] બોલ કાઢે છે, વૈખરી વાણીએ બોલે છે, કહે છે.

૧૧-૨૪ તહ્મો શ્યૂ સાંભલશુ-તમે સુખિયા જીવ શી રીતે સાંભળી શકશો ? અર્થાત્ તમારાથી સંભળાય એમ નથી. મર્મ-માર્મિક; મર્મભેદક વૃત્તાંત. વૈરાગ્યવારતા-વૈરસ્ય ભરેલી, દુઃખદાયક હકીકત. રાગ એટલે રસ, તેથી ઊલટો તે વિરાગ, વૈરાગ્ય. લેશ-ભાગ. શ્યૂં શોકકથાઇ ?-શોકમય કથાથી શો અર્થ ? દેવસદન-દેવોનો વાસ, દેવોનું નિવાસસ્થાન. કન્યકા-જવાન, નિત્યયૌવનવાળી સ્ત્રી. મારુત-પવન. અર્ક-સૂર્ય. સોમ-ચંદ્ર. સૌદામિની-વીજળી. મૃત્યુ-યમરાજા, ધર્મરાજા. વિવેક-વિવેકથી, વિગતથી. અપ્સરાનાં બે કુળ જન્મના કારણે કરીને દક્ષ પ્રજાપતિની બે કન્યકાથી, બે સમુદ્રમંથનના પ્રસંગે અમૃતથી અને જળથી, બે કામ અને ભોગની વાસનાના પ્રાધાન્યે કરી કામદેવ અને પૃથ્વીથી, ચાર શુચિતાને અનુલક્ષીને બ્રહ્માના મનથી પવનથી ધર્મરાજાથી અને વેદથી, તથા બાકીના દિવ્ય તેજની વિભૂતિને લીધે સૂર્ય ચંદ્ર અગ્નિ અને વીજળીથી પ્રગટેલાં કહ્યા છે.

નવ ખંડ કહ્યાં છે. તેમની હદ હિમવાન, હેમકૂટ, નિષધ, મેરુ, નીલ, શ્વેત, શૃંગવાન અને ગંધમાદન પર્વતની આડથી બાંધેલી છે. તે તે ખંડને તે તે પર્વત અનેક નદીઓ વડે પાણી પૂરું પાડે છે. એ રીતે પાણીના વર્ષણથી ખંડને વર્ષ સંજ્ઞા મળી છે; અને ખંડોને જુદા પાડનારા પર્વત વર્ષપર્વત કહેવાયા છે. કિંપુરુષગિરિ–કિંપુરુષવર્ષનો પર્વત હેમકૂટ. કાનન [સં.]-વન. અચ્છોદ નામે ઇ. સર૦–તેણે આ અચ્છોદ [ સં. अच्छ નિર્મળ; उदन् પાણી ] નામે, મનુષ્ય જ્યાં જઈ શકે નહિ એવું [ અગમ્ય ] સરોવર ખોદાવ્યું છે. ભવાનીપતિ–ભવ એટલે શંકર, તેમનાં પત્ની ભવાની તે પાર્વતી, તેમના પતિ તે શંકર ભગવાન. આ શબ્દનો બાણભટ્ટે તેમ જ ભવભૂતિએ [ જુઓ મ. વી. ચ. ] ઉપયોગ કર્યો છે. તેમાં મમ્મટાચાર્ય विरुद्धमतिकृत्‌ નામે દોષ કાઢે છે તે કદી સતીના સંબંધમાં અસંભવિત ગણી ન લેઇયે, તોપણ ગૌરવદોષ તો ઊભો રહે છે જ. તુંબુરાદિ માંહાં જ્યેષ્ઠ–તુંબુરુ આદિ ૭ ભાઇઓમાં સૌથી મોટો. તુંબુરુ ગંધર્વવિદ્યામાં પરમકુશળ અને પ્રસિદ્ધ હોવાથી તેનું નામ આગળ કર્યું છે. હાહા હૂહૂ નામો સામગાનથી, તેમ તુંબુરુ નામ વીણાના મોટા તૂમડા [तुम्ब] ઉપરથી પડેલ જણાય છે. પટાભિષેક [ સં पट्ट પીઠ અર્થાત્ ભદ્રપીઠ કિંવા સિંહાસન; अभिषेक ]–રાજગાદીએ બેસાડવાની ક્રિયા: સરખાવો પટરાણી, પાટવી કુંઅર, પાટોધર, રાજપાટ વગેરે. અમૃતમય આકાર–જેમનો દેહ [આકાર] અમૃતમય હતો. અભિધાન–નામ: ગૌરી–પાર્વતી.

**પૃષ્ઠ ૯૨**

૧–૨૫ અનપત્ય માટિ–પોતે સંતાન રહિત હોવાને લીધે. અનપત્ય [બહુવ્રીહિ]–જેને છૈયુંછોકરું [અપત્ય] ન હતું એવો [હંસ]. માહાનુભાવ–પ્રભાવશાળી. અત્ય [સં. अग्निની સ્પર્શવિધાનથી થયેલી વિકૃતિ]–અરુ. લક્ષણ રહિત–સારાં લક્ષણ વગરની. ભાજન [સં. भाजन]–સ્થાન. અંકિ અંકિ ગંધર્વનિ બીસ–વ્હાલી વીણાની પેઠે ગંધર્વો મને ખોળેથી હેઠે મૂકતા નહિ; એક રમાડી રહે કે બીજો લે; એમ વખાણી વખાણી રમાડતા. શૈશવ [સં. शिशु બાળક; अ ભાવવાચક પ્રત્યય]–બચપણ. શુભ દેશ–સારું સ્થાન. વસંત મધુમાસ નિ૦–વસંતમાં જેમ મધુમાસ, મધુમાસમાં જેમ નવપલ્લવ, નવપલ્લવમાં જેમ પુષ્પ, પુષ્પમાં જેમ મધુપ અને મધુપમાં જેમ મદ પ્રવેશ કરે, તેમ સર્વ અવયવ જેના સુંદર ખિલ્યા હતા એવા મારા દેહમાં યૌવને પ્રવેશ કર્યો [પદ કીધું]. અર્થની સ્પષ્ટતાનો ભોગ આપી, બાલણે વાક્યરચના ટૂંકાવી છે. મધુમાસ–ચૈત્ર. નવપલ્લવ નવી કૂંપળો. મધુપ–ફૂલનું મધ પીનારા ભમરા.

અવેવ સુદર-સુંદર અવયવના, સુંદર અવયવવાળા [દેહે]. ઋતુરાજ રાજંત-વસંત ખિલ્યો છતાં; સતિ સપ્તમી [જુઓ પૃષ્ઠ ૩, પંક્તિ ૧૩ ઉપરની સમજૂતી]. પુષ્પિત-ફૂલવાળું. મારુત-પવન. કામુક-પ્રેમી, કામી પુરુષ. કામિનીરિમુખનિ૰-સ્ત્રીના મ્હોની મદિરાના કોગળે સીંચાયા છતાં બોરસલીનાં ઝાડને ફૂલનો ફાલ આવે છે. સંબંધાર્થે રકાર બાબત જુઓ પૃષ્ઠ ૫૫, પંક્તિ ૨૧ ઉપરની સમજૂતી. વૃક્ષોનાં દોહદના સંબંધમાં જુઓ પૃષ્ઠ ૪૭, પંક્તિ ૧૧ ઉપરની સમજૂતી. વિષાદ-શોચ. ભાવિ-ભાવથી, ભાવ સાથે. સ્નાન કરિવિ લાગી-સ્નાન કરવામા પ્રવૃત્ત થઈ. શિવ ગૌરીનૂં સ્થાનક-ચિત્રરથે સ્થાપેલા ચતુર્મુખ શિવની અને તેના સન્મુખ પાર્વતીની મૂર્તિવાળું મંદિર કિંવા શિવાલય. આ ભાલણનૂં કથન છે. બાણનૂં કથન ભિન્ન છે; જુઓ મૂળ અત્ર . च. स्नानार्थमागतया भगवत्या पार्वत्या तटशिलातलेषु विलिखितानि...त्र्यम्बकप्रतिबिम्बकानि . वन्दमाना |. સ્થાનક-દેવસ્થાન, દેવમંદિર. વાઇ-પવનમા.

પૃષ્ઠ ૯૩

૧-૨૩ જણ્યા સમંધ-જનમવાથી માંડીને, જનમભરમાં. જેણિ સ્પર્શિ ઘ્રાણ ઇદ્રીનિ૰-જે અપૂર્વતાના કારણથી [જેણિ] નાકના જ્ઞાનતંતુઓને સ્પર્શ કરી તે ગંધ ઘ્રાણેન્દ્રિયને અત્યંત સુખ ઉપજાવતો હતો. શિષ્ય સહિત-મૂળમાં तापसकुमारेणानुगतम् છે. ભાલણે तापसकुमार બદલ શિષ્ય બોલ વાપર્યો છે; તે વિદ્યાર્થિદશાવાચક છે, ગુરુશિષ્ય સંબંધ બતાવવાને નથી. હર હુતાશન બાલ્યા કામનિ શોક-મહાદેવે ત્રીજા નેત્રના અગ્નિથી બાળીને ભસ્મ કરેલા કામદેવના [મરણના] શોકથી. શિવનિ વશ કરવા-મહાદેવની અનન્ય પ્રીતિ સંપાદન કરવા, પૂર્વદેહે કરેલા અપરાધનો ક્રોધ શમાવી શંકરની સંપૂર્ણ મહેરબાની મેળવવા. સુવાસના કારણથી ઋષિકુમારમા વસંતની અને રૂપના કારણથી કામની ઉત્પ્રેક્ષા કરી છે. પ્રભા-કાંતિ. કનકવર્ણ-સોનાના રંગનૂં. ભમિ-ભમર. જુઓ પૃષ્ઠ ૪૮, પંક્તિ ૨૯ ઉપરની સમજૂતી. કમલદલ લોચન-આંખો કમળની પાંખડી જેવી હતી. હીસિ [ સં हृष् પ્રા. हिस्स ]-હર્ષ પામે છે. આયત તુંગ-લાંબી અને ઊંચી. નિર્મલ-દોષ રહિત. અતિશિ અરુણ...સકયૂં દેહ-મૂળ સાથે સરખાવતાં અને ઔચિત્ય વિચારતાં આ કડી નીચે પ્રમાણે વાંચવાની જરૂર છે. 'અતિશિ અરુણ અધરની ઉપમા જાણી યૌવન રાગ એણિ સ્થાનકિ થઈ રહ્યુ છિ દેહિ ન લહી લાગ'.. ઉપમા-સંભાવના, ઉત્પ્રેક્ષા. રાગ-(૧) આસક્તિ, પ્રેમવિકાર; (૨) રતાશ. થઈ રહ્યુ છિ-સ્થિતિ કરીને રહ્યો છે. મુદસરિ-મૃદ. અલિ-ભમરો. બ્રહ્મસૂત્ર મૃણાલતંતુ જિમ-તેનૂં જનોઈ કમળના દાંડાનો તાંતણો જાણે હોય એવૂં જણાતૂં હતૂં.

તેજ તણૂં તાં સદ્મ-તે તેજનં ધામ [સદ્મ] હતો. અક્ષમાળા-જપ માટે સ્ફટિકના મણકાની માળા. દેવના આંસૂ પારદર્શક ને નિર્મળ હોય છે, તેથી રતિનાં અશ્રુબિંદુની જપમાળા બનાવ્યાની ઉત્પ્રેક્ષા કરી છે. નિમ્ન-ઊંડી. રોમ-રાજિ-રોમાવળી. કૃષ્ણ-કાળી. મુઞ્જમેખલા મુંજની દોરીની મેખળા. બ્રાહ્મણ બ્રહ્મચારીને મુઞ્જની દોરીનો કદોરો રાખવાનું શાસ્ત્રમા કહ્યૂં છે. આથી અત્યારે પણ જનોઈ દેતા બ્રાહ્મણોમા બટુકને મુઞ્જની મેખળા પહેરાવવાનો રીવાજ છે.

પૃષ્ઠ ૯૪

૧-૧૧ પહેલી ઉત્પ્રેક્ષા બ્રહ્મચારિવેષના સંબંધે, બીજી વ્રતના સંબંધે, તે પછીની ત્રણ બ્રહ્મતેજના સંબંધે અને છેલ્લી તેના વિનય આદિ ગુણના સંબંધે કરી છે. ધર્મ તણું યૌવન આકારિ-જાણે સાક્ષાત નવયૌવન ધર્મ હોય! સરસ્વતી જાણીઈ વિલાસ-સરસ્વતીનો વિલાસ જે વાઙ્મય તે જ જાણે મૂર્તિમાન હોય! સંકેતવાસ-મળવાનૂં ઠેકાણું, સંકેતસ્થાન. શ્રુતિઓ સમસ્ત તેને શોધતી આવી હતી. ચૌદે વિદ્યાઓ તેને વરી હતી. સર્વ ગુણનું તે આશ્રય-સ્થાન [ગતિ] હતો. દેવનિ-દેવને માટે; તાદર્થ્યરૂપ છે. પાત્રી-પત્ર ભરીને ફૂલ. કુસુમંજરી-ફૂલની ડાંખળી. એ કુસુમમંજરી વિશે પાંચ ઉત્પ્રેક્ષા યોજે છે. ભણી-લીધે. સ્મિત-મ્હો મલકાવવૂં તે, મધુર હાસ્ય. વનલક્ષ્મી-વનની શોભાની અધિષ્ઠાત્રી દેવી. મધુમાસ-વસંત. લીલા-મધુર કૃતિ, રસમય દૃષ્ટિ. સુરત-ક્રીડા. શ્રમજલકણિકા-થાકથી વળેલા પરસેવાનાં ટીપાં. મન્મથધ્વજા ચિહ્ન અણુસરી-તે કામદેવની ધજાનાં ચિહ્ન ધારણ કરતી હતી [અણુસરી], અર્થાત્ જાણે કામદેવની વિજયપતાકા હોય તેવી દેખાતી હતી. સુધા-અમ્રત. નવિ દીઠી...અનુમાનિ કલી-જોકે મેં તે મંજરી કદી આંખે દીઠી કે કાને સાંભળી ન હતી, તોપણ ગંધ ઉપરથી અનુમાને હું જાણી ગઈ કે જેનો વાસ આવતો હતો તે મંજરી આ જ.

૧૧-૨૪ વિધાતા-બ્રહ્મા. માયામિ મકરધ્વજ-પ્રથમ કામદેવ ઉત્પન્ન કર્યો હતો તેનાથી જુદો કારમો [માયામિ] કામદેવ. કારણરૂપ [સં. કારણા પીડા]-પીડારૂપ, દિવ્ય રૂપ વડે દમનાર. ગુજરાતીમાં સંસ્કૃત કારણા અને કારણ વચ્ચે ગોટાળો થઈ આ શબ્દ ઉત્પન્ન થયો જણાય છે. કુણ જોગ આહીં-આ માટે એનો મેળાપ [જોગ] થયો શો? મન્મથપરવશ-કામથી વિહ્વળ. દેવેશ-અહો મારા પરમેશ્વર! કુલકુમારીનિ એ લાજ-કુલકન્યકાને આ લાજવાનૂં, શરમાવાનૂં કહેવાય. મુખ ન ત્યજૂ તે તાણૂં-તેના મ્હો ભણીથી

હૂં મારી દૃષ્ટિ વાળી શકતી નથી. જાણી કુણ્ઠિઇ થઇ- જાણે કોઇ દિવ્ય સત્ત્વે સ્તબ્ધ કરી રાખી હોઉં.

પૃષ્ઠ ૯૫

૧-૨૫ જાણીઇ શૂં મદન શીખવી અથવા યૌવન વિદ્યા નવી-જાણે કામદેવે અથવા તો યૌવને મને નવી વિદ્યા પઢાવી હોય અને તેને લીધે તે તે ભાવ આપોઆપ પ્રકાશિત થતા હોય. અહીં આ ઉત્પ્રેક્ષાઓથી સ્તંભ નામે સાત્ત્વિક ભાવ નિરૂપિત છે. ઇદ્રી નાખિ . રહી સંગ-'અહો આ મુનિકુમાર મારી ઇંદ્રિયોને મોહપાશથી ખેંચે છે અને શ્વાસની સાથે હૃદય પણ તાણી લે છે! તેની સાથે કામદેવ જાણે પૂઠેથી ઠેલે કે!' એવૂં મનમાં વિચારતી હું તેની પાસે છેક નજીક સ્તબ્ધ થઈ ઊભી. સગ-છેક નજીકમાં. કુચમુખ ફરકિ... લજ્જા નીસરી-જુઓ મળ साभिलाष हृदयमाख्यातुकाममिव स्फुरितमुखमभूत् कुचयुगलम् । स्वेदलवलेखाक्षालितेवागलल्लज्जा ।. કાયયષ્ટિ-લાકડી જેવૂં પાતળૂં અંગ. જાણી ત્રસ્ત મનોભવપ્રાહાર-જાણે કામદેવના મારથી ફફડતી હોય તેમ. આલિંગનલાલસ...પ્રેમ રહુ નીસરી-ભેટવાને આતુર બનેલા બધા અંગે રગ ભેર રુવા ઊભા થયા, જાણે કે તેનુ અદ્ભુત રૂપ જોવાને માટે હૃદયમા પ્રગટેલો પ્રેમ જ રોમાંકુરરૂપે બહાર નીકળતો હોય. મળનો તર્ક મનોહર રીતે બદલી નાંખ્યો છે. છડાવ્યૂં માહારૂ મન કામ-મારૂ મન કામુકૂ ક્યૂં, મારુ ચિત્ત ચોર્યૂં. મકરકેતુ-કામ. વિડંબિ-હેરાન કરે છે, સતાવે છે. મકેલી ન શકૂ આકાર જે કીધા મન્મથિ વિકાર-કામદેવ જે વિક્રિયા મારામા ઊપજાવે છે તેનો બહાર દેખાવ [આકાર] હૃ ટાળી શકતી નથી, રોકી શકતી નથી. વિકાર અને આકારનો ભેદ ધ્યાનમા લેવો. જિહા થાપ્યુ નથી અતિ માર-જ્યા લગી કામની સત્તા મારા ઉપર હદ પાર જામી નથી. મૂળનો તર્ક બદલ્યો છે. મનિ ન ભાવિ મદનવિકાર-જુઓ મળ अनभिमतस्मरविकारदर्शनकुपित' ।. કામાતુર મુઝ જોઈ-મને [મુઝ] કામાતુર દેખી. પ્રાકૃતમા मज्झ, तुज्झ ષષ્ઠી વિભક્તિનાં એકવચનના રૂપ છે. એ રૂપો પાલી मय्हं અને तुय्हं સાથે સબંધ ધરાવે છે. પાલીમા એ બે બોલ ચતુર્થી તેમ જ ષષ્ઠીમા વપરાય છે. મૂળ સંસ્કૃતમા તેમના પૂર્વજ मह्यम् અને तुभ्यम् ચતુર્થીમા જ વપરાય છે. એ પ્રાચીન બોલના વંશજ મુઝ તુઝ જૂની ગૂજરાતીમાં કર્મના અને સબંધના અધિકારે વપરાયા. પાછળથી ભ્રમ દૂર કરવા નિ કિંવા ને પ્રત્યયના ઊમેરાથી કર્મના અધિકારના રૂપ જુદા ઓળખાવવામા આવ્યા; સરખાવો પ્રા. मह, तुह ઉપરથી મુહનિ તુહનિ વગેરે.

પૃષ્ઠ ૯૬

૧-૨૬ ખેવ [સં. ક્ષિપ્ર, પ્રા. ખિપ્પ]-જલદી, તત્કાળ. પૂજ્જની [સં. પૂજનીય]-પૂજવા લાયક. ભૂદેવ-બ્રાહ્મણ. પંચબાણુ-કામદેવ. કેટલાકના મતે અરવિંદ, અશોક, આંબામોર, નવમલ્લિકા અને નીલોત્પલ, બીજાના મતે સંમોહન, ઉન્માદન, શોષણ, તાપન અને સ્તંભન, એ કામદેવનાં પાંચ બાણ છે; બીજા વળી બીજાં જ પાંચ ગણાવે છે. ધૂજિ કચલટ૦-વિહ્વળ ચિત્તથી મેં તેને જતા જતાં સન્મુખ રહી નમસ્કાર કર્યા, જે દરમિયાન વાળની એક લટ નમી પડી ગાલે ફરકતી હતી. આગલિ ભાવિ જેયિ૦-ભવિષ્યમાં [આગલિ] વિધિએ નિર્માણ કરેલ [ભાવી] થવા હતું અને મારા ભાગ્યમાં આ દુઃખનો પ્રકાર ઉદય થવાનો હતો, અર્થાત્ આવું દુઃખ આવી પડવાનું હતું, તેથી કરીને. સંગતુ સંચ-કામ વાસનાનો ચાળો [સંચ]. મંજરી સ્વેદિ બીછ-તેના કાને સ્વેદના બિંદુએ કરીને જાણે બીછ પારિજાતની મંજરી પહેરેલી હોય તેવું જણાતું હતું; વળી સાત્ત્વિક કંપે કરીને જાણે બ્રહ્મચર્ય વ્રતનો ભંગ થયાથી સ્ફટિકની માળા તેના હાથમાં કંપતી હતી. આદર્શ હાથપ્રતનો 'કુસુમમંજરી દીસિ કર્ણિ સ્ફાટિક મણિમાળ આભર્ણુ' પાઠ અસ્પષ્ટ છે; ને તે પૃ ૯૩, પં. ૨૦ અને પૃ. ૯૪, પં. ૬ ને પડછે પુનરુક્ત બને છે. નવો પાઠ સંસ્કૃત મૂળને અનુસરી તેમ જ પ્રક્રમ ધ્યાનમાં લેઈ કલ્પી કાઢ્યો છે. કામ કળા ગતિ મતિ વિખ્યાત૦-કામકળાના અનેક પ્રયોગ [ગતિ] અને સિદ્ધાંતો જે પ્રસિદ્ધ છે, તે કામદેવ પોતે જ ગુરુ બનીને શીખવે છે; અથવા તો આપોઆપ [આફણીઇ] સ્ફુરે છે. અણપ્રીછ્યા [સં. સંપ્રેક્ષ્, પ્રા. संविच्छ, અપ. संप्रिच्छ; પ્રથમ ઉપસર્ગ हम् લુપ્તઃ સરખાવો સં. अभिनिवेश ઉપરથી निवेश. ]-અજાણ્યા. મદિરામદિ અહી-દારૂના ઘેને જડ બનેલી. નિદ્રાજડ-ઊંઘના ધારણથી ભારે બનેલી. એહવૂં ચતુરપણૂં...સર્વથા-જિહ્વા[રસના]એ જે અભિલાપ વાણી દ્વારા કહ્યો નથી તે હૃદયમાં જેવો સ્ફુરી રહ્યો છે તેવો પૂરેપૂરો નેત્રોએ ભાખવો, એ ચતુરપણું તે ક્યાંથી પ્રગટ્યું! જુઓ મૂળ कुतश्चेदमतिनिपुणं यच्चक्षुषैवानक्षरमेवमन्तर्गतोऽभिलापःकथ्यते*. વિમાસૂં અંતર મન મહીં-મારા અવસ્થાંતર [અંતર] વિશે મેં ઉપર પ્રમાણે સ્વગત [મન મહીં] વિચાર કર્યો. ફેરફાર કલ્પિત છે. ૨૫ વિશાળ-બહુ રૂપાળો.

* મૂળમાં अन्तर्गतो-हृदयाभिलापः પાઠ છે, તે પુનરુક્તિથી દૂષિત છે. કાં તો अंतर्गतः ન જોઈએ અથવા તો हृदय ન જોઈએ. આથી ઉપર આપેલા ઉતારામાં हृदय શબ્દ તજી દીધો છે.

અતિ વર યૌવન–જેનું જોબન ઘણું મનોહર લાગે છે. માહાભાગ–ભાગ્યશાળી. ત્રિભુવનખ્યાતકીર્તિ–જેનો જસ ત્રણે લોકમાં જાણીતો છે એવો, જગજાણીતો. દિવ્યલોકનિવાસીભૂપ–પૃથ્વી ઉપરના તો શું પણ સ્વર્ગ [દિવ્યલોક]માં રહેનારા મુનિઓનો રાજા, અર્થાત દેવર્ષિમાં પણ શ્રેષ્ઠ. પૂર્વ પંક્તિના મુનિ શબ્દનો અહીં આક્ષેપ કરવાનો છે. નલકૂવર–કુબેર ભગવાનનો પુત્ર. એ અલૌકિક રૂપને માટે પ્રખ્યાત છે. નલકૂવર અને મણિગ્રીવ શાપથી યમલાર્જુન વૃક્ષ થયા હતા. જુઓ ભાગવત દશમસ્કંધ ૧૦.

પૃષ્ઠ ૯૭.

૧–૧૨ અંબુજ, પંકજ–કમળ. જે તેજ પ્રકાશિ–જે કાંતિ વડે પ્રકાશે છે, જેનું ઝળહળતું રૂપ છે. હાથપ્રતમાં પ્રકાશ પાઠ છે. કર મુખિ દેઈ૦–અહીં મદ નામે સંચારી ભાવનું નિરૂપણ છે. જૃંભા–બગાસાં. મન્મથવિકૃત–કામ-વિકારવાળું. કાંત સુરતાંત સુખ–સમાગમપર્યંત ઇચ્છિત સુખ. તેથી ઊપાયુ સુત તન–એ કમળના આસને લક્ષ્મીને પુત્રરૂપ [ સુત ] સંતાન પ્રગટ્યું; જુઓ मल्लिकामारुत ।१०। एक एव हि समयो देवतागर्भाणां धारणप्रसवयोः. સુત તન–પુત્રરૂપ પ્રજા, સંતાન. કરિ ઊચલિ–ઊંચા કરેલા [ઊચલિ] હાથમાં. જાતકર્મ–નાળ વધેરતા પહેલાં નવા જનમેલા બાળકને કરવાનો સંસ્કાર. વિઇ હોઇ [ वयसि भूते ]–ઉમ્મર થયે, અર્થાત્ જનોઈ દેવાની ઉમ્મર થયે. ઉપવીત–ઉપવીતસંસ્કાર.

૧૩–૨૪ અર્ણવ–સમુદ્ર. પાદપ [ पाद મૂળ; पा પાણી પીવું ]–ઝાડ. અવતંસિ ધરી–કાનના ઘરેણા તરીકે [અવતંસિ] યોજી છે, કાને સોહાવી છે. યદ્યપિ વ્રતનિ એહ વિરોધ–જોકે એનો વ્રતને વિરોધ છે, જોકે એ બ્રહ્મચર્ય-વ્રતવિરુદ્ધ છે. તુઝ–તને. બોધ–સમજ, સમજી લે. કીજિ–કરિયે. પાસિ [ સં. पार्श्व બાજુ ]–બાજુએ, બાજુએ થઈને. અધિદેવ્યા [સં. अधिदेवता]–અધિષ્ઠાત્રી દેવી; સરખાવો કુળદેવ્યા. મધુમાસની લક્ષ્મી–વસંતની પુષ્પ-સમૃદ્ધિની અધિષ્ઠાત્રી દેવી. વનમાલા–ઢીંચણ સુધી પ્હોંચતી વનફૂલ વગેરેની માળા. નિર્મલા–ઉજ્જવળ. ચૂતાંકુર–આંબાની કૂંપળ. પુષ્પાસવ મત્ત–ફૂલમાંના માદક રસથી જેની આંખમાં કેફની ખુમારી ભરાઈ છે એવી. મદભરી–યૌવન-મદવાળી. પ્રણમી–નમસ્કાર કરીને. ત્રિભુવનસુંદર–ત્રણે લોકમાં સૌનાં મન હરે એવો. સ્વામી–પ્રભુ.

પૃષ્ઠ ૯૮.

૧–૧૪ લજ્જા મ્યલી–લજ્જા પામી, શરમાઈ. ઉવેખી તેહનિ–તેનું

કહેવું કાન તળે કાઢી નાખી. પાડી નારી વલિ તે જિહાં,–જળનો તર્ક બંધ-બેસતો નથી, ત્યાં અર્થ છે, તેમ તો તાગનુયાન્તીમાલોક્ય છે. પ્રેમ તણી જૂઉ નિ વાત–તે પ્રેમ આણીને કહે છે તે ધ્યાનમા લે ને. ગજિત છિઇ જયા દેહ વર્ણિ–તેનો દેહ વાને ગૌર શોભતો હતો, તેવી તે મંજરી પણ શોભતી હતી. નિર્ધાર [સ. निर्धार्य નક્કી કરીને સમજ]–નક્કી. ક્રિયાપદનો અવ્યય તરીકે ઉપયોગ, સરખાવો અવધાર - અવિચાર [સ. अवधार्य]. જુ સુગધિ એ છિ મજરી–જો આ મજરી મનપસદ વાસવાળી લાગે છે, જો આ મજરીનો વાસ તને ગમે છે, જુઓ મળ यदि रुचिरसुरभिपरिमला गृह्यतामियम् । દ્વિજદેવ–માન્ય દ્વિજ. ગુરદેવ, બ્રહ્મદેવ [બ્રાહ્મણના અર્થમા] વગેરેમા દેવ પૂજ્યતાનો ભાવ ઉમેરે છે મુદા–ખુશીથી [મુદાઇ] ભ્રમર તણો ગુંજારવ હોય, પ્રાર્થના રિતુસગમ સોય–સમાગમ [રિતુમંગમ, મ ऋतुसङ्गम] નિ માટે જાણે મુનિકુમારની વતી પ્રાર્થના કરતા હોય તેમ તે મજરી ઉપર ભમરા ભણભણતા હતા. સોય-તે. કરતલ–હાથની મધારી, આગળીના ટેરવા. તેહવારિ ઘણૂ જાણી બીજૂં પુષ્પ પરધાન પારિજાતન. આવ્યૂં કાન–તે વારે પ્રકટેલા રોમાકુરને લીધે એક પારિજાતની મજરી ઉપર બીજી પારિજાતની મંજરીનો ભરાવદાર શણગાર જાણે મારે કાને શોભી રહ્યો. અહીં મુનિકુમારના હાથના સ્પર્શથી છવાયલા રોમાચમા બીજી પારિજાતની મંજરીની સંભાવના કરી છે. અલકાર ઉત્પ્રેક્ષા પરધાન ન. [મ. परिधान न.]–અંગે કંઇ વસ્ત્ર કે આભૂષણ ધારણ કરવૂ તે, શણગાર. ઘણૂં [સ घन]–ભરાવદાર. જુઓ મૂળ अपरमिव पारिजातकुसुममवतंसस्थाने पुलकमर्सात् ।. સ્પર્શ થયુ ઋષિ સુઝ કપોલ–ઋષિકુમારને [ઋષિ] મારા ગાલનો સ્પર્શ થયો. આગળ પૃષ્ઠ ૧૦૮, પંક્તિ ૨૧ મા રાજ રાજકુમારને માટે વાપર્યો છે, તેમ અહીં લાક્ષણિક ઋષિ શબ્દ બ્રહ્મતેજના ધ્વનિ સાથે ઋષિકુમારને માટે છે. લોલ–કપિત કરિથી અક્ષમાલા તે પડી, જાણી નહિ, લજ્જાઇ-જડી–તેના હાથમા માળા હતી તે લજ્જાએ જડાયલી અર્થાત્ લજ્જા સહિત ગરી પડી, તે એણે જાણી નહિ જેને લાજમર્યાદા છે, તે વિકાર રોકે છે, મુનિકુમાર સાત્ત્વિક ભાવને વશ થયો હતો, એટલે લજ્જા ખોઈ બેઠો હતો, એ કંપને લીધે તે માળા પણ ખોઈ બેઠો અને તે એના જાણવામા પણ આવ્યૂ નહિ જડવૂ, જડ, જડતર, જડિયો જડાર, જડામણ શબ્દ સં. यत (नियन्त्रित) ઉપરથી ઊતરી આવેલા છે. સરખાવો મ सयत ઉપરથી સજ્જડ. 'સાધવૂ, મેળવવૂ' એ અર્થનૂ જડવૂ ક્રિયાપદ મ युत (જોડાયેલ, મયુક્ત, ઉપરથી નીપજેલ છે. આનદ આણ આનદ આણીને, આનદ સાથે, જુઓ પૃષ્ઠ ૨૫,

પંક્તિ ૧૫, નમ્ય ઉપરની સમજૂતી. અપૂરવ થયુ બીજુ હાર૦-મોતીના હારની સાથે જેના જે આહ્લાદકપણું કદી પણ પૂરવે અનુભવ્યું ન હતું એવો બીજો અપૂર્વ હાર તે થઈ પડ્યો. એહ સમિ ઇ થયૂં, જદા-જ્યારે આ [ઇ] અક્ષમાળાનો વૃત્તાંત એ પ્રસંગ દરમિયાન [એહ સમિ] બન્યો. થયૂં અને જદા વચ્ચે છિ શબ્દ છે, તે વધારે પડતો છે; તેથી અહીં તેને તજી દીધો છે. અપૂરવ-નવી, જંગલમાંથી નવી પકડેલી, પીડી-વચનના અને અંકુશના પ્રહારે પીડાયલી છતાં. સાર-સારાંશમાં, સક્ષેપમાં, ટૂંકામાં કહેતાં.

પૃષ્ઠ ૯૬

૧-૨૪ લાવણ્ય અમૃત પંક મુઝારિ૦-જાણે લાવણ્ય રૂપી અમૃતના કાંપમાં કળી ગઈ હોઉં, અથવા તો મુખ રોમાંચિત થયું હતું તે રોમ રૂપી કાંટાના જાળનું જે વન તેમાં જાણે ગૂંચાઈ ગઈ હોઉં, અથવા તો કામના બાણે વીંધાઈ સતી ગતિ રહિત બની હોઉં, અથવા તો મુનિકુમારના સૌંદર્ય રૂપી દોરના બંધથી જાણે ચારે કોર બંધાઈ હોઉં. પ્રાણિ૦-બળે મારી દૃષ્ટિ ખેંચી લેઈ. દારક-પુત્ર. પ્રેમનુ કોપ-અંદરખાને પ્રેમ છતાં ઉપરથી કોપ. ક્ષુદ્ર-તુચ્છ, પામર મનુષ્ય. ધીરજધન-ધૈર્ય રૂપી ધન. વાલુ મન-મન પાછું વાળ. વ્યગ્ર થઈ રહિવૂં શા મટિ-તું કેમ આમ બાવરો બને છે ? કિહિંથી-કયાંથી, કેમ. અદ્ય-આજ. પ્રકાશ-ખુલ્લી રીતે. અપૂરવ-પૂરવે કદી પણ ન થયેલો એવો, નવતર. ઇદ્રીનુ વિનાશ-આંખ કાન વગેરે છતી ઇદ્રીઓએ તે ન હોય તેવી સ્થિતિ. લાજ-લાજમર્યાદા. મનશાંતિ-સંયમ, ક્ષોભ ન પામવાપણું. એકાંત-અચળ, દૃઢ. ઇદ્રીનિગ્રહ-ઇદ્રીઓ કબજે હોવાપણું, યમ. કુળક્રમ પામ્યૂં-કુળમાં પરાપૂર્વથી પળાતૂં આવેલૂં. કિહાં તે રાગબુદ્ધિ નહીં લેશ ?-પ્રીતિનો ભાવ લેશમાત્ર પણ ન હોવો તે ક્યાં ? વિષયવિમુખ-ઇદ્રિયસુખના સામૂં ન જોનારૂં. શાસ્ત્રપ્રબોધ વચન-ઉત્તમ બોધવાળાં શાસ્ત્રોનાં વચનો, અથવા શાસ્ત્રોનાં વચનોનો ઉત્તમ બોધ. કિહાં તે ગમતુ નહિ જે ભોગ-ભોગમાત્ર ગમતો નહિ તે ક્યાં, અર્થાત્ સર્વ ભોગ પ્રત્યેની અપ્રીતિ ક્યાં ? કિહાં ગયુ જે સાધ્યુ યોગ ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવા રૂપ જે યોગ તેં સાધ્યો છે તે કયાં ગયો ? વિપરીત-ઊલટૂં, મિથ્યા. ભ્રમ-ભ્રમિતપણૂં, ઉન્માદ. ગુરુકુલવાસ-ગુરુને ઘેર રહેવૂં. બ્રહ્મવિચાર-વેદ[બ્રહ્મ]વિદ્યા, આત્મજ્ઞાન. કામિની ગ્રહી-સ્ત્રીને હાથ ગયેલી. જેટલિ...તેટલિ-જે વખતે...તે વખતે. વ્યુત્પત્તિ સારૂ જુઓ પૃ. ૧૩૯, પં. ૯-૧૦ ઉપરની ટિપ્પણી.

પૃષ્ઠ ૧૦૦

૧-૧૪ જપમાલા લેવા રહ્યુ અંશ-જપમાળા પાછી માગી લેવા જેટલો મતિનો અંશ મારામાં હજુ રહ્યો છે. જમ ચુંબન કરવા નિં૦-તેના ઓઠ, ઉપરથી ગુસ્સો જણાવતા હોય તેમ, પરંતુ અંદરખાને ચુંબન કરવાની આતુરતા જણાવતા હોય તેમ, ફરકતા હતા. સરખાવો ચુંબન ફેંકવાની પશ્ચિમની પ્રેમચેષ્ટા. પ્રસન્ન મુખચંદ્ર૦-પંક્તિ ૩ માં કહ્યા પ્રમાણે ભમર ચડાવી ગુસ્સાનો ડોળ એણે કર્યો ખરો, પણ તે ક્ષણે મુખાકૃતિ ઉપર તો પ્રસન્નતાનો ભાવ જ છવાઈ રહ્યો હતો. અહીં ત્રણ પંક્તિમાં કૃત્રિમ કોપ અને અકૃત્રિમ રતિની શબલતા બહુ મનોહર રીતે પ્રદર્શિત કરી છે. વૈખરી-વાણી. ચપલા-ધીટ, નિર્લજ્જ સ્ત્રી. શૂન્યહૃદય-જેનું ચિત્ત ઠેકાણે ન હતું એવો, ભાન ભૂલેલો. મદન મહોત્સવિ પુષ્પાંજલી તિમ-કામદેવના મહાન ઓચ્છવમાં, અર્થાત્ નાટચારભમાં જાણે પુષ્પાંજલી અર્પતી હોઉં તેમ; જુઓ મૂળ मकरध्वजलास्यारम्भलीलापुष्पाञ्जलिमिव. નાટ્યના આરંભે પૂર્વરંગના પૂજનને અંગે પુષ્પાંજલિ બાબત જુઓ भरतनाट्यशास्त्र. અહીં નૂતન કામવિકારેના થનથનાટને ઓચ્છવ કિંવા નાટચારંભનૂં રૂપક આપ્યૂં છે. ઓચ્છવમાં કૃષ્ણલીલા કે રામલીલાનૂ નાટચ આગળ પડતો ભાગ ધરાવે છે, તેના તાદાત્મ્યથી ઉત્સવ શબ્દ નાટચના અર્થમાં વપરાયો છે. નાથ-પ્રભુ, બ્રહ્મદેવ. સ્વેદ-મુનિકુમારના હાથના સ્પર્શથી થયેલો સાત્વિક પરસેવો. તીરથ-અચ્છોદ સરોવરનો બાંધેલો ઘાટ, ઓવારો. વાલીઇ-વળાય. પગલાં ચાલીઇ-પગલાં ભરાય છે. પમાડી ઘિરિ- હૃ ઘેર આણાઈ. શૂં છૂં હૂં તિહાં૦- શૂં હૂં અચ્છોદ સરોવર ઉપર છૂં કે એકલી ઘેર આવી છૂં, ક્યાં છૂં? તૂષ્ણી કરી નિ-મૌન ધરીને. કુહુનિ-કોઇને. કિ રોઉં કિ ન રોઉં, દુઃખ કિ અથવા સુખનિ શૂં સુખ? જુઓ મૂળ किं रोदिमि, किं न रोदिमि। किं दुःखमिदं, किं सुखमिदम्। પાહુઈ [ સં. पातुक પાપ ભરેલૂં]-નરસી, કુત્સિત; જુઓ कान्हडदेप्रबन्ध, ૪, ૧૮૪, करइ पाहुआं कर्म लोभि; જુઓ વળી ઉદ્ધવકૃત રામાયણ, કિષ્કિંધાકાંડ ૨૨, ૧૬, મહાનુભાવ તે નવ તજે જે કીધૂં અંગીકાર; રૂડૂં અથવા પાહુઉં, સર્વે માને સાર.

પૃષ્ઠ ૧૦૧

૧-૨૪ કુમારીપુર-કૂંવરીને રહેવાનો અંતઃપુરનો ભાગ. પ્રાસાદ-રાજમહેલ. ગવાક્ષ-ગોખ, બારી. વિષાદ-ચિંતાતુર સ્થિતિ, સોસના. દેશ-સ્થાન, પ્રદેશ. અન્ન ઉદક સવિ આહાર-અન્નજલાત્મક સઉ આહારના પદાર્થ, અથવા

ખાવાં પીવા રૂપ સર્વ ભક્ષણકર્મ. પૂરણ ઇંદુકલા વિસ્તરી- જાણે ચંદ્રની પૂરેપૂરી સોળે કળા ત્યાં પ્રકાશી રહી હોય, તેમ તે દિશા વ્હાલી લાગતી હતી. સાર-ભલી રીતે. તેહની પ્રીતિઇ ધરિઉ મીન મન્મથમારી અંતર શૂન્ય-તે મુનિકુમાર ઉપરના પ્રેમને લીધે જાણે મુનિવ્રત ધારણ કર્યું હોય તેમ કામદેવ વડે હૃદયે હણાઈ છતાં હું સુમ્મ [ શૂન્ય ] થઈને બેઠી રતી. પાસિની પિરિ યદ્યપિ દૂરિ-તે મુનિકુમાર અને હું જોકે એક એકથી દૂર હતાં, તોપણ હું તેની પાધે હોઉં ને સહવાસથી જેવી આસક્ત બનું તેવી આસક્ત બની હતી. સૂર-સૂર્ય. સાગરવેલા-સમુદ્રની ભરતી. સોમ-ચંદ્રમા. વ્યોમ-આકાશ. જીવિતનુ આધાર-જીવ ટકાવી રાખનાર. રોમોદ્ગમ-રુવાં ઊભાં થવાં, રોમાંચ. કપોલ-ગાલ. અંતર્ગત દેહ-દેહની અંદર સમાઈ રહેલું, વ્યાપી રહેલું. અભિધાન-નામ. સ્નાનિ-ન્હાવામા. આશ્વાસન-ધીરજ, ધારણ. શનિ શનિ શૂં-ધીરે રહીને, ધીમેથી. शनैः અવ્યયમાં તૃતીયાત નામની ભ્રાંતિથી સાહચર્યાર્થે શું [ સં. समम् ] નો ઉમેરો થયો જણાય છે. વિખ્યાત-ખ્યાતિવાળા. પુષ્પમંજરી મેહેલી ધીરિ-તે એમાંથી જેણે ધીરેથી તમારે કાને પારિજાતની મંજરી આરોપી હતી. પુઠ્ઠ પૂઠિથી [ मम पृष्ठे स्थितः लग्नः ]-મારી પૂંઠે લાગુ રહ્યો છતો, મારી પૂંઠે રહીને. વનપાલી પરવર્યું-વનોની હારમાં થઈ લપાતો લપાતો આવ્યો

પૃષ્ઠ ૧૦૨

૧-૨૪ મહૂરત-ક્ષણ, પળ. જાચિ જિમ-જાણે પ્રાર્થના કરતો હોય, વીનવતો હોય તેમ; અર્થાત્ આજીજી સાથે. ચપલ-ધૃષ્ટ, નિર્લજ્જ, સ્વચ્છંદી. થઈ એકિ મનિ-એક ઇચ્છા[ મન ]એ ઉપલક્ષિત થઈને, એક જ મનકામનાવાળો થઈને, એક જ વાત મનથી ઝંખતો. 'મન' શબ્દ અહીં મનકામના, ઇચ્છા, ઝંખના એવા લક્ષ્ય અર્થમાં વપરાયો છે. અંજલી કીધી-હાથ જોડયા. કેહી માત્ર-શું વજન [માત્રા] ધરાવતા, શી ગણતરીના, શા હીસાબના. અમૃતની વૃષ્ટિ-અમીના વરસાદરૂપ, અમીની હેલીરૂપ, અમી વરસાવતી [દૃષ્ટિ]. જિમિ કો પ્રાણ તણી દાતાર-જાણે હું કોઇ જીવિતદાન આપનારી હોઉં. રખિ-ઋષિ; અર્થાત્ ઋષિકુમાર. દ્રુત્ર વૃક્ષ-સંસ્કૃત પ્રમાણે અહીં વૃક્ષ શબ્દ પુલ્લિંગે વાપર્યો છે. નીચોયુ [સં. निश्च्योतितः, અપ. निच्चोइउ]-દબાવીને વહેવરાવ્યો. વનકલનુ ખંડ કરી-વલ્કલનો ચીરો ઊતારી. શુભ્ર અખંડ પટ્ટિકા-ધોળી સળંગ ચીંદરડી [ઉપર]. દક્ષિણ-જમણો. ટચિ આંગલી-ટચલી આંગળીએ. ટાંચ, ટાંચૂં, ટચુકડું, ટિચુકડું, ટૂંકું ને ટચ, એ શબ્દો સાથે ટચી, ટચલી બોલ

સંબંધ ધરાવે છે. આ જાુય સં. तुच्छ (અલ્પ) ઉપરથી ઊતરી આવ્યું છે. જુઓ હેમચંદ્રનો अभिधानचिन्तामणि । ६ । ६२ ।, स्तोकं क्षुद्रं तुच्छमल्पं दभ्राणु-तलिनानि च ।. મનની રલી-મનના ઉલ્લાસથી. સૂંપૂં છૂં-સમરપૂં છું. પ્રૌઢ-પ્રૌઢોક્તિવાળી. ગાહા [ સં. गाथा ]-સંસ્કૃતમાં લખેલી આર્યા, જેના અર્થનો ગુજરાતીમાં દુહો આપ્યો છે. मुक्तालता-એકાવળી. બિસ શી-કમળના દાંઠા જેવી ધોળી. હરીજિ-હરાય. જેમ કોઇ કમળનાળ આપી લોભી હંસને દૂર હરી જાય, તેમ તું એકાવળી આપી [દિખાઠી] મારા લોભી મનને દૂર હરી ગઈ છું. મૂળનો શ્લેષ ભાલણે તજી દીધો છે. હંસ કમળનાળનું ભક્ષણ કરે છે. મોતી પણ તેનો ચારો છે એવી કવિપ્રસિદ્ધિ છે.

૫૪ ૧૦૩

૧-૨૪ વાંચી નિ હૂં પામી૦-જાણે તે પોતે જ મળ્યો હોય ને તેની સાથે વાર્તાલાપનૂં સુખ પામી હોઉં, તેવો મને તે પત્રિકા વાંચી આનંદ થયો. વિનોદ-રસભર્યો વાર્તાલાપ. હિત-ઈહિત, ઇષ્ટ, હારદ, મતલબ. અસ્તંગત-સમાસ. રક્તભાવ-રતાશ. ષટ્પદ [સં. षट् છ; पद પગ]-ભમરો. પંકજ મધ્યે જાય-બીડાતા કમળમાં અંતરાય છે, પૂરાય છે. ' મધ્યે જા ' અહીં ગત્યર્થ નથી, પણ સ્થિત્યર્થ અંતરામણના ભાવમાં છે. કોલાહલ-કલબલાટ. રવિ આથમતિ-सति सप्तमी નામે ખંડોક્તિ. કોક-ચક્રવાક, ચકવો. બ્રાહ્મણ એક આવ્યુ છિ દ્વારિ સંગિ હૂંતુ વિદ્યારથી-જોડે [સંગિ] જોયેલા બે બ્રહ્મચર્યધારી [વિદ્યારથી] મુનિકુમારોમાંથી એક વિપ્ર દ્વારે આવ્યો છે. હૂંતઉ, હંતુ એ જૂની ગુજરાતીમાં અપાદાનનો અર્થ બતાવવા વપરાય છે; જુઓ मुग्धावबोध, ખંડક ૫, जेह तउ, हूंतउ, थउ, थकउ इत्यादि बोलिवइ जेह वस्तुनइ परित्याग सूचीइ ते अपादान; જુઓ વળી कान्हडदेप्रबन्ध, ખંડ ૨, કડી ૭૮, मारण हूंतु खान तेडाव्यु, અને विमलप्रबन्ध, ખંડ ૪, કડી ૯૨, आविउ विमलकुमर मल्लपंतु जणि सींह गका मांहि हूंतु. જેવી રીતે જૂના थउ थकउ વિકારી પ્રત્યય ઉપરથી ચાલુ થી થકી અવિકારી પ્રત્યય ઉત્પન્ન થયા છે, તેવી રીતે ઉપરના અપાદાનાર્થ અનુગ ઉપરથી અવિકારી હૂંતિ અનુગ થયેલો જૂની ગુજરાતીમાં મળી આવે છે; જુઓ આનંદકાવ્યમહોદધિ, મૌક્તિક ૧, પૃષ્ઠ ૩, પંક્તિ ૧, *પરભવ હૂંતિ જે થરહરિ. જૂની હિંદીએ અવિકારી हूंत ઊપજાવ્યો છે; જુઓ प्रथीराजरासु, केतीक दूर अजमेर हूंत. આ અપાદાનાર્થ અનુગ સંસ્કૃત વર્તમાન કૃદંત भवत्, પ્રાકૃત होन्तो, અપભ્રંશ होन्तउનો નીપજ્યો છે.

* છાપેલો પરાભવ પાઠ ખોટો છે. તેથી કલ્પિત પરભવ પાઠ લીધો છે.

હેમાચાર્યના સમયમાં એ અપાદાનનો ભાવ બતાવવા વપરાતો જોવામાં આવે છે; જુઓ હૈ. વ્યા. ।૮।૪।૩૫૫। વૃત્તિ । જહાં હોન્તઉ, તહાં હોન્તઉ, કહાં હોન્તઉ આગઓ ।; જુઓ વળી હેમાચાર્યકૃત કુમારપાલચરિત ।૮।૨૬।. અહીં હજુ તે વર્તમાન કૃદંત જ લેખાય છે. એ સ્વરૂપ ચૌદમા પંદરમા શતકમાં ભૂલી જવાયું અને હોન્તઉ અપાદાનાર્થ અનુગ તરીકે વપરાયો. સરખાવો બંગાળી અવિકારી અપાદાનાર્થ હઇતે. મિ સાંભલિઉં૦-મેં મુનિકુમારનું નામ સાંભળ્યું કે મારે સ્થાનકે છતાં પણ જાણે તેના સામી ગઈ, મારો જીવ બારણે મુનિ-કુમાર હતો ત્યાં ઊઠીને ગયો: જુઓ મૂળ અહં તુ મુનિકુમારકનામગ્રહણાદેવ સ્થાનસ્થિતાપિ ગતેવ દ્વારદેશમ્ ।. બકી [ સં. વચ ]-કહી. જૂની ગુજરાતીમાં બક મૂળનો યદ્વાતદ્વા બોલવું એવો વિશેષ અર્થ નીપજ્યો ન હતો. ઇચ્છા વિના ઇ-તેની મરજી ન હતી તે છતાં એ અણુપાયરી-ગલીચો કે આસન બિછાવ્યા વગરની. પાસિ અનુચરી-મારી પાસે દાસી તરલિકા બેઠી. દક્ષ્પાતિ મિ અભિપ્રાય જાણ્યુ ગ્રાનિ-મુનિકુમારે આંખનો અણસારો [દક્ષ્પાત] કર્યો, તેથી હું મારી સમજ[ ગ્રાન ]થી તેનો અભિપ્રાય જાણી ગઈ.

પૃષ્ઠ ૧૦૪

૧-૨૫ કિહાં એ વનિ ફલ મૂલ આહાર. વનકલ તાપસનુ વિવિહાર [કલ્પિત પાઠ]-વનમાં ફળ મૂળ ખાઈને રહેવું અને વલ્કલ પહેરવાં એ તાપસની રહેણી ક્યાં? દુર્લભ દેવલોકિ નિર્ધાર-દેવલોકમાં અર્થાત્ સ્વર્ગના દેવર્ષિઓમાં જે ભાગ્યે જ મળી આવે છે. અણમિલતું-અણગતું, અઘટતું; મૂળ અનુપપન્નમ્. હાસ્યાસ્પદતા પમાડિ ઇશ [કલ્પિત પાઠ]-પરમેશ્વર હાસ્યપાત્રની દશાને પમાડે છે, હાસ્યાપદ બનાવે છે; જુઓ મૂળ ઉપહાસાસ્પદતામીશ્વરો નયતિ ।. વનકલ જટા શબ્દોએ કરીને બ્રહ્મચર્યવ્રત અભિપ્રેત છે. વિખ્યાત તે ગ્રાન શીલ અને તપનું વિશેષણ છે. ધર્મઉપદેશકથાઇ ધર્યૂં દીસિ સરવ વિડંબન કર્યૂં-ધર્મોપ-દેશની કથાથી જે કંઇ એણે મેળવ્યું હતું [ધર્યૂં], તે સૌને અત્યારે એણે વગોવ્યું. વિડંબન કર્યૂં એમાં સંસૃષ્ટિબોધ્ય ક્રિયા લેવાની છે; જુઓ પૃ૪ ૮૩, ૮૫, પંક્તિ ૩, ૫ ઉપરની સમજૂતી. પ્રતિક્રિયા-અનિષ્ટ અટકાવવું, અનિષ્ટનું નિવારણ. જેણિથી-પ્રત્યયની પુનરુક્તિ છે; તે યેન [ઉપાયેન] સ્થિતેન, યેન સતા એવો અર્થ કાઢી દૂર કરી શકાય. કારણ કાંઇ નથી તે સતિ-મૂળને અનુસરી આ કલ્પિત પાઠ લીધો છે. તે સતિ-આ કામવિકાર પ્રગટ્યો છતાં. રાખેવા કાજ-બચાવવાને. પ્રાણ આપણા દીજિ આજ-આજ મારાથી પોતાના પ્રાણ પણ અપાય, હું જીવ પણ અર્પું; અર્થાત્ ગમે તેવું સાહસ

કડું. દીઠિ ૩૫ બાબત જુઓ પૃષ્ઠ ૯૦, પંક્તિ ૫ ઉપરની સમજૂતી. હૂં અતિ ચિંતાતુર થઈ રહૂં,–કેમકે મારા મનમાં એનાં માટે બહુ ફિકર થાય છે. પુષ્પવિચય ઃયઠ–ફૂલ વીણવાનું મૂકી. નિદાન–નક્કી. વૈદ્યવિદ્યામાંથી આ અર્થ ઉપજી આવ્યો છે. આતુર–ઉત્સુક, ફિકરમંદ. ભિઇ વિચાર માંડ્યુ મેં કંઇ કંઇ વિતર્ક કરવા માંડ્યા જુઓ મૂળ अपयातायां च मय्यां...किमयमिदानीमाचरतीति संजातवितर्कः। ચિંતા પામ્યુ મંનિ વિકાર–મનમાં ચિંતાવિકાર પામ્યો, ચિંતાતુર થયો. શું ભય લાગુ મન્મથભંગિ ગયુ કામિની કેરિ સંગિ–કામદેવથી પરાભવ [ભંગ]નો શું એને ભય પેઠો હશે અને તેથી તે એ સ્ત્રીની સાથે શું ગયો હશે? નથી મુઝ દર્શન–મને મ્હો દેખાડતો નથી. આતુર–વિહ્વળ. વિકલ્પ–તરેહ તરેહના વિચાર. અકલ્પ–અસમર્થ, લાચાર. તે વિણુદીઠિ–તેને ન જોયાથી. વિણુ ગુજરાતીમાં નિષેધાર્થ પુરોગ તરીકે વપરાય છે. અપઘાત [કલ્પિત પાઠ]–અપમૃત્યુ થાય એવું કાર્ય.

પૃષ્ઠ ૧૦૫

૧–૨૫ મૂઢ–બાવરો બનેલો. નદીપુલિન–અચ્છોદ સરોવરનું પાણી વહીને જે મંદાકિની નદી બની હતી તેમાં પડેલા બેટ: જુઓ પૃ. ૮૦, પં. ૨૧, અચ્છોદ ઉપરનું ટિપ્પણ. વાટિકાવીથી–શિવાલયને લગતી વાડીઓની ગલીકૂંચીઓ. તરુપુંજ–ઝાડી. લતામંડપ–વેલના માંડવા. ચંદનતલ–સુખડના ઝાડની નીચેની બેઠકો. ગહન સરતટકુંજ–સરોવરના કાંઠાનાં ઘટ્ટ કુંજગૃહો. મૂળમાં અહીં *तरुगहनानि चन्दनवीथिका लतामण्डपान् सरःकूलानि च એટલું જ છે. લાધિ નહીં–જડતો નથી, જડ્યો નહિ. શ્રાંત થ્યાં–થાક્યાં. લતાગહન–વેલાનો ખીચોખીચ માંડવો. ત્રિગુણુ સમીર–મંદ, સુગંધિ અને શીતળ પવન. જિમ કુણિ સ્તંભ્યુ હુઇ–કોઇ સત્ત્વે જાણે શરીરમાં પ્રવેશ કરી સ્તબ્ધ એટલે ચેષ્ટારહિત બનાવ્યો હોય તેમ. જ્યારે કોઇ માણસ એકાએક અવાચક થઈ ને પડે છે ને હાથ ત્યાં હાથ ને પગ ત્યાં પગ રહે છે, ત્યારે ભોળાં માણસો એને દેવ દેવી કે ભૂત પ્રેતની ઝપટ લાગી કહે છે. નિદ્રાસુપ્ત–ઊંઘતો. ઉપરમ કે વિશ્રામ–જાણે એનું મરણ થયું હોય ને તેથી એનાં અંગ મૃત બન્યાં હોય અથવા તો તે થાકીને લોથ થઈને પડ્યો હોય. અહીં 'હુઇ' ક્રિયાપદ અધ્યાહાર છે. તાલી લાગી કુઇ જાણુ યોગ સમાધિ–યોગસમાધિમાં જાણે એકતાન બન્યો હોય. જડ થયુ હુઇ–અચેતન બન્યો હોય. મન્મથ–(૧) કામદેવ; (૨) કામ-

* ઉપલબ્ધ પાઠ तरुलतागहनानि છે. પરંતુ लतामण्डपान् પૃથક્ કહેલ છે; તેથી અસ્થાને ભેળવાઈ ગયેલો लता શબ્દ તજી દીધો છે.

વિકાર. પાંડુમુખ [ पाण्डु ફીકું; मुख ]–હૃદયગત ચિંતાથી જેનું મ્હોં ફીકું છે એવો. સાનુરાગ-(૧) રતાશયુક્ત; (૨) પ્રેમયુક્ત. શૂન્ય અંતઃકરણથી–હૃદયે શૂન્ય બનેલો; સરખાવો अक्ष्णा काणः । થી પ્રત્યય અહીં કરણના અધિકારમાં વપરાયો છે. પરભાગ-અત્યંતપણે; કરણાર્થ પ્રત્યય લુપ્ત. પ્રગટ મન્મથ નથી થાતુ૦-મનસ્તાપ નામે કામદશાના અંતસ્તાપના સંબંધમાં આ ઉત્પ્રેક્ષા છે. અભ્યંતરિ–ભીતર, હૃદયમાં.

પૃષ્ઠ ૧૦૬

૧–૨૪ ક્ષોભ–વિહ્વળપણું. લીન થઈનિ રહ્યાં છે–ગળી ગયેલ છે; સરખાવો ચાલુ પ્રયોગ ગુડા ગળી જવા, ગાત્ર ગળવાં. અનીશ [ अन् નહિ; ईश સમર્થ]-સંતાપ સહેવા અસમર્થ; જુઓ મૂળ असह्यसंतापमन्नासप्रलीनैरिव. મન્મથજ્વલન–કામાગ્નિ. પ્રભા–કાંતિ. તિલક–આડ, ચર્ચા. મદનનુ મોહન મંત્ર–કામદેવ જેનો દેવતા છે એવો વશીકરણનો મંત્ર. અલિ જપિ છિ-યજમાનની વતી વરેલા બ્રાહ્મણો જેમ જપાદિક કર્મ કરે છે, તેમ મુનિકુમારની વતી ભમરાઓ વશીકરણ મંત્ર સાધે છે. આ રીતે ભમરાઓમાં કામદેવના અંતરંગ ઉપાસક [Priests]ની ભાવના રહી છે. કંદર્પ–કામદેવ. પુષ્પરજ–ફૂલનો પરાગ. તૂર્ણ–જલદી. સુભગ-સુંદર, મનોહર. પ્રમાણ–એ પ્રમાણે, એ મિસલે. દેહાંતર–બીજો દેહ, બીજો જન્મ. ભૂતાવેશ–ભૂત શરીરમાં પેસવું તે. જડ–શુદ્ધિ રહિત, લાકડા જેવી. અહિ ગ્રસુ છિ–પીડાકારક સત્ત્વે વળગી ઘેલો બનાવ્યો છે; જુઓ પૃષ્ઠ ૫૮, પંક્તિ ૨૦, ગિહિલી ઉપરની સમજૂતી. બધિર–બહેરો. મૂક–મૂંગો. જાણીઇ પરવશ હુઇ–કોઇએ ભુરકી નાંખી હોય તેને લીધે એને જ દેખે, એવો જાણે બન્યો હોય તેમ. મૂળમાં परायत्तचित्तवृत्ति છે તે ઉપરથી આ ઉત્પ્રેક્ષા ભાલણે યોજી જણાય છે. જાણીઇ કાંઇ ચૂક–જાણે પોતાની જ વિસ્મૃતિ થઈ હોય, પોતાને જ ન ઓળખતો હોય, અર્થાત્ હોલેદિલ બન્યો હોય તેમ. વિષાદ–ખેદ. ચિંતા–ચિંતન, વિચાર. ઉપજિ કિમ આહ્લાદ ?–શી રીતે સુખ થાય, એને સુખ થવાનો ઉપાય શો ? વિમાસી [સં. विमृश्]–પૂરો વિચાર કરી. શનિ શૂં ધીમે રહીને; જુઓ પૃષ્ઠ ૧૦૧, પંક્તિ ૧૭ ઉપરની સમજૂતી. ઊપાઈ–ઊપજાવીને.

પૃષ્ઠ ૧૦૭

૧–૨૪ લાજતુ વિહ્વલ અક્ષર–લજ્જાથી વિકળ બનેલી વાણીએ; જુઓ મૂળ लज्जाविशीर्यमाणाक्षरम्. લાજતુ એ વર્તમાન કૃદંત પણ થઈ શકે અને

નામ પણ થઈ શકે. મૂળ અપાદાનાર્થ તઉ પ્રત્યય [જુઓ મુગ્ધાવબોધ, ખંડક ૫] અહીં તુ રૂપે કરણના અધિકારમાં વપરાયો છે. એ સંસ્કૃત तस् ઉપરથી ઊતરી આવ્યો છે. પ્રાકૃતમાં तो, दो, त्तो રૂપે તે જોવામાં આવે છે. મુગ્ધાવબોધમાં અને તેના જ સમયની अजितशान्तिस्तवની નનામી ગૂજરાતી અવચૂરિમાં તઉ રૂપ મળી આવે છે. तु રૂપ કર્મણ મંત્રી કૃત सीताहरणમાં દૃષ્ટિગોચર થાય છે; જુઓ કડી ૭૦, मरण नवि वीहीइ अन्धकूपतु कहीइ. ગદ્ય शुक-बोहोत्यरी [જુઓ જૂનાં ગૂજરાતશાળાપત્ર]માં પણ એ રૂપ બહુ વાપર્યું છે; જુઓ तुलाग्राही वणिकनी વાત, कुंडिनमगरि भूधर वणिकपुत्र, तेहनि पुण्यना क्षयतु घनतु क्षय हॉउ ।. અર્વાચીન ગૂજરાતીમાં એ અદૃશ્ય થાય છે; પરંતુ તેની સહોદરી હિંદીમાં એ तें રૂપે અદ્યાપિ દેખા દે છે. પ્રતીકાર-નિવારણનો ઉપાય. વ્યક્તિ [અવ્યય; જુઓ પૃષ્ઠ ૧, પંક્તિ ૫, પ્રથમિ ઉપરની સમજૂતી] સ્પષ્ટ, સ્પષ્ટતાથી. અવધારિ-વિચાર કર. રહસ્ય-પરમ સત્ય, ગૂઢ તત્ત્વ, મર્મ. આચાર-આચરણ. નિંદિત-વખોડી કાઢેલો. વિટ-લફંગો; જુઓ મેદનીકોશ. વલ્લભ-વ્હાલો, ગમતો. ધર્મબુદ્ધિ ઉપાય [ धर्मबुद्धिमुत्पाय, धर्मबुद्धि कृत्वा, धर्मबुद्ध्या]-મનથી ધર્મ સમજીને. ઉપાય [કલ્પિત પાઠ]-ઊપજાવીને; સરખાવો ભાલણકૃત ભાગવત દશમ સ્કંધ, ૯૦, ૩, તે માટે ત્યાં લાગ્યો નહિ તે વૃક્ષ અમર થાય [ થઇને ]. કૃષ્ણાગર [ સં. कृष्णागुरु ]-એક જાતનું હલકું સુગંધવાળું લાકડું. મલયાગર તે ધોળું ચંદન અને કૃષ્ણાગર તે કાળું અગર. અગર કપૂર અને બીજાં ગંધદ્રવ્યની ધૂપસળી બને છે, તે અગરબત્તી [अगुरुवर्ति] કહેવાય છે. ભૂચર સર્પમાં અંતરિક્ષચર ધૂપની ભ્રાંતિ અત્યંત મૂઢતા બતાવે છે. મિ કહી બહુ બહુ કથા ઇતિહાસ-ઇતિહાસની કથા, મહાભારત, પુરાણ આદિની આખ્યાયિકા. પ્રીછવ્યુ ઓછિ નહીં-સમજાવ્યો સમજ્યો નહિ. હઠિ-બળ કરતાં પણ. સ્થાન આવિઘ નહીં-ચલિત, ભ્રમિત થયું છે તે ઠેકાણે આવતું નથી. પ્રતીકાર-મૂળ અર્થ નિવારણનો ઉપાય; તે ઉપરથી અહીં અર્થ ઉપાય.

પૃષ્ઠ ૧૦૮

૧-૨૫ સજળ-પાણીવાળાં, ભીનાં. આણી કરી,-આ ખેવડા સંબંધક અવ્યય કૃ તમાંનો 'કરી' અંશ પ્રસ્તુત આનયન ક્રિયાની પૂર્ણતા બતાવે છે. હૃદિ-છાતીએ. પ્રવાલ-કૂંપળ. દહન કરિ અનંગ-કામાગ્નિ દાહ કરતો હતો; એનું શરીર કામાગ્નિએ ધીકી રહ્યું હતું. શુષ્ક થયાં-સૂકાઈ ગયેલાં. નતન-નવા. ઉશીર [નપું.]-વીરણના વાળા. તત્ર-ત્યાં. કીદિ કર્મિ-ક્યા કર્મે. ધર્મ-ધાર્મિક

આચરણ, ધર્મકૃત્ય. સહાય–ઓથતી, મદદગાર સંઘાતિ–સમાગમમાં, સાથે; સઆથે અને સગાથ મ. સઘાતની વિકૃતિ છે. મધ્ય વર્ણનો પ્રાણ અંત્ય વર્ણમા જઈ ભળ્યાથી એ રૂપ બન્યા છે. અકર્મ–ન કરવાનું–અવિહિત કામ, વર્જ્ય કર્મ. કુકર્મ કુત્સિત, નિંદિત કર્મ. અકર્મ કુકર્મનો ભેદ ધ્યાનમા લેવો. જુગતૂ હુઇ તે૦ એની પ્રીતિ પ્રમાણી, અથવા તો માગ આવ્યાની લાજ રાખી, અથવા તો તાગ ધરની લાયકી લક્ષમા લેઈ ઘટિત લાગે તે કર. સાભલિ રાજ્ન–રાજા, રા, રાઇ વગેરે પ્રતાપના અતિશયના ધ્વનિ સાથે રાજકુમારના અર્થમાં છે. લજ્જા નમં વંદન–મારૂ મુખ લાજથી નીચૂ નમ્યૂ; મેં લજ્જા ભેર નીચૂ જોયું.

પૃષ્ઠ ૧૦૯

૧–૨૫ હર્ષાશ્રુધારા–હર્ષના આસૂની ધાર. વારૂ કર્યૂં–સારૂં કયૂ. અર્ભૂત [સ. उद्भूत]–મોટો. વિસ્મયકારકના અર્થમા 'અર્ભુત' શબ્દે ભ્રમ ઊપજાવ્યાથી આદિ ઉકારનો અકાર થયો છે. નિર્વાણ–તિરાતે, મશયના અજંપા રહિત, નક્કી. વાત કપિંજલ તે સાભથી–કપિંજલ તે ખબર [વાત] સાંભળીને [પીડા પામ્યો]. અલગ્ગુ [સ. अलग्न, અપ. अलग्गु]–અલગ, એકલો [alone]. વિવિહાર [સં. व्यवहार]–વિલગ થવારૂપ બનાવ. મિત્ર-પ્રાણરક્ષણદક્ષિણા૦–મારા મિત્રના પ્રાણ બચાવવા રૂપી દક્ષિણા તમારી પાસે માગવાને આ હ હાથ જોડૂ છૂ; અર્થાત્ આ હું હાથ જોડી તમારી પાસે મિત્રને જીવિતદાન આપવાની દક્ષિણા માગૂ છૂ સકેત–યોજના, ભેત સુણવા કામ સુણવા કાજે, સાભળવાને. કવિતામા 'કાજે'ના બદલે પર્યાયભૂત 'કામ' વપરાય છે. સમર્દ–ભીડ. કનકની કરિ લાકડી–હાથમા સોનાની છડી સાથે, સાહચર્યાર્થ પ્રત્યય લુપ્ત વિવેક–વિવિક્તપણે, નોખા નોખા.

પૃષ્ઠ ૧૧૦

૧–૨૪ હહલિ–મુશ્કેલીથી પરિવાર–દાસદાસીનો રસાલો વડી વાર–લાબો વખત, બહુ વાર. પૂછિઉ...જોઈ જુક્તિ–અને જોઈને જુક્તિથી પૂછ્યૂ વ્યક્તિ–વિગત ગતિ દશા. બોલી નિ સકતી નથી–હ બોલી શકતી નથી. પાદપૂરક 'નિ' વિશે જુઓ પૃષ ૨૯, પક્તિ ૨૨ ઉપરની સમજૂતી શીખામણ સાચી કહુ–ખરી સલાહ આપો. કુલકાણિ–કુળની ખ્યાતિ, પ્રતિષ્ઠા. સંસ્કૃત ख्या ધાતુ ઉપરથી ख्याति, તેમ ગૂજરાતી કહ મૂળ [ સ. कथ् ] ઉપરથી કાહાણિ, કાણિ થયેલ છે. સરખાવો હિંદી कुलकानी. નિ લોકલજ્જા હાણિ સદાચાર ઊલઘીઇ–અને લોકલાજની હાનિએ અર્થાત લોકલાજ વીસારીને સદાચાર

તન્વિયે. જસાની ગતિ-સારી નામનાનો જથો, જમાવેશી સારી નામના સંસ્કૃતમાં રાશિ શબ્દ પુલ્લિંગે વપરાય છે, અહીં તે સ્ત્રીલિંગે વાપર્યો છે. જઈ પાખિ મહીઇ પામ-પાસે જઈ અર્થાત્ સામે પગલે એને જઈ મળી પરણ્, ગુરુ-જનનિ લોપ્યા ભણી-વડીલની ઉપરવટ થવાને લીધે, માવિનગની મર્યાદા તોડવાને લીધે. અહીં લોપ મૃગ મર્યાદા તોડવાના અર્થમાં છે. વિનહિ જિ મરિ-વિયોગને લીધે જ [જિ] એ મરી ગયાથી. પણિ-પણ, વળી. પ્રમગ-મુલાકાત, સમાગમ. વિદ્રુમ-પરવાળા વિરહકર-વિયોગની વેદના ઉત્પન્ન કરનારો. વિરહ શબ્દ અહીં વિરહવેદના માટે છે.

## ૫૪ ૧૧૧

૧-૨૬ કુપિત રોહિણી૦-જુઓ મૂળ रतिरलहलुलितरोहिणीचरणा-लक्तरसलाञ्छितमिव. વિધુ-ચંદ્રમા શીનકર [સં शीत શીનગ, कर કિરણ] -ચંદ્રમા. રશ્મિ-કિરણ બિસમાલા-કમળના દાંડાના હાર. તુહિ પિ [કલ્પિત પાઠ]-તોયે પણ આપણ જઈઇ-આપણે જઈએ. અરથ-મતલબ, ઇચ્છિત વસ્તુ. જુ વલ્લભ જ્વારીઇ૦-જો વ્હાલાને જવાડવા હોય, તો સંકલ્પવિકલ્પ શા ? જો પોતાના મનથી [ સ્વિઇ, સં. स्वयम् ] તેને જઈ મળવું હોય, તો ઢીલ શા માટે [શા ભણી] કરવી ? આ મનોહર કલ્પના ભાલણની પોતાની છે, જુઓ મળ. વિહ્વલ અંગ પ્રવાલ-વિકળ બનેલા કૂપળ જેવા કોમળ અંગોએ [ ધ્રૂજતી ઊભી થઈ ], ઉપમાવાચકનો અને કરણાર્થ પ્રત્યયનો લોપ છે. મતિ-ઠાવ, નિર્ણય, નિશ્ચય ઉદય થાતિ ઇંદુ-સતિસપ્તમી નામે ખડોક્તિ અને ક્રિયા-સંસૃષ્ટિ. સાચરિ છિ સમય સ્થાનકિ જોડિ-ઠગવેલે સમયે જાય છે અને ઠરાવેલે સ્થળે જાય છે, બંને જોડે કરે છે, અર્થાત્ સમય અને સ્થળ જોડે સાચવે છે

## પૃષ્ઠ ૧૧૨

૧-૨૪ સકુલ-ભીંડવાળા. ધૂપ અગર ઊખેવિ છિ-દીવાગૃહોમા અગરનો ધૂપ કરે છે. સકર્મક ઊખેવ સંસ્કૃત उत्क्षिप् ઉપરથી થયેલ છે. અક્ષર ઊનટ પાલટ થઈ ઊવેખ મૃગ પણ ગુજરાતીમા ઊભૂ થયૂ છે. પ્રેમાનંદ બંને રૂપ વાપરે છે, જુઓ સુદામાચરિત્ર, કડવૂ ૭, સત્યભામાજી અગર ઊખેવે રે, અને નળાખ્યાન, કડવૂ ૨૪, અગર ધૂપ ત્યા ઊવેખે. દુ ખિત રહિ ચકોર-ચકોર પક્ષી દુખિયા મટે છે, સુખી થાય છે. ચકોર ચંદનીન પાન કરે છે ને આનંદ પામે છે રહિ અહીં રહેવાના અર્થમા નથી, પણ 'અટકવૂ, મટવૂ' એવા અર્થમા છે. ચંદનચર્ચિત ધૂપધૂસર વેપ ઉત્તમ કીધ-ચંદનની ચર્ચાથી અને ધૂપના સુવાસથી વેશ અચ્છી રીતે શોભાવ્યો હતો. ધૂપધૂમર-ધૂપનો

પટ બેસાડવાથી કંઇક શ્યામ. પ્રાસાદ-રાજમહેલ. મધુકર—ભમરા. નીલ અંબર—કાળી સાડી પ્રમદવન—રાજાના અંતઃપુરને લગતો બાગ. પાછલિ દ્વારિ—પાછલે બારણેથી. બાહ્ય—બહાર. પરિજન સંઘાતિ કાંઇ કૃત્ય [ परिजनसंघातेन किं कृत्यम् ]-દાસદાસીના સમહ [ સંઘાત ]નું શું [ કાંઇ ] કામ છે ? હાલ આપણે 'સંઘાતિ કૃત્ય' કહેતા નથી, સંઘાતનૂં કામ કહિયે છિયે; કરણાર્થ પ્રત્યયવાળી સંસ્કૃતરચના હવે વપરાતી નથી. જૂ. ગૂ. પ્રશ્નાર્થ કાંઇ સંબધે જુઓ જૂની લોકકવિતા, અવસરચૂકા મેહુલા, વૂઠી કાંઇ કરેશિ ? સરખાવો વળી મારવાડી कांउ. જુઓ વળી हे. व्या. । ८ । ४ । ३६७ । किमः कांइकु· वणौ वा । અને અપભ્રંશના ઉદાહરણો कांइ न दूरे देक्खइ, कालक्खेवें कांइ, फाइ अहोमुहु तुज्झु. ધનુ'ા સાંધી—પણછ ચડાવી. તાણિ છિ—'બીહો નહિ, ચાલો બેધડક' એવા ભાવથી આગ્રહ સાથે સ્વભાવભીરૂ સ્ત્રીને ખેંચે છે. અનુરાગ અવલંબન છિ—પ્રેમ અબળાને ટકાવી રાખે છે. પગિ પગિ—પગલે પગલે, ડગલે ડગલે. પૂઠિ લજ્જા કીધી છિ—જેમ વળાવવામાંથી એકને પાછળ રાખે, તેમ લજ્જાને પાછળ મૂકી છે હૃદિ [સ. हृदय]-હૃદય. આગિ [સં. अग्रे, અપ. अग्गि]-આગળ, મ્હોરે. બાહ્ય પરિજનસંઘાતિ કાંઇ૦-આ ચાર કવિની નર્મોક્તિ છે. એ ઈંદુ ઝાલી કેશ મુઝ આગલિ૦-આ ચદ્રમાને ચોટલી ઝાલીને મારી આગળ લાવ ને પૂરી રાખ, અર્થાત્ કેદ કર [રાખુ]: એ ઓછો તપતો નથી, એટલે કે અત્યંત તપીને એ મને બાળે છે. ઉપચાર—સારૂં લગાડવાની ચેષ્ટા. સ્વેદલવ—પરસેવાનાં ટીપા. એ કરિ છિ ઉપચાર સ્વેદલવ નિ૦—આ પાંચ તરલિકાના મ્હોના વિનોદવાક્યો છે. કેતકીરજિ શ્વેત થયા અતિ પાગ દીઠ અપાર—મારગમા કેવડાની રજના થર બાઝયા હતા, તેને લીધે મારા પગ અત્યંત ખરડાઈ ધોળા બનેલા મેં જોયા. મૂળ 'તે' બદલ 'અતિ' કલ્પિત.

### પૃષ્ઠ ૧૧૩

૧-૨૩ નમિત રદન—નીચા સ્વરથી રડવૂં તે. એ શ ધ્વનિ—આ શું *સંભવે છે, આ શું હશે ? વેગિ વહી નિ—ઝડપથી પગ ચલાવીને. પ્રગટ—સ્પષ્ટ.* વેગલા રહ્યા માટિ—જ્યાંથી રુદનનો સ્વર આવતો હતો તે સ્થળ વેગળૂં હોવાના કારણથી. માહા નિશા ભણી—મધ્યરાત્રિ હોવાને લીધે. મનુષ્યનુ જેણિ નહિ સંચાર—મનુષ્યની આવજા ન હતી તેથી. સુણીઇ—સંભળાય છે, સંભળાતો હતો. પડવડુ [સં. प्रकट, પ્રા. पअड] સ્પષ્ટ. આ શબ્દ 'પ્રગટ, છતો' એવા અર્થમાં ઉદ્ધવકૃત રામાયણમાં વાપરેલો છે; જુઓ ઉ. રામાયણ, ૩, ૫, ૩૧, પુરુષારથ જે પડવડુ, તે કશે આવે કાજ ? આક્રંદ—રુદન, વિલાપ.

હા હા, હયપુ હં બાલિઉં૦–અરે! મારો જીવ જતો રહે છે! મારે અંગે લાય લાગી છે! અહીંથી કપિંજલનો વિલાપ શરૂ થાય છે. મલ છેદાણાં–જુઓ મૂળ ઙ્ચ્છિન્નોऽस्मि। પિશાચન્ કામ–જીવ લેવારૂપ અઘોર કૃત્ય. પિશાચ જેને વળગે છે, તેનો જીવ લે છે. વિણસાડિઉ [સં. विनश् ઉપરથી]–વણસાડ કર્યો, બગાડ્યું. જે [અવ્યય]–જેથી, કે. પાપિયા–ભૂંડા, પાપી; અલ્પાર્થ પ્રત્યય તિરસ્કાર બતાવે છે. અછિ–છે. વિશાલ–મોટું. અનિલ–પવન. ભલું કર્યું,–વક્રોક્તિ છે, વિપરીત લક્ષણાથી 'મહા ભૂડું કર્યું' એવો અર્થ નીકળે છે. તુઝ કાજ સીધૃ [સં. तव कार्य सिद्धम्]–તેં જે ધાર્યું હતું તે કર્યું!

## પૃ ૧૧૪

૧–૨૪ લાજ–આબરૂ, પ્રતિષ્ઠા. સરસ્વતી વિધવા થઈ૦–જુઓ મૂળ हा तपः निराश्रयमसि, हा सरस्वति विधवासि, हा सत्यमनाथमसि, हा सुरलोक शून्योऽसि। ફોક [પ્રા. फुक्का; જુઓ દે. ના. મા.]–મિથ્યા, નિર્જીવ. મુઝિ પડખિઇ–મારી વાટ જો, મારે, માટે થોભ; જુઓ ભાલણકૃત ભાગવત દશમ સ્કંધ, ૪૬, ૧, ક્ષણ એક પડખો મનમોહન! જૂ.ગૂ. પડખ સં. प्रतीक्ष् ઉપરથી છે; સરખાવો સં. परीक्ष् ગૂ. પરખ, સં. निरीक्ष् ગૂ. નિરખ. નિષ્ઠુર–કઠોર હૃદયનો. ધીર–ડાહ્યો. કહીઇ કયારે પણ. અંધ બધિર તાં હં થયુ, ચાલિ નહિ ચરણુ–મારી જ્ઞાનેંદ્રી અને કર્મેન્દ્રી જડ બની ગઈ છે. જાસુ દેઈ છેહ–મને દગો દેઈ થૈ તું જઇશ જ? જાસુ–તમે જશો, તું જઈશ. સંસ્કૃત छिद् ધાતુનો એક અર્થ નુકસાન કરવું, દગો દેવો, એવો થાય છે; જુઓ અમરુશતક, શ્લોક ૯૧, किं नश्छिन्नम् અને शारीरकभाष्य, न नः किंचिच्छिद्यते. તે ઉપરથી છિદુર શબ્દ ધૂર્તના અર્થમાં મળી આવે છે. ગુજરાતી છેતર મૂળ સંસ્કૃત छित्वर [धूर्त] ઉપરથી છે, તેમ જ છેતરપંઠી નામ. આ સંબંધે કરીને ગુજરાતી છેહ શબ્દમાં છળવાનો અર્થ આવ્યો છે. દ્યુ નિ પ્રતિવચન–મારી સાથે વાતચીત કર ને, બોલ ને. મનની વાત–અંતરમાં ગુપ્ત રહેલી વાત, ગૂઝ. શોકિ કલ્યું–જેમ કોઇ કળણમાં કળી જાય, તેમ જ મારૂં આખું અંગ શોકમાં ગરી ગયું. વલગિ વસ્ત્ર વૃક્ષનિ ડાલિ,–આવેશને લીધે મહાશ્વેતાને કપડાંનું પણ ભાન ન હતું એમ બતાવવાને આ વાક્ય છે. વિષમ–પથરાને લીધે ખડબચડી ને નીચીઊંચી. જિમ કો ઊપાડી લેઈ જાય તિમ,–મહાશ્વેતા તદન બાવરી બની ગઈ હતી; તે છતાં તે અનેક મુશ્કેલીમાં અતિ ત્વરાએ સંકેતસ્થાને પ્હોચી ગઈ; તે ઉપર આ ઉત્પ્રેક્ષા છે:

અહીં આવેગ નામે સંચારી ભાવનૂ નિરૂપણ છે. મણિશિલા કરિ શીત-ચંદ્રકાંત મણિની શિલા ચંદ્રના કિરણના સ્પર્શે જળ ટપકવાથી શીતળ બનેલી જોઈને, જુઓ મૂળ शिशिरशीकरासारस्राविणि शशिमणिशिलातले. મણિ શબ્દે ચંદ્રકાંત મણિ સમજવાની જરૂર છે.

પૃષ્ઠ ૧૨૫

૧-૨૫ મુનિ-મુનિકુમાર મુનિ જેટલી પ્રૌઢતાનો ધ્વનિ કરાવવા મુનિ કુમારને સ્થાને લાક્ષણિક મુનિ શબ્દનો ઉપયોગ કર્યો છે, સરખાવો રાજકુમારને બદલે રા, રાય, રાજ, રાજા વગેરે અને ઋષિકુમારને બદલે ઋષિ. યોગાભ્યાસ-સમાધિ. ધ્યાની-ધ્યાનસ્થ. નિઃશ્વાસ-જેણે પ્રાણાયામથી શ્વાસ રૂંધ્યો છે એવો, પ્રાણાયામ કરતો. અષ્ટાંગ યોગના પ્રાણાયામ અને ધ્યાન અંગ છે અથવા... નિશ્ચેત રહી-જુઓ મૂળ मन्मथव्यथासहानसून् स्वयमिवोत्सृज्य निश्चेतनतामुरासनुमवन्तम् ।. અસુ-પ્રાણ. નિશ્ચેત [સં निश्चेतन]-સંસ્કારહિત, ચેતનારહિત શયન કર્યું છિ મન વિશ્રામ૦-મને હવે કામદેવ શું કરનાર છે એવી મનમાં નિરાતથી જાણે લાંબો થઈને સૂતો છે. અરુણ જલજ-રક્ત કમળ. તરુણ-તારૂં, ખિરેજ તાહારિ વલ્લભ બીજુ કેમ રીસાવી૦-મૂળનો તર્ક કવિએ બદલી નાખ્યો છે. વક્રૌચિત્યને અસ્વચ્છી ભાવણે પુંડરીકના વિશે મહાશ્વેતા પ્રત્યે અસૂયાનૂ નિરૂપણ કર્યું છે. કામમંત્ર-જેનો કામદેવ દેવતા છે એવો વશીકરણમંત્ર. અભ્યાસ-ફરીફરીને જપવાથી, જપથી; કરણાર્થ પ્રત્યય લુપ્ત. કઠિણ પાષાણ-પત્થર જેવૂ કઠણ, ઉપમાવાચક લુપ્ત મનિ વિશ્વાસ ન આવિ મતિ-તે છતાં એ મરી ગયો છે એવૂ મારૂ મન માની શકતૂ ન હતૂ. અસંભાવિત કારણ મરણ-કેમકે મરણ થવાનૂ કારણ કંઇ કલ્પી શકાતૂ ન હતૂ, વિકલ-અચેત, જડ. કરુણ-આગ. હાહાકાર-હાયહાયના ઉચ્ચાર. હા હા અંબ, પિતા, પરિવાર-પાઠ કલ્પિત, જુઓ મૂળ हा अम्ब हा तात हा सख्य ।. એક પ્રતમાં हा अम्ब हा मात हा सख्य પાઠ છે, તે પુનરુક્તિગ્રસ્ત છે. પરિવાર-તેનાતની સખીઓ. જીવન-જીવતર. એકલા મેહેલા-તૂં મને એકલી મેલે છે. એકલા એ અવિકારી અવ્યયરૂપ છે. હાલ વિકારી રૂપ એકલી વાપરિયે છિયે. જુઓ પૃષ્ઠ ૬, પંક્તિ ૫, વેગલા ઉપરની સમજૂતી. મેહેલિ[ મેલે ]ના પર્યાયભૂત મેહેલા રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૨૯, પંક્તિ ૨૦, મેહેલીશિ ઉપરની સમજૂતી. એ રૂપ પ્રેમાનંદ વાપરે છે, જુઓ નળાખ્યાન, કડવૂ ૧૨, મૂકા ! એમ શૂ મુને નિગ્રછા ? એનૂ જૂનૂં રૂપ લાવણ્યસમયે વાપર્યૂં છે, જુઓ વિમલપ્રબંધ, ખંડ ૧, કડી ૧૯, ताहारी परि तह जि लहइ, ખંડ ૩, કડી ૧૦, स्ल तूह नि तां घर मरइ વગેરે. આ રૂપ ગુણરત્નના

मिथारत्नसमुच्चय, પૃ. ૧૬ માં तूं कौं, लिअँ, दिअँ, અને तुं બીજાં એ ઉદાહરણોમા પણ મળી આવે છે. યાતના-દુઃખ. જુગ સહસ પ્રમાણ-હઝાર જુગ જેટલો. દેખાડીઇ, ઝવાડીઇ-દેખાડિયે, ઝવાડિયે; દેખાડ, ઝવાડ. રૂપ માટે જુઓ પૃષ્ઠ ૫૫, પંક્તિ ૧૪, આવીઈ ઉપરની સમજૂતી. અનન્ય શરણ-જેને બીજા કોઇની ઓથ નથી એવી. મન્મથમારી-કામદેવે જેને હાલહવાલ કરી છે એવી; જુઓ મૂળ मदनपरिभूतांसि । નિબાંધ [બહુવ્રીહિ]-જેણે કરીને દુઃખ [બાધા] દૂર થાય એવી [દયા].

પૃષ્ઠ ૧૧૬

૧-૨૫ અનુકૂલ સેવકનિ૦-તમને અનુકૂળ થવા અને તમારી સેવા ઊઠાવવા મેં માબાપ અને ઘરબાર તજ્યાં છે તે છતાં એ મને તજી જતાં તમે કેમ અદ્યાપિ લોકાપવાદથી બીહીતા નથી? જુઓ મૂળ दासजनमकारणात् परित्यज्य व्रजन् न बिभेषि कौलीनात्। તજી વાહિયા મંદભાગિણી-આ મંદભાગિણીએ તમને વાહ્યા! સતિ-તે છતા. પિરિ-આ પ્રકાર, આ હાલ. ધરિ શૂં છિઇ કામ-રચના બાબત જુઓ પૃષ્ઠ ૧૧૨, પંક્તિ ૧૨ ઉપરની સમજૂતી. આપ-શરીર. કપોલિ હદિ-પુંડરીકના ગાલે અને એની છાતીએ. કંઠિ હાથ ઘાલૂં-કોટી કરૂં. દહૂં-દહ્યું, દગ્ધ બન્યું હતું. હૂતી [સં. भूत]-હતી. સ્વામિ-પ્રભુ, મહારાજ. કિહીઇનઇં તે વિકારી અને કિહીઇથી અવિકારી રૂપ કિહીઇ ઉપરથી બનેલ છે. માયાની પીડિ-મહાશ્વેતા સાથેની માયાને લીધે પીડા પામી. તેહ તણું વનકલ ઉત્તરી૦-જુઓ મૂળ अश्रुजलार्द्रेण च तदीयेनैवोत्तरीयवल्कलप्रान्तेन...वीजयन् संज्ञा ग्राहितवान्। ઉતપાત-મહાન અનર્થ.

પૃષ્ઠ ૧૧૭

૧-૨૩ સંભારુ-સંભાર્યો, યાદ દેવરાવ્યો. આકુલી-વ્યાકુળ. બકુ-કહો, વર્ણવો. વૈરાગિ-વૈરાગ્યથી, જીવતર ઉપર કંટાળાથી. કસ્યા [સં. कर्षिताः]-ક્લેશ પમાડાયા. જમર્જન-જમના દૂત [જન]. દુઃખિ દહ્યું તન નહીં તુ વારતા કરતાં શૂં બલિ-જો આ શરીર પ્રત્યક્ષ દુઃખે બળી ખાખ ન થયું, તો દુઃખની વાત કરતાં શું બળવાનું હતું? એથી અધિકી કથા કઠોર સુણી ન જાઇ કિહિતાં શી ઓર-તમે કહો છો કે 'હું ઇ એ સાંભલી નવિ સકૂં'; પરંતુ મેં જે દુઃખની વાત કહી તેથી અધિક દુઃખની બીજી [ઓર, સં. अपर] શી વાત હોઈ શકે કે જે સાંભળી જાય નહિ? વજ્રપાત-વજ્રનો ઘા. જે નવિ કલી જાય-જે કળી પણ ન શકાય, અચિંત્ય. તે ઘાયોનૂં કારણ-તે સહી રહ્યાનો ભેદ. મૂઢ-મહાન. આશા મૃગતૃષ્ણાજલ જિમ૦-જેમ ઝાંઝવાનું જળ જોઈ માણસ

દોષ્યસે જીવે છે તેમ હું આશાએ જીવૂં છૂં. પીઆર લુધ જિમ ભાર૦–તે વખતથી [ત્યાહાર પૂઠિ] બીજાએ આપણે શિર ભાર મૂક્યો હોય ને તે ઊપાડવો પડે તેમ આ શરીર હું ધારણ કરી રહી છું, જે કદીપણ [કદીઇ] મારી જાતને ઉપકાર કરવા નકામૂં છે; અર્થાત્ આ દેહ મને પોતાને નકામો થઈ પડેલો બીજાને માટે ધારણ કરી રહી છું, તરલિકા વગેરેના આગ્રહથી જીવૂં છૂં. વિસ્તરુ–પાથરો, ગોદડો. ખડકો. હુતાશન–અગ્નિ.

પૃષ્ઠ ૧૧૮

૧–૨૫ ચંદ્રમંડલ–ચંદ્રનૂં બિંબ. ત્રિપુરારિ–શંકર ભગવાન. મૃતગ [સં. मृतक]–પુંડરીકનૂં શબ, મૃતદેહ. સત્ય–સાચે, ખરે, હૂં કહૂં છૂં તે સત્ય કરી માનજો. ઉદ્ધરી લીધુ–ઊપાડી લીધો. દુંદુભિનાદિ–દુંદુભિ જેવા ગંભીર સ્વરથી મ છાંડીજે–ન છાંડજે, છાંડીશ નહિ. અંતરગતિ શૂં રાખે રંગ–મન સાથે અર્થાત્ મનમાં તૂં ઊમેદ રાખી રહેજે; અર્થાત્ તૂં આશા છોડી ન દેઇશ. અંતરગત [સં. अन्तर् અંદર: गत રહેલૂં]–અંદર રહેલ ઇંદ્રિય, મન. રાખે–રાખજે; રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૬૮, પંક્તિ ૧૭, લડાવે ઉપરની સમજૂતી. રંગ–ઉમંગભરી આશા, ઊમેદ. મૃતતન–નિર્જીવ શરીર, શબ. તેણિ–તેને લીધે; સરખાવો આવો જ સંસ્કૃતમાં તેનનો ઉપયોગ. આશ્રજ–અચરજ, આશ્ચર્ય. અણઆપી–ન આપી, આપ્યા વગર. સંબંધાર્થ અવ્યય કૃદંતનૂં નિષેધાર્થ રૂપ સંસ્કૃતમાં જેમ अ ને अन् પુરોગ[prefix]થી થાય છે, તેમ જૂની ગૂજરાતીમાં અણ પુરોગથી થતૂં હતું; એ પ્રયોગ હવે વિરલ બન્યો છે. ચિત્ર [અવ્યય]–સવિસ્મય, ચકિત થઈને. દુરાત્મા–દુષ્ટ. ધાઇ–દોડે છે, દોડચો. પલવટિ વાળી વસ્ત્ર ઉત્તરી–અંગવસ્ત્રે કમ્મર બાંધી; જુઓ મૂળ बन्धन्...उत्तरीयवदुकूलेन परिकरम्। પલ્લવટિ કદાચ परिकटि [કેડની આસપાસ] ઉપરથી હોય. હાલ એ શબ્દ પલવટ લખાય છે ને સ્ત્રીલિંગ નામ તરીકે વપરાય છે; જુઓ નર્મકોશ. તેહિ સાથિ–તેની સાથે. તેહિ કરણાર્થ રૂપ છે; સંસ્કૃત રચના. અવલોક–દેખાવ. કેલિ [સં. कदली]–કેળ. શંકા–શંકા સાથે. શૂં જાણૂં અકૃતકારિણી હૂં તાં અછૂં પાપચારિણી–હૂં અકૃત્ય કરનારી પાપિષ્ઠ રહેણીવાળી છૂં, તે શૂં સમજી શકૂં ? પવિત્ર પુણ્યશાળી જીવ શુદ્ધ વિચાર કરી શકે છે ને જાણી શકે છે. આશ્વાસના કાજિ–દીલાસો દેવાને.

પૃષ્ઠ ૧૧૯

૧–૨૫ અવિસંવાદિની–ખોટી ન પડનારી, સાચી. અહિ–સમજ, જો. નિવેશ–અભિનિવેશ, નિશ્ચય [છાંદુ]. અણકહી–ન કહી, કહ્યા વગર. રૂપ

બાબત જુઓ પૃષ્ઠ ૧૧૮, પંક્તિ ૧૨ ઉપરની સમજૂતી. કેઈ-કંઈ, શી. તે ભણી-તે લીધે. લગિ જિહાં, લગિ તિહા-જ્યા લગી, ત્યા લગી. માયા ઊપાઈ-મમતા પ્રગટ કરીને, સ્નેહ જણાવીને. સ્ત્રી-અ સ્વભાવ પ્રકાશ,-ખુલી રીતે સ્ત્રીસ્વભાવ જ [અ]. સ્ત્રી વિશે નિર્ધારણ ઇષ્ટ હોવાથી નિશ્ચયાર્થ અવ્યય અ સમાસની અંદર સ્ત્રી અને સ્વભાવ વચ્ચે ગોઠવ્યો છે, તે વાત ધ્યાનમા લેવા જેવી છે. લાગી દુસ્ત્યજ જીવિત આશા-જે તજવી મુશ્કેલ છે એવી જીવવાની આશા મને વળગી, આગથી તે ન મૂકાઈ. પ્રતીતિ-વિશ્વાસે, ભરૂસે. રીતિ-ધોરણે. કર્ણાર્થ પ્રત્યય લુપ્ત. પાવક-અગ્નિ ક્ષીણ કંઠ-મારો ઘારો બેસી ગયો. જુઓ મૂળ निर्दयाक्रन्दजर्जरस्वरक्षयक्षामेण कण्ठेन. સ્નાત-સ્નાન. દુર્વાગ-નિવારણ કરી શકાય નહિ એવૂ. વિધિ-દૈવ. ઇદ્રીસુખ-વિષયસુખ. ઈ-આ. ચરણ વાછતી જિહા લગિ મરણ-મોત આવે ત્યા સુધી શકર ભગવાનને જ સેવવા ઇચ્છતી. ચરણ-પરિચરણ, પરિચર્યા, સેવા. અમલમાં 'શરણ વાછતી જિહા લગિ મર્ણુ લેઈ એ શિવ કેરૂ શર્ણુ' એમ પુનરુક્તિવાળો પાઠ છે. 'ચરણ વાછતી' પાઠ કલ્પિત છે. પરિચરણ બદલે ચરણના પ્રયોગ સાથે અભિનિવેશ બદલે નિવેશનો પ્રયોગ સરખાવો. તપ અભ્યાસ-જાણુ તપ

## પૃષ્ઠ ૧૨૦

૧-૨૪ નવિ માની લાજ-મર્યાદા ન પાળી, શરમ ન રાખી, કર્યું ન કર્યું. મુઝ પાખિ-મારા વગર, મને મૂકીને જતા. વિમના [સ. विमनस्]-ખિન્ન, દુખિત હૃદયવાળા. જાપ મિશિ તેહના ગુણગ્રામ-હું જપ જપતી હતી, જાણે કે તે મિશે તેના અનેક ગુણો ગણતી હોઉં, જુઓ મૂળ जपव्याजेन तद्‌गुणानिव गणयन्ती. ફલ મૂલ જીવન વિશ્રામ-મારે ફળ મૂળ અને જળ [જીવન]નો આધાર હતો, અર્થાત્ માત્ર દેહ ટકાવવાને હુ ફળ મૂળ અને જળ લેતી. કેપીન [સ. कौपीन]-ચીર, વ'કલ, જુઓ મેદિનીકોશ, कौपीन स्यादकार्येऽपि चीरगुह्यप्रदेशयो । વાત-પવન. આતપ-તડકો. ધ્યાન-ઝખના બ્રહ્મહત્યા જાણી શાપિણી-જીવતર શાપિત [ અકારૂ ]બનાવનારી બ્રહ્મહત્યા જ જાણે પ્રત્યક્ષ હોઉં તેવી અમંગલસ્વરૂપ. નિષ્પ્રયોજન માતાઇ જણી-માને પેટે વ્યર્થ આવેલી, માતાએ જેને જન્મ આપ્યો નિરર્થક છે એવી. ઊગતી દૈવિ અતિ હણી-ઊગતા છોડને જેમ કોઇ કચરી નાખે, તેમ ઊગતી વયમા જ જેને દૈવે કચરી નાખી છે એવી નિરાલંબ-નિરાધાર. નિર્નાથ-નાથને ખોઈ બેઠેલી. પ્રૌઢ શબ્દ-મોટે શબ્દે, મોટેથી. ગાઢિ [ અવ્યય ]-અત્યત. નિશ્વસી-

નિઃશ્વાસ મૂકી અસુખ–દુઃખ નહીં ઉપમા–ઉપમા વગરનું, અતુલ્ય, અનુપમ નિરભિમાન–અભિમાનનો અભાવ, નમ્રપણું સાનસાઇ નિસ્ કે નિર્ પુરોગ [prefix]થી સામાન્ય રીતે વિશેષણ અને નામ ઉપરથી નિષેધાર્થ વિશેષણો બને છે ઉદા નિરપરાધી, નીરોગી, નિર્દોષ નામ ઉપરથી થયેલ નિષેધાર્થ વિશેષણ ક્વચિત નામ તરીકે વપરાય છે, ઉદા અનામયના અર્થમા નિરામય મગ્ન–ભાનમગ્ન આદરભાવવાળુ ગની ગયુ–વિલીન થયુ, રસમસ થયુ આર્દ્ર–ગળગળો દુસહ–સાંભળનારને પણ અસહ્ય દુઃખ ઊપજાવનારો તુઝ કેરે–તારી જાનનો, તારો તિ–તેં મોય તે, આ

પૃષ્ઠ ૬૨૨

૧–૨૫ ત્યજુ તજ્યો તપશ્ચર્યા [ સ તપસ્ તપ ચર્યા આચરવુ તે ] –તપ કરવુ તે કષ્ટ–કષ્ટય દમ્ય હેત [ મ હિત ]–માટે ધર્મ તણુ સકેત–ધર્માચરણનો નિશ્ચય પાશુપતવ્રતનો ઠરાવ મોહ પડ્યા–શોકથી મૂઢ બનેલા વીભલપણુ [ મ વિહ્વલ ] વ્યાકુળપણુ બાવરાપણુ પ્રેમભાગ–પ્રીતિ ધરાવવી તે [ ભાગ, મ ભજ્ સેવવુ, ધારણ કરવુ ] સ્નેહકૃત્ય ભરતાર મુઇ –સતિસપ્તમી પરિવાર પ્રાણ તિજઇ–કુટુબના માણસો પ્રાણ તજે છે [ તિજઇ સ ત્યજ્, અપભ્રંશ ] જોગ મન્જોગ સ્વર્ગનુ ભોગ–સ્વર્ગની પ્રાપ્તિ વારણ અટકાવનાર દર્શન નવિ આવિ–મેળાપ થતો નથી તાણીઇ ખેંચી જવાય છે, એજે લેઈ જવાય છે કર્મભૂમિ–પોતાના કરેલા કર્મને યોગ્ય સ્થાન આણીઇ–અણાય છે, લવાય છે આત્મઘાતી મરનાર પડે આપઘાત કરનાર તેહિ આપ–તેને પોતાને મરનારના પડને ઉદકાંજલી–પ્રેતને જે જળની અંજળી આપવી તે વિધવાવર્મિ–વૈધવ્ય પાળી શૂરસેન મથુરા અને તેની આસપાસના દેશના લોક જેમ કલિંગોના રાજા કલિંગ, પાડ્યાના પાડ્ય તેમ શૂરસેનના રાજા શૂરસેન કહેવાતા એ રાજાઓ યદુકુળના હતા મથુરાનો રાજા શૂર વસુદેવ અને પૃથાનો પિતા થાય આથી પૃથાને અહીં શૂરસેનસુતા કહી છે એને કુંતિભોજે ખોળે લીધી હતી, તેથી એ તી નામથી પણ પ્રસિદ્ધ છે મૂળે શૂરસેનસુતામ્ પાઠ જ મળી આવે છે તોપણ ઔચિત્ય વિચારતા બ ણના મૂળમા શૂરસુતામ્ અને ભાલણના અનુવાદમા શૂરસુતા પૃથા માધવી વાચનાની જરૂર છે શૂરસેન શબ્દે કરીને તો મથુરા અને તેની આસપાસના પ્રદેશના લોક તથા તેમનો કોઇએક રાજા એવો બોધ થાય છે, અમુક શૂર નામે યાદવ નરેશ એવો વિશિષ્ટ અર્થ સમજાતો નથી માધવી યાદવ કુળમા જન્મેલી માધવી [ મ સાધ્વી ]–પવિત્ર વૈરાટી–વિરાટ દેશના રાજાની પુત્રી અભિમન્યુ

મુઇ દુર્ધરા—જેના સામા થવું મુશ્કેલ હતું એવો [દુર્ધરા] અભિમન્યુ મરણ પામતાં. સિંધુરાજ મુઇ વચ્છલા—ગળુ ન્હાનારો [વચ્છલા, સં. વત્સલ] જયદ્રથ મરણ પામતાં. બંને સતિ સપ્તમી છે. પૃષ્ઠ ૬૭, પંક્તિ ૫ ના 'ગતવીડા' ની પેઠે દુર્ધરા અને વચ્છલા રૂપ પુંલિંગે દુર્ધર અને વચ્છલ બદલે વાપરેલાં છે; જુઓ 'ગતવીડા' ઉપરની સમજૂતી. સિંધુરાજ—સિંધુદેશનો રાજા જયદ્રથ. સધુ [સં. શુદ્ધ]—૨૫૯, ચોકખો. નુહિ [જૂ. ગુ. ન હુઇ]—ન હોય. જીવવા સ્થિત—પુંડરીક જીવશે બાબત ખાતરી ધરાવતો, પુંડરીકના પુનરજીવનની ખાતરીવાળો [સ્થિત]. તપસિદ્ધિ અદ્ભુત મહિમા ય—તપથી

તરીકે અહીં ખેમ શબ્દ વાપરયો છે સરખાવો ખમા અને નન્દ કલ્યાણું અર્થના સ. ક્ષેમ ઉપરથી થયા છે અહીં ખેમનો પ્રયોગ કામાવેશને લીધે અક્ષાપીડના ભાવી મરણની આગાહી આપે છે વપુ તણી વેદના-તમામ દેહનુ દુ ખ વારછા આધાન-ગર્ભ રહેવાનો ઓગિયો સામ ન્ય રીતે ગર્ભ રહેવાના અર્થમા ગર્ભાધાન શબ્દ વપરાય છે તે ઉપરથી સંસ્કૃતમા આધાન અને આધાનિક શબ્દો એ સંસ્કારને લગતા થયેના છે ગુજરાતી ઓધાન અને અધરણી સંસ્કૃત આધાન અને અગાધાન ઉપરથી ઊતરી આવ્યા છે

પૃષ્ઠ ૧૯૩

૧-૨૫ રાજાન-રાજકુમાર અશન પાન વિશ્રામ ક્રીડા કરતા-ખાવૂ પીવૂ સૂવૂ બેસવૂ અને રમત રમવી એ કરવામા આરામ [ક્રી]-સુખચેનથી, સુખચેનમા બાનભાવ વિરમ્યુ-બચપણુ પૂરૂં થયૂ. રાત્રિદિવસ અહો એકિ સ્થાનકિ રહીઇ-અમે ઘણી વાર આઠે પહોર એકઠા રહેતા હતા, મહચારમા ગાળતા હતા વ્યસન-દુ ખ અદ્ભુત-મોટૂ પાણિ ન ગ્રહૂ-હૂ પરણીશ નહિ અનશન દેહનાશ-અન્નના ત્યાગે દેહનો નાશ કરીશ, હુ અન્ન તજી દેહ પાડીશ પાવક પીસૂ-હૂં બળી મરીશ પાશ-ફાસો [ખાઇશ] રલિઉ [સ લલ્]-આનદ પામ્યો લલિત, લલના, લાલ, લાડ, લાડકૂ, લાઠી, ળળી, રળિયાત વગેરે આ ધાતુનો પરિવાર છે ભાગુ-હાર્યો, થાક્યો સસ્કૃતમા ભગ્નનો અર્થ હારેલૂ થાય છે જુઓ હેમચાર્યકૃત *અભિધાનચિન્તામણિ*, શ્લોક ૮૦૫, भग्न पराजित । જુઓ વળી રૂઢોક્તિ, ભાગ્યાનો ભીનુ તે ઉપરથી ગુજરાતીમા ભાગ મૂળનો ગૌણ અર્થ થાકવૂ થાય છે જુઓ પ્રેમાનદકૃત ચદ્રહાસ આખ્યાન કડવૂ ૧૫, વાટ જોઈ જોઈ ભાગી આ ગૌણ અર્થમા એ મૂળ હાલ વપરાતૂ નથી વિષયવિમુખ-સંસારસુખ તરફથી જેણે મ્હો ફેરવ્યુ છે એવી, વિષયસુખ જેણે તજી દીધૂ છે એવી પ્રેમ-સહીપણુ દુ ખ કહ્યા કાળ વીતી જ્યારૂપ સકટ ભાજવા [સ ભઞ્જ્]-ટેડવાને, દૂર કરવાને તૂ વિના પિહિલૂ દુ ખ બીજૂ દુ ખ આગિ-તારા વનવાસથી [તારા વિના] અમને પ્રથમ તારા વિરહાગ્નિ [વિરહ તણી આગિ] નૂ દુ ખ છે, તે ઉપરાંત [આગિ] કાદમરી સબધી દુ ખે અમને બીજૂ દુ ખ ઊભૂ કર્યૂ છે આ સકટમા તૂ જ અમારૂ શરણૂ છે આવેશની ઉક્તિ હોવાથી 'તૂ હ શરણુ છિ' એ વાક્ય છેવટ આવવૂ જોઈયે તે વચ્ચે મૂક્યૂ છે કાદમરી સબધી દુ ખ તે મહાશ્વેતા દુ ખી છતા સમાગસુખ ન માણવાની એણે લીધેરી પ્રતિજ્ઞા,

મુહ દુર્ધરા—જેના મામા થવૂ મુશ્કેલ હતૂ એવો [દુર્ધરા] અભિમન્યુ મરણ પામતા. સિંધુરાજ મુઇ વચ્છલા—બહુ વ્હાલારો [વચ્છલા, સં. वत्सल] જયદ્રથ મરણ પામતા. અને સતિ सप्तमी છે. પૃષ્ઠ ૮૭, પંક્તિ ૫ ના 'ગતવીડા' ની પેઠે દુધરા અને વચ્છલા રૂપ પુલ્લિંગે દુર્ધર અને વચ્છલ બદલે વાપરેલા છે, જુઓ 'ગતવ્રીડા' ઉપરની સમજૂતી સિંધુરાજ—સિંધુદેશનો રાજા જયદ્રથ સુધ્ધુ [ સ शुद्ध ]—સ્પષ્ટ, ચોકખો નુહિ [ જા ગૂ ન હુઇ ]—ન હોય જીવવા સ્થિત—પુડરીક જીવશે બાબત ખાતરી ધરાવતો, પુડરીકના પુનરુજ્જીવનની ખાતરીવાળો [સ્થિત] તપસિદ્ધિ અદ્દ્ભુત મહિમા ચ—તપથી મેળવેલી શક્તિ[સિદ્ધિ]નુ સામર્થ્ય અદ્દ્ભુત છે. ધર્મકર્મ—ધર્માચરણ કહેવાની મતલબ એવી છે કે તારી તપશ્ચર્યા અને પાશુપત વ્રત પુડરીકને જીવાડશે અને તેનો તને મેળાપ કરાવશે મન શુ કલ્પુ એહવી જુક્તિ—હુ જે આ કહુ છુ તે જુગતે જુગતૂ અર્થાત્ સભવિત છે તે તૂ ધ્યાનમા લે. અથવા જીવાડવું—જુઓ મૂળ अपि च सुनिपुणमपि विमृशद्भिः किमिवान्यत् तदपहरणे कारणमाराङ्कयेत जीवितप्रदानादृते ।.

પૃષ્ઠ ૧૨૨

૧-૨૩ રુરુ અને પ્રમદ્વરાની કથા બાબત જુઓ कथासरित्सागर।२१। શ્લો ૭૬-૮૧। તન [ સ तनय ]—પુત્ર ડસ્યુ [ સં दश ] ડસ્યો. ઝાલ [સ ज्वाल]—આગ ઝલા [ક્રિ] અને ઝળેળા [ના.] ઝાળ સાથે સબધ ધરાવે છે. માર્યું મભ્રુવાહન—મભ્રુવાહને હણ્યો. બ્રહ્મબાણુ—અશ્વત્થામાએ મૂકેલું બ્રહ્માસ્ત્ર કૃષ્ણિ આપ—કૃષ્ણે પોતે એમ થયુ વલ્લભ [इत्थं स्थित इत्थंभूत इमां दशां प्राप्तो वल्लभ ]—આ સ્થિતિને પામેલો અર્થાત્ એકાએક મરણ પામેલો પ્રિયતમ શુ કીજિ પરપચ—હૂ શો વિસ્તાર કરુ, શુ વિસ્તારીને કહૂ ? પરપચ [ સ प्रपञ्च expatiation, diffuseness ]—વાણીનો વિસ્તાર મિથ્યા સઘનુ એહ પ્રપચ—ટૂંકામા આ બધી બળી મરવાની તજવીજ [પ્રપચ] ખોટી [મિથ્યા] છે પક્તિ ૧૦ નો વેદાંતના માયાવાદપરત્વે અર્થ થઇ શકે પરતુ બોલનાર રાજકુમારના રાગ ભરેલા પૂર્વના વચનો સાથે તે અસગત બને છે. નરેશ—રાજકુમાર સવિતાતોક—સૂર્યનો પ્રકાશ મહાશ્વેતા શોકિ—જાણે મહાશ્વેતાના શોકથી, અર્થાત્ મહાશ્વેતાના શોક રૂપી તિમિરથી જાણે પરાજ્ત થયો હોય તેમ. પાદ—પગ વિખાદ—ખેદ, શોક. સધ્યા ઉપાસી—સાયસધ્યાનૂ નિત્યકર્મ કરી વિધિ—સધ્યોપાસનનૂં કર્મ દુર્ઘટ કામ જીતનુ, ખેમ !—ભલૂં થાય, ભગવાન ભલુ કરો [ખેમ], કામ જીતવો બહુ મુશ્કેલ છે, અનિષ્ટ નિવારણાર્થ અવ્યય

તરીકે અહીં ખેમ શબ્દ વપરાયો છે સરખાવો ખમા અને વળી કલ્યાણ અર્થના સ. ક્ષેમ ઉપરથી થયા છે અહીં ખેમનો પ્રયોગ કામાવેશને લીધે ચન્દ્રાપીડના ભાવી મરણની આગાહી આપે છે વપુ તણી વેદના-તમારા દેહનૂ દુખ વાંચ્છા આધાન-ગર્ભ રહેવાનો ઓરિયો સામાન્ય રીતે ગર્ભ રહેવાના અર્થમા ગર્ભાધાન શબ્દ વપરાય છે તે ઉપરથી સંસ્કૃતમા આધાન અને અધાનિક શબ્દો એ સંસ્કારને લગતા થયેલા છે ગુજરાતી ઓધાન અને અવરણી સંસ્કૃત આધાન અને અગ્રાધાન ઉપરથી ઊતરી આવ્યા છે

પૃષ્ઠ ૧૨૩

૧-૨૫ ગજાનન-રાજકુમાર અશન પાન વિશ્રામ ક્રીડા કરતા-ખાવૂ પીવૂ સૂવૂ બેસવૂ અને રમત રમવી એ કરવામા આરામ [ક્રી]-સુખચેનથી, સુખચેનમા બાળભાવ વિરમ્યુ-બચપણ પૂરૂ થયુ રાત્રિદિવસ અહો એકે સ્થાનકિ રહીઇ-અમે ઘણી વાર આઠે પહોર એકઠા રહેતા હતા, મહચારમા ગાળતા હતા વ્યસન-દુખ અદ્ભુત-મોટૂ પાણિ ન ગ્રહૂ-હૂ પરણીશ નહિ અનશન દેહનાશ-અન્નના ત્યાગે દેહનો નાશ કરીશ, હૂ અન તજી દેહ પાડીશ પાવક પૈસ-હૂ બળી મરીશ પાશ-કામો [ખાઇશિ] રતિઉ [સ લલ્]-આનદ પામ્યો લલિત, લલના, લાન, લાડ, લાડૂ, લાઠી, રળી, રગિ યાત વગેરે આ ધાતુનો પરિવાર છે ભાગુ હાર્યો, થાકેલો સંસ્કૃતમા મગ્નનો અર્થ હારેલૂ થાય છે જુઓ હેમચાર્યકૃત અભિધાનચિન્તામણિ, શ્લોક ૮૦૫, મગ્ન પરાજિત । જુઓ વળી રૂઢોક્તિ, ભાગ્યાનો ભીનુ તે ઉપરથી ગુજરાતીમા ભાગ મૂળનો ગૌણ અર્થ થાકવૂ થાય છે જુઓ પ્રેમાનદકૃત ચદ હાસ આખ્યાન કડવૂ ૧૫, વાટ જોઈ જોઈ ભાગી આ ગૌણ અર્થમા એ મૂળ હાલ વપરાતૂ નથી વિષયવિમુખ-સસારસુખ તરફથી જેણે મ્હો ફેરવ્યુ છે એવી, વિષયસુખ જેણે તજી દીધૂ છે એવી પ્રેમ-સહીપણા દુખ કન્યા કાળ વીતી જવારૂપ સકટ ભાજવા [મ ભઞ્જ]-ફેડવાને, દૂર કરવાને તૂ વિના પિહિલૂ દુખ બીજૂ દુખ આગિ-તારા વનવાસથી [તારા વિના] અમને પ્રથમ તારા વિરહાગ્નિ [વિરહ તણી આગિ] નૂ દુખ છે તે ઉપરાત [આગિ] કાદમરી સબધી દુખે અમને બીજૂ દુખ ઊભૂ કર્યૂ છે આ સકટમા તૂ જ અમારૂ શરણૂ છે આવેશની ઉક્તિ હોવાથી 'તૂ હ શરણ છિ' એ વાક્ય ઉપર આવવૂ જોઈયે તે વચ્ચે મૂક્યૂ છે કાદમરી સબધી દુખ તે મહાશ્વેતા દુખી છતા સસારસુખ ન માણવાની એણે લીધેલી પ્રતિજ્ઞા,

તે એના વિવાહમાં આડી આવતી હતી અને વિવાહકાળ વીતી જતો હતો, જેથી એનાં માતાપિતા દુ:ખી થતા હતાં. હ-નિશ્ચયાર્થ અવ્યય. સંસ્કૃત મૂળમાં व्यतिरेक બોલ છે તેને બદલે કલ્પિત व्यतिकर વાંચવાની જરૂર છે. પુત્રી કેરી વિરહવેદના—પુત્રીના (અર્થાત્ તારા) વિયોગનું દુ:ખ; ઉપરની પંક્તિમાં કહેલું, પિહિલ દુ.ખ. દુ:ખદગ્ધ-કાદંબરીને લગતું જે બીજું દુ:ખ ઉપર કહ્યું છે તે જ અહીં અભિપ્રેત છે. નિવાહુ-નિવાર, ટાળ, દૂર કર. 'નિવાર'ની વિકૃતિ નિવાલ જૈન કવિઓની કૃતિમા મળી આવે છે: જુઓ નેમવિજયકૃત શીલવતીનો રાસ, ખડ ૧૨, ઢાળ ૧, કડી ૩, વચે મતવાલો હો, ક્રોધ નિવાયો મારા લાલ...પ્રેમનિ પાલો હો, ભરિયે પ્યાલો મારા લાલ*.

## પૃષ્ઠ ૧૨૪

૧-૨૦ ગુરુજનની લાજિ કાદંબરીની પ્રીતિ-જુઓ મૂળ गुरुवचनगौरवेण सखीप्रेम्णा च. રીતિ-રીતસર. તરલિકા ચલાવ્યા કેડિ-તરલિકા મોકલ્યા પછી. આ મહાશ્વેતાની સખી તરલિકા તે પૃ. ૧૩૫, પં. ૯ માં કહેલી કાદંબરીની તાંબલવાહિનીથી ભિન્ન સમજવી. થોડિ દિન-મૂળમાં अनन्तरम् છે. તે જ દિવસે પરોઢિયે [જુઓ મૂળ अद्यैव प्रत्यूषसि] ક્ષીરોદ સંદેશો લેઈ આવ્યો હતો ને તેને વળતે પહોરે તરલિકા સાથે પાછો વળાવ્યો હતો. આ વાત ભાલણના ખ્યાલમા રહી નથી. વિધુ-ચંદ્રમા. અંબુજ-કમળ. કુમુદિની-પોયણી. વિકાસ થઈ-ખીલી. ક્રિયાસંસૃષ્ટિ બાબત જુઓ પૃષ્ઠ ૮૩, ૮૫, પંક્તિ ૩, ૫ ઉપરની સમજૂતી. આવી છિ-આવી સ્થિતિમાં હશે, આમ ફિકર કરતી હશે. સુખશય્યા-આરામ આપનારી શય્યામાં. પ્રાત-સવાર. રક્તયષ્ટિકા-રાતી છડી. ચૂતપલ્લવ-આંબાની કૂંપળ. ઉત્તરીવાસ [સં. उत्तरीयवासस्]-અંગવસ્ત્ર. સરખાવો અતરવાસિયૂ [સં. अन्तर्वासस्].

## પૃષ્ઠ ૧૨૫

૧-૨૩ જાપ્ય સંપુ-જપ સમાપ્ત થયો. જૂ. ગૂ. સૂંપ મૂળ સં. सम्+आप् ક્રિયાપદ ઉપરથી થયું છે. કર્મણિભૂતકૃદંત समाप्त ઉપરથી [જુઓ પૃષ્ઠ ૮૬, પંક્તિ ૨ ઉપરની સમજૂતી] જૂ. ગૂ. સંત. ગૂ. ગોંત પણ સમાપ્તિના અર્થમાં ઉત્પન્ન થયેલ છે. એના વિશેષ વપરાટથી અને સમર્પણના અર્થના સૂંપ મૂળ સાથે ભ્રમ થવાના કારણથી સમાપ્તિના અર્થનું સૂંપ મૂળ ઉચ્છિન્ન

* છાપેલી પ્રતોમાં 'ક્રોધને પાલો' અને 'પ્રેમ નિવાયો' પાઠ છે, તે ભ્રષ્ટ છે. માટે કલ્પિત પાઠ મૂકી કડી સુધારી લીધી છે.

થયુ જણાય છે રિંહિંગિ-પીડે છે મૂ. ગ્ર રિંહિંસ મૂળ વૈદિક ધાતુ 'રિશ્
૬ પરસ્મૈ ઈજા કરવી દુ ખ દેવું' ઉપરથી થયેલ છે જુઓ વૈદિક રિશ્ ઉપરથી
रिरिक्षत् પુ [શત્રુ] એ ધાતુનો બીજો અર્થ યોગ્ય છે, તે ધાતુ ગૂજરાતી
રૈસ મૂળમા ટકી રહ્યા છે એકિ મન-એકચિત્ત થઈને, સાવધાનતાથી ઉનશુ
ધિગિ રહ્યાનુ વગ્વા-વેર રહ્યાનુ પસદ કર્યા ગાગત [વરના] કેપડા કિના માહાર
પ્રેમ ખ઼ડેના ? કરવા વિજોગ-જુઓ મૂળ किं प्रमविच्छदाभिलाप । किं भक्तजन
परित्यागोपाय । પગદરવાના જોગ મારો પરિત્યાગ કરવા પૂરતો થાઈ થઈને
હાન કવિતામા થાશે થાનૂ વગેરે મળી આવે છે, પણ થાઈ રૂપ વપગતૂ નથી
શુ સજોગ જોગરિનામ ? ? યોગ-દશા, હાનત સગતિ માટિ-મૈત્રીને
લીધે અસ્તગત ગનિ જાહ-જ્યારે સૂર્ય આથમે છે વિરી-વૈરી કિહી પિગિ
કરૂ સકામ-શી રીતે તેને કૃતાર્થ [સકામ] કરૂ, તેના મનોરથ પૂર્ણ કરી શી
રીતે એ દુશ્મનને રાઝ કરૂ ? સખી માધવી-મહાશ્વેતા સખીનિ વિરિ-
કાદગરીને વેર મનિ નગસિ०-મૂળ પાઠ હાથપ્રત B મા નીચે પ્રમાણે છે -
अपि च यत्र भर्तृविरहविधुरा परिहृतपरपुरुषदर्शना दिवानिश निवसति प्रियसखी
कथमिव त मम हृदयमपर प्रविशेज्जन । यत्र च भर्तृविरहविधुरा तीव्रमतर्पिताङ्गा
प्रियसखी महत् कष्टमनुभवति तत्राहमवगणय्यैतत् कथमात्मसुखार्थिनी पाणि ग्राह
यिष्यामि । એ પુનરુક્તિગ્રસ્ત પાઠ ભાનણે જેમતેમ સસ્કારી લીધા છે
હાથપ્રત A મા कथमिव त मम हृदयमपर प्रविशेज्जन । यत्र च भर्तृविरहविधुरा
तीव्रमतर्पिताङ्गी प्रियसखी એટલો ભાગ આપ્યો નથી તે યોગ્ય છે એ ભાગ
તજી દેવાથી પુનરુક્તિ ટળી જાય છે અને વાક્યરચનનો દોષ પણ દૂર થાય છે

## પૃષ્ઠ ૧૨૬

૧-૨૪ વિરહાતુર-વિજોગને લીધે દુ ખી આતુર [સ ]નો મૂળ અર્થ
રોગી છે આપણા-માગ પોતાના નપટતા આવી-વિષયલપટ બની, વિષયા
સક્તિથી વની મ કિહિશુ અમનિ-ફરીને મને ન કહેશો કરી મ નિ-કરીને
ગ્હી વિચારી કહ્યૂ-લઈને થોડી વારે, વિચાર કરીને કહ્યું સમય જોઈ તેહનિ
સતોખૂ મનનુ તાપ સમાવૂ-અનુકૂળ તક જોઈ હું તેના મનનુ સમાધાન કરીશ
અને મારે માટે તે સતાપ લેઈ બેઠી છે તે શમાવીશ પેશલ [વૈદિક ધાતુ
પિશ્ શણગારવૂ ]-સુદર, મનોહર નાના ભવનનિવેશ-ઘરની બાધણી [निवेश]
તરેહતરેહની છે ।મન-અદ્ર હૃદયની ધૃ્ષ્ટ [સ ढाक् ૧, આત્મને
પામે જવૂ ] નષ્ટક ટ્ટૂક મૂળ સાથ સબધ ધરાવે છે ખેદ-આયાસ
માહાનુભાવના ગુણ તે આનિ નિશિ પગનિ કામિ-તમારા જેવા મોટા પુરુષના

જુ દેખુ છુ અવસ્થા પાસિ–પાર્શ્વગત હોઈ જે અવસ્થા–તમે નજરોનજર જુઓ છો. રાજા મનમાં ઘટમટ કરિ–મદલેખા તરફથી આવો ઉત્તર મળ્યા પછી રહેવૂં કે જ. તેની ઘડભાંગ રાજકુમારના મનમાં થાય છે. તે નિર્ણય ઉપર આવી શકતો નથી. જવારહેવાના સંકલ્પ રૂપી હીંદોળે તેનૂં ચિત્ત ચડે છે. તેની મતિ કામવિકારથી વિકળ બને છે. તેથી તે શું કરવૂં તે નક્કી કરી શકતો નથી. દ્વિધા ચિત્તમાં હીંદોળાનો અને અત્યંત ભ્રાંત ચિત્તમાં ચગડોળનો ઉપચાર કરવામાં આવે છે. ઘટમટ–મનમાં ઘટવૂં [ ઠસવૂં ] અને મટવૂં [મિથ્યા થવૂં ], સંકલ્પ વિકલ્પ. સરખાવો ઘડભાંગ, ભાંજઘડ. સંદેહ–આ શબ્દ અહીં શંકાના અર્થમાં નથી, પણ ' સંશયાત્મસ્થિતિ, અનિશ્ચય ' એ અર્થમાં વાપર્યો છે. મહાશ્વેતા શૂં કીધી કથા...ઘણી વાર–તેણે બહુ વાર સૂધી મહાશ્વેતા સાથે વાતચીત કરી. કષ્ટિ આજ્ઞા કરિ કુમાર–પછી મહાશ્વેતાએ પોતે જ કુમારને મહા મુશ્કેલીએ જવાની રજા આપી. સ્કંધાવાર–પડાવ, મેલાણુ, છાવણી. અહીં રહિ અમ મન ભાવશિ–એ અહીં રહ્યે અમને ઠીક પડશે. જીવિત–જીવતર. તેહ પ્રસાદ–તેની (અર્થાત્ કાદંબરીની) કૃપા. પુહુતુ–પ્હોતો, પ્હોચ્યો. સં. પ્રાપ્ત, પ્રા. પત્ત ઉપરથી હકારના પ્રક્ષેપથી અને સ્વરસંક્રમથી પુહુત્ત થઈ પ્હોત, પ્હોચ, પ્હોક, વગેરે થયેલ છે. અભિરામ–સુંદર.

## પૃષ્ઠ ૧૫૬

૧–૨૫ ઊખેલી–ઊકેલીને. ' જડવૂં, બાંધવૂં ' એવા અર્થમાં સંસ્કૃતમાં ' कील् ૧ પરસ્મૈ. ' ધાતુ છે, જે ઉપરથી સં. कील, ગૂ. ખીલો, કીલી, બાંધવાના અર્થમાં જૂ. ગૂ. ખીલવૂં [ જુઓ ભાલણકૃત ભા. દ. સ્કં. પદ ૪૩, કડી, ૧ કોણે ખીલ્યા તારા પાય ? ] વગેરે શબ્દ થયા છે. એ ધાતુમાં उत् ઉપસર્ગ મળી થયેલા उत्कील् ઉપરથી જૂ. ગૂ. ઊખેલ, ચાલુ. ગૂ. ઊકેલ મૂળ ઊતરી આવ્યાં છે. સકર્મક મૂળ ઊકેલ ઉપરથી ' બંધનમુક્ત થવૂં ' એ અર્થનૂં અકર્મક મૂળ ઊકલ ગૂજરાતીમાં નવૂં નીપજ્યૂં છે. વાંચનના અર્થનાં ઊકલ ઊકેલ મૂળ अव+कल् ઉપરથી થયાં છે. નાથ–શિરછત્ર, મુરબ્બી. રાજશેખર–રાજાઓના મુગટરૂપ, રાજાઓમાં શિરોમણિ [ રાજા તારાપીડ ]. મન ધરી ચંદ્રાપીડ શિર ચુંબન કરી–ચંદ્રાપીડને મનથી પ્રત્યક્ષ કરી માથે ચૂમીને. સકલ સંપદનૂં એક પાત્ર૦–પંક્તિ ૪ ના સંબોધ્ય ચંદ્રાપીડના વિશેષણ તરીકે આ અર્થનૂં सर्वसंपदामायातनं મૂળમાં છે, તે બરાબર છે. ભાલણે તેનૂં સ્વતંત્ર વાક્ય કરી અહીં મૂક્યૂં છે, તે બરાબર નથી. પત્રગત સંબોધનની રચના જાળવવા હૂં ' તૂં છિ ' બદલ 'એહવા' પાઠ કલ્પૂં છૂં. સદિ–હમેશ. જૂ. ગૂ.

સજો. કુસુમ શિલીમુખમય-(૧) ભમરાથી વ્યાપ્ત ગયેલાં [શિલીમુખમય] ફૂલ; (૨) ફૂલ જેનાં બાણ [ શિલીમુખ ] છે એવો જે કામ. તદાત્મક. 'કુસુમ શિલીમુખમય' કલ્પિત પાઠ છે; ભાલણ કુસુમચાપમય વાંચે છે. શ્લેષ જીવાડવા સારૂ પાઠ બદલવો પડ્યો છે. આવરણ-(૧) આચ્છાદન; (૨) પછેડો, ઓઢણી, ચૂંદડી [ સરખાવો જૂ. ગૂ. પાગુરણ, સં. प्रावरण, प्रावार ]. નબાલતા-(૧) નવલ [ નવા ] એટલે મનોહર વેલ [લતા]; (૨) બાલ્યાવસ્થા [બાલતા]નો અભાવ, જવાની. શ્લેષાદિ ચિત્રમાં વકારબકારના વિનિમયની છૂટનો ભાલણે અહીં લાભ લીધો છે. એ છૂટ બાબત જુઓ નીચેનો શ્લોક:—यमकश्लेषचित्रेषु बवयोर्डलयोर्न भित्। नानुस्वारविसर्गौ च वेषां भङ्गाय संमतौ ॥. ગંધર્વસુતા-કાદંબરી. બાલ-ન્હાની. મિશ્ર-બેભત્યુ, જેમાં બે અર્થ ભળેલા છે એવું, દ્વિઅર્થી. મુગ્ધ થકી-મુગ્ધ છતાં એ, ભોળી છતાં એ. શીખવી-પઢાવી, ભણાવી. પ્રજ્ઞા-બુદ્ધિ, સમજશક્તિ. જો કે કાદંબરી સરળ કુમારિકા હતી અને ચંદ્રાપીડ અટપટું દ્વિઅર્થી બોલ્યો હતો, તોપણ તે મુગ્ધાને કામદેવે જ ભણાવી. તેનામાં અંદરથી [ મન માંહિથી ] નવી સમજશક્તિ સ્ફુરી. પ્રજ્ઞા ' હતી ' અધ્યાહાર્યનો કર્તા છે. અહીં ભાલણે શ્લેષની યોજના કેટલેક અંશે નવી ઘડી કાઢી છે. તે ઉપરથી એના વિશે આલંકારિક તરીકે ઊંચો મત બંધાય છે અને એ અંશમાં कादम्बरीનો ભાષાબંધ રચવાનો એનો અધિકાર સિદ્ધ થાય છે.

પૃષ્ઠ ૧૫૫

૧-૨૪ વક્ર વાક્ય-વ્યંગ વાણી. સમર્થ-સામર્થ્યવાળો, સૂચક, ધ્વનિયુક્ત. મનોરથ-ચંદ્રાપીડના હૃદયનો ભાવ. જાણી પદ પાર અને સંસાર સાથે સંબંધ ધરાવે છે. નાપ્યુ-ન આપ્યો. ચંદ્રાપીડનું બોલવૂં પોતે સમજી છે ને તે રુચ્યનૂં છે, એવૂં જણાવવા કાદંબરી નાગરિકપણે મ્હો મલકાવે છે. મદલેખા તેનો ભાવ સમજી ચંદ્રાપીડનો સંશય દૂર કરવા સ્પષ્ટ શબ્દમાં તેના વતી ઉત્તર આપે છે. મૃણાલિકા-કમળના કુમળા દાંડા. હુતાશન-અગ્નિ. ચંદ્રજ્યોત્સ્ના-આનંદ ઊપજાવનાર, અન્યને સુખ આપનાર ચાંદરણૂં. જ્યોત્સ્નાનો સામાન્ય અર્થ ચાંદરણૂં છે, તેમાં આનંદ ઊપજાવવાનો-સુખ આપવાનો ભાવ મેળવવા ચંદ્ર શબ્દ પૂરવે જોડ્યો છે. આતપ-તાપ આપનાર તડકો. પવનાશ [ સં. पवन; अश् ૯ પરસ્મૈ. ખાવૂં ]-સર્પ. કવિપ્રસિદ્ધ છે કે સર્પ વા ભખીને રહે છે: જુઓ भल्लटशतक । ૮૭ । वाताहारतया जगद्विषधरैराश्वास्य निःशेषितम् ।

જુ દેખુ છુ·અવસ્થા પાસિ-પાર્શ્વગત હોઈ જે અવસ્થા-તમે નજરોનજર જુઓ છો. રાજા મનમાં ઘટમટ કરિ-મદલેખા તરફથી આવો ઉત્તર મળ્યા પછી રહેવું કે જ તેની ધડભાંગ રાજકુમારના મનમાં થાય છે. તે નિર્ણય ઉપર આવી શકતો નથી. જવારહેવાના સંકલ્પ રૂપી હીંદોળે તેનું ચિત્ત ચડે છે. તેની મતિ કામવિકારથી વિકળ બને છે. તેથી તે શું કરવું તે નક્કી કરી શકતો નથી. દ્વિધા ચિત્તમાં હીંદોળાનો અને અત્યંત ભ્રાંત ચિત્તમાં ચગડોળનો ઉપચાર કરવામાં આવે છે. ઘટમટ-મનમાં ઘટવૂં [ દસવૂં ] અને મટવૂં [મિથ્યા થવૂં ], સંકલ્પ વિકલ્પ. સરખાવો ધડભાંગ, ભાંજ્યડ. સંદેહ-આ શબ્દ અહીં શંકાના અર્થમાં નથી, પણ ' સંશયાત્મસ્થિતિ, અનિશ્ચય ' એ અર્થમાં વાપર્યો છે. મહાશ્વેતા શું કીધી કથા...ઘણી વાર-તેણે બહુ વાર સુધી મહાશ્વેતા સાથે વાતચીત કરી. કહિ આગ્ના કરિ કુમાર-પછી મહાશ્વેતાએ પોતે જ કુમારને મહા મુશ્કેલીએ જવાની રજા આપી. સ્કંધાવાર-પડાવ, મેલાણ, છાવણી. અહીં રહિ અમ મન ભાવશિ-એ અહીં રહે અમને ઠીક પડશે. જીવિત-જીવતર. તેહ પ્રસાદ-તેની (અર્થાત્ કાદમ્બરીની) કૃપા. પુહુતુ- પ્હોતો, પ્હોચ્યો. સં. प्राप्त, પ્રા· पत्त ઉપરથી હકારના પ્રક્ષેપથી અને સ્વરસંક્રમથી પુહુત્ત થઈ પ્હોત, પ્હોચ, પ્હોક, વગેરે થયેલ છે. અભિરામ-સુંદર.

## પૃષ્ઠ ૧૫૬

૧-૨૫ ઊખેલી-ઊકેલીને. ' જડવૂં, બાંધવૂં ' એવા અર્થમાં સંસ્કૃતમાં ' कील् १ પરસ્મૈ. ' ધાતુ છે, જે ઉપરથી સં. कील, ગૂ. ખીલો, કીલી, બાંધવાના અર્થમાં જૂ. ગૂ. ખીલવૂં [ જુઓ ભાલણકૃત ભા. દ. સ્કં. પદ ૪૩, કડી, ૧ કોણે ખીલ્યા તારા પાય ? ] વગેરે શબ્દ થયા છે. એ ધાતુમાં उत् ઉપસર્ગ મળી થયેલા उत्कील् ઉપરથી જૂ. ગૂ. ઊખેલ, ચાલુ. ગૂ. ઊકેલ મૂળ ઊતરી આવ્યાં છે. સકર્મક મૂળ ઊકેલ ઉપરથી ' બંધનમુક્ત થવૂં ' એ અર્થનૂં અકર્મક મૂળ ઊકલ ગૂજરાતીમા નવૂં નીપજ્યૂં છે. વાંચનના અર્થનાં ઊકલ ઉકેલ મૂળ अव+कल् ઉપરથી થયાં છે. નાથ-શિરછત્ર, મુરબ્બી. રાજશેખર-રાજાઓના મુગટરૂપ, રાજાઓમાં શિરોમણિ [ રાજા તારાપીડ ]. મન ધરી ચદ્રાપીડ શિર ચુંબન કરી-ચંદ્રાપીડને મનથી પ્રત્યક્ષ કરી માથે ચૂમીને. સકલ સંપદનૂં એક પાત્ર-પંક્તિ ૪ ના સંબોધ્ય ચંદ્રાપીડના વિશેષણ તરીકે આ અર્થનૂં सर्वसंपदामायतनं મૂળમાં છે, તે બરાબર છે. ભાલણે તેનૂં સ્વતંત્ર વાક્ય કરી અહીં મૂકયૂં છે, તે બરાબર નથી. પત્રગત સંબોધનની રચના જાળવવા હૂં ' તૂં છિ ' બદલ 'એહવા' પાઠ કલ્પૂં છૂં. સદિ-હમેશ. જૂ. ગૂ.

અદ્વિ [ સં. ગદૈવ ]નું ટૂંકું રૂપ સદિ. ખેપ-દડમજલ મુસાફરી, વિરામ વગર પ્રયાણ. ખેપ ખેપિયો, ખેવ, તતખેવ, એ શબ્દ સં. ક્ષિપ્ર, પ્રા. ખિપ્પ ઉપરથી ઊતરી આવ્યા છે. મોદ-આનંદ. લિખ્યૂં તેટલું તે ખાંઢાં રેખ-લીટીઓની ગણત્રીએ તેમાં પણ તેટલું જ લખ્યું હતું. તેમાં પણ તેટલી જ લીટીઓ લખી હતી. રેખ [સં. રેખા] પંક્તિઓનું પરિમાણ બતાવવાને મૂકેલ છે. તેહનુ અર્થ એટલુ એહ-તેનો ભાવ [ગર્થ] એટલો જ હતો અને તેન પ્રયોજન [અર્થ] એ જ હતું. તેહિ-તે એ, તે પણ. મિ કરવી-મારે કરવી. અશ્વારૂઢ [સં. અશ્વ ઘોડો; आरूढ ચડેલ ]-ઘોડે સવાર. પ્રયાણપટહ-કૂચનું નગારું. આવે-આવજે; જુઓ પૃષ્ઠ ૬૮ પંક્તિ ૧૭, લડાવે ઉપરની સમજૂતી. નિશ્વાસ દેઈ-લાચારીનો નિશ્વાસ મૂકી. કથાવારતા વરતિ જિહાં-જ્યારે તમે નિરાંતે વાત કરતાં હો. કથાવારતા પર્યાયદ્વંદ્વ છે. ચાંડાલ-પોતાને ઘેર આવ્યો ગયો એવો નિર્દય ને નીચ. મૂળનો તર્ક ભાલણે ઠીક પલટાવી દીધો છે. રસાલ-પ્રેમાળ, હેતાળ, શુષ્ક નહિ તે. વિણુમૂલિ-વગરમૂલે. વિસ્તરી-વિગત જણાવીને. મદલેખાની કિહિજ્યુ મન-તમે તો મારું હૃદય [મન] છો એવું, હે કેયૂરક, તમે મદલેખાને કહેજો. મદલેખા કાદંબરીની અંતરની સખી હતી, તેથી ચંદ્રાપીડ પણ તેને પોતાનું બીજું હૃદય કહે છે.

પૃષ્ઠ ૧૫૭

૧-૨૪ વૈશંપાયન સ્કંધાવારિ મેહેલી-વૈશંપાયન શહતપી સૈના [ સ્કંધાવાર ] લેઈને પાછળથી આવે એમ ઠરાવી. પત્રવાહક-કાસદ, ખેપિયો. પાદપ [પુ.]-ઝાડ. પંથીઇ-વટેમાર્ગુએ. પુરાતન-પુરાણા. યૂપ-યજ્ઞસ્તંભ. કિહીએક પર્વત કેરાં શૃંગ-કહીંક ઘણે દૂર આવેલા પર્વતોનાં ઊચાં શિખર માત્ર દેખાતાં હતાં. કેતકી-કેવડાનું ફૂલ ઝાડ. ભૃંગ-ભમરા. ગુલ્મ-ઝોથાં. લતા-વેલા. ગહન-પસાર ન થઈ શકે એવાં, ગીચ. ઠાર-સ્થળ. ધ્વજ રક્ત-રાતી મોટી ધજા. નાના રંગ વિકાસિ-રાતો પીળો કાળો વગેરે અનેક રંગ દૃષ્ટિગોચર કરે છે; તરેહતરેહના રંગની બીજી ન્હાની ધજાઓ પણ ત્યાં નજરે પડે છે. કનકદંડ અતિ ઉચ્ચ-મુખ્ય ધજાનો વાંસ જે સોને રસેલા પતરે મઢેલો હતો, તે બહુ ઊંચો હતો. અપાર શિખર મનોહર તેણિ ઠાર-એ વાંસને પડખે [તેણિ ઠાર] અત્યંત મનોહર ચંડિકાપ્રાસાદનું શિખર હતું. પાસિ ચંમર અનિ ત્રિશૂલ-પાસામાં ચંમર લટકાવેલો હતો અને ત્રિશૂળ રોપેલું હતું. નભમંડલ-આકાશનો ઘુમટ. સ્થૂલ-મોટું [ત્રિશૂલ]. અતિથિક્રિયા-મહેમાનદારી. મારગ કૌતુક સરખુ થાય-રસ્તો કૌતુકરૂપ અર્થાત્ વિચિત્ર હતો. અંબાર

[ અ. ઇમ્વાર ]–મૂળ અર્થ ઢગલો; તે ઉપરથી અહીં અર્થ સમૂહ. વેદિ-ચાચર. ઈસિ–એની. જૂ. ગૂ. ઈસી [ મં. ઈદૃશી ]નું ટૂંકું રૂપ. ચંઠીનિ પ્રાસાદિ-ચંદ્રિકાના દેવળો. સંન્યાસી–મૂળમાં ધાર્મિક [સાધુ] કહ્યો છે. આશ્રમવાચક સંન્યાસી શબ્દ ન વાપરતાં ' જરઠ મ્યલિઉ જોગી કોય ' એમ લખ્યું હોત તો ઠીક થાત.

પૃષ્ઠ ૧૫૮

૧–૨૪ શરણ જઈ રહ્યુ પિતાનિ ચરણુ–પિતાને આશરે [શરણ] તેમને ચરણે જઈ ને રહો. ક્રમિ–અનુક્રમે. નાથ–દિગ્વિજય કરી જે આખી પૃથ્વીનો નાથ બન્યો હતો એવા ચંદ્રાપીડને. અભિવાદન–નમસ્કાર કરનારે પોતાનો નામોચ્ચાર [अभिवाद] કરવો તે. પ્રણામ–નમસ્કાર [पादोपसंग्रह]. કિંચિત કાલ–થોડો વખત. કિંચિત રૂપ વાસ્તવિક રીતે નપુંસકલિંગનૂ છે, છતાં તે ગુજરાતીમાં ત્રણે જાતિના નામ સાથે અવિકારી વિશેષણ તરીકે વપરાય છે. સરખાવો બંને, ત્રણ, ચાર [ જુઓ પૃષ્ઠ ૨૩, પંક્તિ ૧૨ ઉપરની સમજૂતી ]. નામૂં–નમાવ્યૂં. કીધૂં સ્નાનક્રિયા ભોજન–સ્નાન સાથે ભોજન કર્યૂં, ન્હાયો ને જમ્યો; સાહચર્યાર્થ પ્રત્યય લુપ્ત. અપરાહ્ણ–બપોર પછીનો દિવસનો ભાગ, નમતો પ્હોર. રાત્રિ નાંખિ–રાત ખૂટાડે છે. આવ્યા ભણી–આવ્યાના કારણથી. મેઘનાદિ પ્રણમ્યુ નાથ–મેઘનાદ વડે સ્વામી નમાયો, મેઘનાદ સ્વામીને નમ્યો. તેહનિ પૃષ્ટિ ધર્યુ તે હાથ–જુઓ મૂળ मेघनाद च प्रणतं पृष्ठे करकिसलयेन पस्पर्श । કુશળક્ષેમ–ખેમકુશળ; પર્યાયદ્વન્દ્વ. કલ્યાણ–કુશળ

પૃષ્ઠ ૧૫૯

૧–૨૪ કરિ અંજલી કાદમ્બરી૦–સઉ સખીઓ સમેત કાદમ્બરી પ્રણામ કરે છે. 'કરિ' પાઠ કલ્પિત છે; અસલમા 'કરી' છે. રાજલોક વાલ્યુ–રાજાઓને પોતપોતાને ઉતારે મોકલ્યા. અંતર્ગૃહ–આવાસના માહ્યલા ભાગમા. મન ઊછળ્યૂં, સહી નવિ સકિ, જાણિ કામિની કિહારિ બકિ–પત્રલેખા ક્યારે સમાચાર કહેશે એમ જાણે કરતૂં મન ઉતાવળૂં થયૂં; તેનાથી ખમી રહેવાયૂં નહિ. ઊછલ્યૂં–તલપ્યૂં, તલપી રહ્યૂં. સહી નવ સકિ–અસહન બન્યૂ, અધીરૂં થયૂં. અજિર –આંગણૂં. સ્થલકમલિની–જમીન ઉપર થતો કમળના છોડને મળતો છોડ. આતપત્ર [સં. आतप તડકો, त्रै રક્ષણ કરવૂં ]–છત્ર. શયનમંડપ–આરામ લેવાનો મંડપ. મિથુન–જોડૂં. દેવી–ગંધર્વો દેવયોનિ છે, મનુષ્ય નથી. આથી મર્ત્યલોકનો ચંદ્રાપીડ કાદમ્બરીને દેવી કહે છે. રંગ–પ્રીતિ. વિસ્તાર–વિસ્તારથી. જેહવી પ્રીતિ રહી તેણિ સ્થાનિ–ત્યા હૂં કાદમ્બરીના જેવા પ્રેમે રહી, કાદંબરીનો જેવો

પ્રેમ અનુભવતી આટલો વખત રહી [ તે કહું છું ]. ગોષ્ઠી-વાત. સર્વથા-સર્વ પ્રકારે, સંકોચ રાખ્યા વગર, નક્કી. કુસુમશય્યા બીડી આસન્ન-ફૂલની રચેલી શય્યા પાસે [આસન્ન: સં.] બેઠી. ચુખિ રહું પ્રમાદિ ઘન-મૂળમાં અહીં अतिष्ठं च सुरतं नवनयानानुभवन्ती देवीप्रसादात्। એમ છે. તેને અનુસરતો આ કલ્પિત પાઠ છે. મૂળ ઉપર દૃષ્ટિ રાખતાં ભાલણનો એ જ પાઠ સંભવે છે. એમાંના 'પ્રસાદ'નો અર્થ પરસાદ સમજનારે સરળના સારૂ ભક્ષભોજન ગોઠવેલ લાગે છે. સરખાવો मन्त्रण [વાત બીજાને કહી દેવી તે] શબ્દ 'निमन्त्रण [જમવાનું નોતરૂં]ને સ્થાને ગણી કોઇએ विक्रमोर्वशीय નાટકના બીજા અંકની પહેલી ઉક્તિમાં ગોટાળો કરી મૂક્યો છે તે. દૃષ્ટિ દૃષ્ટિ મુખિ મુખ કરી-ચાર આંખો મેળવી મ્હો સામૂં મ્હો રાખી. કરપલ્લવ કરપલ્લવિ ધરિ-હાથમાં હાથ મૂકી. હૃદયિ હૃદય-સમાન લાગણીથી. મંનિ મંન-સમાન તન્મયતાથી. છેલ્લાં બે વચનનું સ્વારસ્ય ચંદ્રાપીડ ને પત્રલેખા પૂર્વ જન્મે ચન્દ્રરોહિણી હતાં એ વગેરે વાત યાદ લાવવાથી સમજાશે. શર્વરી-રાત. અલગુ કર્યું-દૂર કર્યો, વદાય કર્યો. માહારુ કર અવલંબન ધર્યું-ટેકો [ અવલંબન ] લેવાને મારો હાથ ઝાલ્યો. વલ્લભ-વ્હાલે. બાલોદ્યાન-જ્યાં ન્હાના છોડો ઊછેરવામાં આવતા હતા તે બાગ [ Nursery ]. એ પ્રમદવનનો એક ભાગ હતો. તિહાંથી મરકત-મણિ સોપાન પ્રમદવનવેદિકા ચડયાં; મણિ મણિક્ય નાનાવિધ જડયાં-એ બાલોદ્યાનથી મરકતનાં પગથિયે થઈ ને પ્રમદવનની ઊંચી ઓટલે ચડયાં, જે ઓટલામાં મોતી માણેક વગેરે અનેક પ્રકારનાં રત્ન જડયાં હતાં. સોપાન-પગથિયાં. વેદિકા-ઊંચી ઓટલ. અસલ પ્રતમાં वेगिका છે. પરંતુ અહીં વેગ કરવાનું કંઇ ખાસ કારણ જણાતું નથી અને એહાલ સ્થિતિમાં વેગનો અવકાશ પણ નથી. વળી બાણ ભટ્ટ પોતે प्रमदवनवेदिका લખે છે. આ કારણથી પાઠ અહીં સુધારી લીધો છે.

### પૃષ્ઠ ૧૬૦

૧-૨૪ તારકા-કીકી. સંકલ્પ-નિશ્ચય. વિકલ્પ-અનિશ્ચય. સ્વેદોદકિ કીધું સ્નાન મદનાગ્નિ પીસવા સ્થાન-તે વખતે [તિણિ સ્થાન] મદનાગ્નિએ દેહ પાડવાનો તેણે જાણે નિશ્ચય કર્યો હોય, તેમ તે પરસેવે ન્હાઈ. અગ્નિ-પ્રવેશ, ભૃગુપતન, વિષભક્ષણ વગેરે દેહ પાડવાના માર્ગ છે. અગ્નિમાં બળી મરવા ઇચ્છનાર પ્રથમ સ્નાન શૌચ આચરે છે, તે મુજબ અહીં મદના-ગ્નિને અનુરૂપ સાત્વિક સ્વેદના સ્નાનનું નિરૂપણ કર્યું છે. ભૌતિક અગ્નિને સ્થાને દેહ પાડવાના સાધન તરીકે મદનાગ્નિનો નિર્દેશ કર્યો છે, તેથી તેના

અતિરેકનો ધ્વનિ ઊપજે છે. પડવા ભૂંયિ ધૂજિ તંન–જાણે તે ભૃગુપતનની તૈયારી કરતી હોય, તેમ તેનું શરીર ધ્રૂજ્યું. જે ઊંચેથી કૂદકો મારવાનું કરે છે, તે પ્રથમ અંગ ધ્રૂજાવે છે. અણપ્રીછ્યૂં જેણિ માહારૂં મંન–જેનો હું મનથી અભિપ્રાય સમજી નહિ. ભાલણે मया अविहिताभिप्रायया પાઠ લીધો જણાય છે. મિઇ વિનય કહ્યૂં તેણિ હારિ આગ્નાo–જ્યારે મને સમજણ ન પડી, ત્યારે મેં કાદંબરીને વિનયથી કહ્યું કે 'ફરમાવો. હું શું કરું તમારા માટે?' તુહિ ક્રિદિતાં કંપિ પાણિ, જાણી વારિ છિo–તેટલું થતાં એ જાણે રહસ્ય કહી દેવાની ના પાડતાં હોય, તેમ તેનાં હાથ વગેરે અંગ કંપે છે. અહીં પાણિ બીજાં અંગના ઉપલક્ષણાર્થે છે; જુઓ મૂળ निजावयवैरपि वेपथुमद्भिर्निवार्यमाणेव. વસ્ત્રાંચલ–પાલવ. આવ્યા ઉત્તમ ગંધનિ ધ્યાનિ–કર્ણોત્પલના ઉત્તમ વાસની ઝંખનાએ આવેલા. મધુકર–ભમરા. લાજિ બીજી વારતા બકિ–મનથી શરમાતી તે બીજી બીજી વાતો કરે છે. મદનાનળ–કામાગ્નિ. જ્વલિ–ધીકે છે, બળે છે. દુઃખ ગણવા જિમ માલા ઝ્યલિ–એકઠાં મળીને જાણે દુઃખની ગણત્રી કરવાની માળા બને છે. મુક્તા–મોતી. જિમ–જાણે. પંક્તિ ૧૪ થી ૧૮–અહીં લજ્જા, વિલાસ, લીલા, મુગ્ધતા, વિનય, ભીરુતા, વિભ્રમ, વૈદગ્ધ્ય અને વિષાદની ચેષ્ટાનો નિર્દેશ છે. એ ચેષ્ટાઓ અશિક્ષિત છતાં એવી તો સંપૂર્ણ ને હૃદયહારી હતી કે તે તે ભાવાભિમાની દેવ, ચિત્ત સંતુષ્ટ થાય એવી રીતે, કાદંબરી પાસેથી તે તે ભાવનું શિક્ષણ મેળવે. પ્રસાદ–પ્રસન્નતા, સંતોષ. 'વિલાસિતાથી વિલાસની બકી' અને 'વૈદગ્ધીથી વિદગ્ધા મતિ' એમ કલ્પિત પાઠ વાંચવા વીનતી છે. વિલાસની બકી–શૃંગારિક વાણી. જેમ બોલ [ક્રિ]. ઉપરથી બોલી [નામ], તેમ બક [ક્રિ]. ઉપરથી બકી [નામ] સ્ત્રીલિંગે નીપજેલ છે. વિલાસિતા–શૃંગારીપણું. ભયનિવેશ–ભય પેસવો તે, ભયની લાગણી. વિભ્રમ–પ્રેમકૃત ક્ષોભ. વૈદગ્ધી–ચતુરાઇ, નાગરિકતા. વિષાદ–શોચ, નાહોશી. ફરકિ અધર, વિમાસઇ સોમ–ઓઠ હાલે છે, તે બોલવા જાય છે; પણ પાછી વિમાંસણમાં પડી જાય છે. મિ પૂછી–મારા વડે પૂછાઈ. જુ–જો, જ્યારે. વાર તિહ્રાર–ત્રણ વાર. જેમ સંસ્કૃત त्रीणि ના મૂલ ઉપરથી અનુકરણથી પ્રાકૃત तिण्णि ગુજરાતી બંને રૂપ અસ્તિત્વમાં આવ્યાં, તેમ સંસ્કૃત चत्वारि, પ્રાકૃત चत्तारि, જૂની હિંદી चिहारी ના તેવા જ અનુકરણથી જૂની ગુજરાતીમાં 'તિહ્રાર રૂપ થયું જણાય છે. જાંહાંનું–જી ત્યાંથી, જ્યારથી. જાંહાં, તાંહાં શબ્દનો વ્યુત્પત્તિની દૃષ્ટિએ જ્યાં, ત્યાં જેવા છે. જેહ, તેહ સર્વનામમાં અવ્યય બનાવનાર ~ અવ્યય ઉમેરી શબ્દો થયા છે. ભાષામાં કોળથાયત' જિહાંહિં, તિહાંહિં અવ્યય છે.

જાદા તાલા સાધારણ રીતે સ્થળવાચક તરીકે વપરાય છે પરન્તુ અખને તે કાગળમાં આ યત તરી 'જ્યાિર, ત્યાિરિ'ના પર્યાય ગને છે, ઉદા જ્યા મેં એ વાત કાઢી, ત્યા તે ગોલી ઊઠ્યા

પૃષ્ઠ ૬૬૧

૧–૨૪ શ કરીશ કથી–વાત વર્ણવીને [કથી] ગતી કહેનાય મિતા ગીને ચ કે નૂ? જુઓ પૃષ ૨૩ પંક્તિ ૧૮ ઉપરની ગમ નૂતી નલાથી, નિલાથી–જ્યાન્થી ત્યાનથી જુઓ પૃષ ૧૦ પંક્તિ ૨૩ ત્યારાનુ ઉપરની મમજૂતી કરીશ કહેવાય એ નિજુ કુદુનઇ કદૂ–માર આ કહેવી [નિજુ] થઈ છે તે જેને ૯ કદૂ એવૂ તાગથી બીજૂ નાણ છે? બનજુ–મૃગ અર્થ કપ્મે, તે ઉપરથી ગૌણ અથ કાર ખાનાપળ કહેણી તેહ અન–તે દુ ખનો છેડો સમ કરૂ છ–ભોગન ખાડી ૨ વેશ્વાળી–સત્ય, માનૂ અક–ચિહ્ન, અભિજ્ઞાન કુનનઝતના ચિહ્નથી કુનકન્યમ ઓળખાય છે માટે કુનનઝતના અંનો અહીં નિર્દેશ છે જેમ સેવક આજ્ઞાંક્તિ કહેવાય, તેમ કનકન્યકા કનનઝનકિત હોય દેશ અનતિ દેશ હાકિ–આ રેમણે, અહીં મવનિ નિદાપાત્ર દુ કરી–મને બધે નિંદાપાત્ર બનાવી જૂની વાકયરચના આચાર –કામ, વ્યવહાર, રીત પરિચય–ગાઢ સમાગમ હુનાશન–અગ્નિ અહીં વિજોગનો અગ્નિ કુમારિકાજન પીડવુ નહીં [कुमारिकाजनो न पीडयितव्य] –જૂની વાકરચના પિદિલૂ ભાખિ ગાલી દાઝિ–જુઓ મૃગ પ્રથમ मदनानलो लज्जा दहति तता हृदयम्। દાઝિ બગનરા મેં दहना કર્મણિ રૂપ ઉપરથી ગુજરાતી દાઝ મૂળ, ને તેના ઉપરથી દાઝિ સ્ત્રીલિંગ નામ મુઝ મને મનમાની–અતર્મન (વાત) તુઝ–તને પ્રાયશ્ચિત્ત કરી પ્રાણત્યાગ કનક૦–પ્રાણ ત્યાગ રૂપી પ્રાયશ્ચિત્ત કરી દેહે લાગેલા કનકનો અશ [વિભાગ] ૯ ધોઈ નાખીશ જન્માતરિ પામેવા કાજ માગરિ બીજે જન્મે પ્રિયજનનો મેળો થવાનો માર્ગ જે આપણો છે તે મારગે મૃગનો તર્ક પોતાની રુચિ પ્રમાણે કવિએ બદલ્યો છે

પૃષ ૧૬૨

૧ ૨૪ અણુપ્રીછ્યા માટિ–આ ઉક્તિ પૂરેપૂરી ન સમજ્યાને લીધે ભીતકાર [મં भीत બ્હીનેલૂ आकार]–ભય પામેલ ભયભીત મગખાવો સૂનકાર [મં शून्य+आकार] પામી શોક અનિ વિષાદ, નાનિ મન માહિ આહ્લાદ દૂ હર્ટ ખોઈ ભારે શોકાતુર અને ખિન્ન બની કાદમ્બરીની ફરિયાદ સાભળી પત્રલેખાનૂ હૃદય ફટકી ગયૂ તે ભારે શોક પામી અને વિષાદમા

છૂટી ગઈ. સ્વભાવે આનંદી છતાં પણ આ સમયના ભય શોક અને વિષાદ આગળ આનંદ તેને છોડી ગયો. બાધ-બાધા, પીડા. ચિત ધરી-એક ચિત્તથી. ગોપ્ય-છાના. મનોરથિ અફલિ-મિથ્યા મનોરથથી, હાલા ઓરિયા રાખનો. જે હામ ક્રીડા કરવા કેરા કામ૦-કામક્રીડા કરવાના જે સ્થાનો, તેનાં નામ કાને પહેરેલા કમળની પાખડીમાં ખાલી [જૂઠિ] લખી સંકેત સૂચવે છે. મૂળમા અહીં श्रवणदन्तपत्रोदरेषु व्यर्थमनोरथमोहितमानसः संकेतस्थानानि लिखति। એવો પાઠ છે, તે જોતાં કાને પહેરેલી હાથીદાંતની પાદડીમાં તે સંકેત-સ્થાનનો નિર્દેશ કરે છે એવો અર્થ નીકળે છે; અને તે બંધ બેસતો છે. કાનમાં અધરમાં ને પેટ ઉપર લખવાનું કહેવું એ ગ્રામ્ય અને અજુગતું છે. આથી અધર પદ દૂર કરી ભળતો કલ્પિત પાઠ કમળ અહીં સ્વીકાર્યો છે. શ્રવણ. કમળ ઉદરનિ વિખિઇ-કાને પહેરેલા કમળના અભ્યંતરમા [અર્થાત્ તેની પાંખડીમાં]. विषय નામના દેશ અને બાબત એ બે અર્થને અવલંબીને અધિકરણ અને સંબંધના અર્થમાં અવ્યયરૂપ વિખિઇ, વિખિ, વિખે ને વિશે થયેલાં છે. મોહન મંત્ર રેખ-મોહનમંત્રરૂપ પંક્તિઓ [રેખ]. મન્મથના લેખ-વ્હાલના આવેશ-વાળા કાગળો. મોકલિયા-મોકલેલા. યદ્યપિ-જોકે. પરસેવિ ધોવાય-મારા હાથે વળતા સાત્ત્વિક સ્વેદથી ધોવાઈ જાય છે. અશ્રુબિંદુ અંજનયુત થાય તુહિ મમ આશાનિ૦-તોપણ મારી આંખેથી ગરતાં હર્ષના આંસુને લીધે તે કોરાયલા લેખ કાજળવાળા થઈ પત્રાંતર્ગત સ્નેહના ઊભરાથી [નિહિ] મારા મનોરથો [આશા]ને અત્યંત થનથનાટ ઊપજાવે છે [ नचाति ]. મૂળનો તર્ક કવિએ જરા બદલ્યો છે. થાય-થાઈ, થઈને, બનીને; સંબંધાર્થ અવ્યયરૂપ: જુઓ ભાગવત દશમ સ્કંધ, પદ ૯૦, કડી ૩. તુહિ-તોપણ. તાડપત્ર ઉપર સોયા જેવી અણીદાર કલમે અક્ષર કોતરતા અને પછી તે ઉપર રંગદાર ભૂકી ભૂસતા, તે ખાડામાં ભરાઈ જઈ અક્ષરો સ્પષ્ટ થતા; એ હકીકત અહીં યાદ લાવવાની જરૂર છે. નખ માંહિ પ્રતિબિંબ દીસિ તે૦-પ્રતિબિંબરૂપે તે નખમાં દેખાય છે, હું તેને પ્રતિબિંબરૂપે મારા પગના નખમાં જોઉં છું. અહીં નખમાં દર્પણનો ઉપચાર ગમ્યમાન છે. અહવા બીહીતી-પકડાવાની બીકથી. નાસી ટલૂં-નાસી જાઉં છુ, નાસી છૂટું છું. સંસ્કૃતમાં '[illegible] જવૂં' ધાતુ છે, જે 'तॄ १ परस्मै. ઓળંગી જવું' અને '[illegible] જવૂં' એ ધાતુઓ સાથે સંબંધ ધરાવે છે. એ ઉપરથી [illegible] અને ગૂજરાતીમાં ટળ, ટાળ, ટળક, ઠેલ વગેરે [illegible] વલગિ...ઊફરાટી ઇ ધરિ-ચાલતાં વસ્ત્રનો [illegible] [વલગિ; કલ્પિત પાઠ], અને લતા અથવા [illegible]

સખી મને પકડે છે [ગ્રહિ] અને પકડીને એના હાથમાં સોંપી જ [સહી] દે છે; તે વખતે હું પરાઙ્મુખ [ઊફરાટી] છતાં પણ તે મને ઝાલી રાખે છે [ધરિ]. અહીં લતામાં ચંદ્રાપીડના પક્ષની સખીનો આરોપ છે. ઊફરાટી–પરાઙ્મુખ; જુઓ સીતાહરણ, ૪૦, જાણિઉં કહિનાં કટક વિછૂટાં, દલ ઉપરાઠિ હોઇ; જુઓ વળી કા. પ્ર. , પ્રબંધ ૪, કડી ૨૩૮, ૩૧૭, ૩૨૪. ૪–પણ. પત્રાવલી–પત્ર આદિ અનેક સુંદર આકારનાં, ચંદન કેસર આદિ ગંધદ્રવ્યથી અંગ પર ચિતરેલાં, સુંદર ચિત્ર. કુચિ લખિ છિ...પાસિ વસી–તે મારા હૃદયને ભીડાશથી સ્પર્શી, 'તૂ મારામા વસી મારી પાસે રહેજે, હો' એમ જાણે તેને કંઇ કંઇ લખીને ભણાવતો હોય, તેમ છાતીએ સુંદર ચિત્ર ચિતરે છે. પત્રાવલી ચિતરવામાં શિક્ષા લખવાનો ઉપચાર છે. આ સુંદર કલ્પના ભાલણે પોતાના તરફની ઊમેરી છે. અશી–એવી; ઈસીનૂં રૂપાંતર. પુષ્પવાયુ જેહવા મુખ વાય–ફૂલની ખુશબો લેઈને વાતા વાયુ સરખા મ્હોના સુવાસિત પવન વડે [વાય]. સ્વેદબિંદુ–પરસેવાનાં ટીપાં. કરપલ્લવિ કરી કપોલિ૦–ગાલ [કપોલ] ઉપર પરસેવાનાં ટીપાં [શીકર] ખાઝે છે, તેના ઉપર સેવાનો લોભી [લોલ] રાજકુમાર કૂંપળ જેવા હાથ વતે વા નાંખે છે [વાયુ કરિ]. મિસિ–નિમિત્તે, બ્હાને. શ્રવણ–કાન.

પૃષ્ઠ ૧૬૩

૧–૨૪ લમણાનો પરસેવો લુછવા લંબાવેલા હાથના નખના કિરણમાં યવાંકુરના આકારના કર્ણપૂરનો આરોપ છે. યવઆકાર [બહુવ્રીહિ]–યવાંકુરના આકારનું. શૃંગાર કરિઇ–સ્હોવરાવે છે; ક્રિયાસંસૃષ્ટિ. નખચ્છટા–નખનાં કિરણનો સમૂહ. વલ્લભ–વ્હાલાં. બાલ–ન્હાનાં, નવાં ઊછેરેલાં, જેને હજુ ફૂલનો કાલ નથી આવ્યો એવાં. સુરાકૂગલા–દોહદ પૂરવા માટેના મદ્યના કોગળા. સીંચતાં–ઓરસલીના મૂળમાં છાંટતાં. કચ–વાળ. અશોક વૃક્ષનિ કરવા પ્રહાર૦–અહીં બાલ અશોકના દોહદનું નિરૂપણ કર્યું છે. મન્મથ પરવશ–કામાતુર. દોષ તણૂં સંકીર્તન–દોષ ગણવા તે. સ્મરણ ઉપાય–સ્મરણનું સાધન. ઓલિ જે તાં લોક અપવાદ જશ કરી૦–લોક વાત કરે, તે કીર્તિ માને છે ને ઊલટો ખુશ થાય છે. રંલી–અત્યંત આનંદ; જુઓ પૃ. ૧૨૩, પં. ૧૫, રલિઉ ઉપરની ટિપ્પણી. યૌવનિ રત્નની વૃષ્ટિ કરી–જેનૂં મૂલ રત્નની વૃષ્ટિએ જ આંકી શકાય એવો લાભ યૌવને આજે આપ્યો. ચંદ્રાપીડનૂં યૌવન ધન્ય કે કાદંબરી તેના પ્રીતિપાશમાં પડી ! વસંત કાલ લેઈ આવ્યુ ધરી–આ જ પાઠ આદર્શભૂત હાથપ્રતમાં છે. એમાં લેઈ અને ધરી એક જ અર્થના

પુનરુક્તિ ઊપજાવનારા બોલ છે. વળી વસંત કોણે આણ્યો એ પ્રશ્ન્ય રહે છે. એ પુનરુક્તિ અને ન્યૂનતા દૂર કરવા 'વસંત કાલઇ આણ્યુ ધરી' એમ હું વાંચું છું. જેમ અપ્રતિહત આનંદમાં નિત્યદીવાળીનો ઉપચાર કરવામાં આવે છે, તેમ અપ્રતિહત વિલાસસુખમાં અહીં નિત્યવસંતનો ઉપચાર છે. યૌવને રત્નવૃષ્ટિ કરી અને કાલ ભગવાને નિત્યવસંત બક્ષ્યો. રાઇજી–રાજકુમાર ચંદ્રાપીડ. ચપલપણૂં કુસુમાયુધ તણૂં મુઝ આગલિ૦–તમે મારા આગળ ચંદ્રાપીડનો કરીને જે કહો છો તે અત્યંત અવિનય કામદેવનો જ છે. કુસુમાયુધ [સં. कुसुम ફૂલ; आयुध હથિયાર]–કામદેવ. ચપલપણૂં–અમર્યાદ કૃત્ય, ઉદ્ધત ચેષ્ટા. સહી–નકી, નિશ્ચય. આડુ આંક–અવધિ, છેવટ. હાલ પૂર્ણવિરામ વાક્યને છેડે આવી સમાપ્તિ બતાવે છે; એ કામ પૂર્વે ઊભા આંકા લખાણ આડા આવી બજાવતા હતા. આથી આડુ આક [આડો આક] અવધિના અર્થમાં વપરાયો. પ્રતિબોધ–ખુલાસો. કહિ વાત અનુપ, કુણ કામ૦–તું તો બેશ વાત કહે છે! કામ વળી કોણ થાય છે? એ તે કેવો હશે? આ કરડાકી અને ક્રોધનૂં બોલવૂં છે. ઈસ્યૂં–એવૂં. અનંગ–કામદેવ. એને શંકરે તપમાં વિઘ્ન કરવા માટે બાળીને ભસ્મ કરી દીધો હતો, તેથી એ અનંગ કહેવાય છે. અહીં અનંગ શબ્દના સાર્થક પ્રયોગને લીધે પરિકરાંકુર અલકારનો ધ્વનિ ઊઠે છે. એ હુતાશન નવિ પ્રકાશિ જ્વાલા, સંતાપ કરિ વિકાસ–એ અગ્નિ જ્વાળા કાઢતો નથી અને દાહ ઉત્પન્ન કરે છે; જુઓ મૂળ अतनुरेष हुताशनः...अप्रकाशयन् ज्वालावलीः संतापं जनयति ।. પાઠ કલ્પિત છે. આદર્શહાથપ્રતમાં 'એ હુતાશન, પણુ ન પ્રકાશ સંતાપજ્વાલા કરિ વિકાસ' એવો વિકૃત પાઠ છે. ધૂમપટલ–ધૂમાડાનો સમૂહ. ભસ્મરેણુ–રાખના કણ. પાંડુરતા–ફીકાશ. ત્રણે વિભાવના અલંકાર છે.

## પૃષ્ઠ ૧૬૪

૧–૨૫ કુસુમચાપ [ સં. कुसुम ફૂલ; चाप કામઠૂં ]–કામદેવ. એનાં ધનુષબાણુ ફૂલનાં છે, તેને લીધે એ કુસુમચાપ, કુસુમબાણુ, કુસુમાયુધ વગેરે નામથી ઓળખાય છે; જુઓ अभिधानचिन्तामणि । २ । १४२ । पुष्पाण्यस्येषु चापास्त्राणि ।. કાંઇ ચેષ્ટા–કેટલીક, થોડીક ચેષ્ટા. મુખશશી–મુખ રૂપી ચંદ્ર. કોડિ–કરોડો. નિશિ વસી રહ્યા–આકાશમાં રાત્રિદિવસ પ્રકાશતા. આ વિશેષણુ ભૌતિક ચંદ્રથી મુખચંદ્રના વ્યતિરેકનો ધ્વનિ ઉપજાવે છે. ધ્યાય [ સં. નિ+ ધ્યૈ, ૧, પરસ્મૈ., તાકીને જોવૂં ]–નિહાળે છે, જુએ છે. ઉપસર્ગ ખરી પડવા બાબત જુઓ પૃષ્ઠ ૬૮, પંક્તિ ૧૩, વધારી ઉપરની સમજૂતી. મન બીજિ

કિહીઇ ન ભલિ–બીજા કશામાં મન જોડાતું નથી; બીજા કોઇમાં મન રમતું નથી. રાનિ પાસિ થયુ કંદર્પ–કામદેવ [કંદર્પ] રાજકુમાર ચંદ્રાપીડના પક્ષમાં [પાસિ, સં. પાર્શ્વે] ભળ્યો છે, એના પક્ષનો થયો છે. દર્પ–માન, અભિમાન. લાજ–શરમાવાપણું. કાજ–કર્તવ્યમાર્ગ. દીસિ નહીં ને દાઝિ કાય–ભડકા નીકળતા દેખાતા નથી ને દેહ બળીને ખાખ થઈ જાય છે. દાઝિ [પ્રા. डज्झइ, સં. दह्यते]–બળે છે. મુઝ–મને. જોતાં–વિચારતાં. શરણુ–આશ્રય. એહવું કાંઇ કુંઉ છુ મનિ–મનથી એમ શા માટે કહો છો ? સરખાવો કાંય, કાં. વિણુ-આરાધિ–વગર આરાધ્યે, આરાધના કર્યા વગર, આપોઆપ. અનંગ દેવ–કામદેવ. ગુરુજન કહ્યાની થી વાત૦–કામદેવે [મન્મથિ] પોતે પિતાનું પદ સ્વીકારી કન્યાદાન દેઈ તમને અને રાજકુમારને દાંપત્યની પવિત્ર ગાંઠથી જોડ્યાં છે. તો પછી વડીલની સંમતિ લેવાની ક્યાં ? યુવાવસ્થા માતાનું પદ સ્વીકારી તમને વળાવે છે [પ્રેરિ], ત્યાં બીજું શું કહેવાનું ?–અહીં ભાલણે મૂળમાં બહુ સુંદર ફેરફાર કર્યો છે. આફણીઇ–પોતાની મેળે, આપોઆપ. વ્યુત્પત્તિ માટે જુઓ પૃષ્ઠ ૮૭, પંક્તિ ૧૧ ઉપરની સમજૂતી. સ્વયંવર–ગાંધર્વ વિવાહ. જુઓ પૃષ્ઠ ૧૫૪, પંક્તિ ૨૦ ઉપરની સમજૂતી. ધર્મ–ધર્મ્ય હોવાપણું, ધર્મ્યત્વ, નિષિદ્ધ નહિ પણ વિહિત હોવું તે. મોદ–આનંદ.

પૃષ્ઠ ૧૬૫

૧–૨૫ આણ કરૂં છૂં–દુવાઇ લેઊં છું, શપથ કરૂં છું. સંસ્કૃત आणि [સ્ત્રી.]નો અર્થ છેડો, મર્યાદા છે. તે ઉપરથી સમર્થ વ્યક્તિનું નામ લેઈ આડી લીટીરૂપ લૌકિક આડ બાંધવી અથવા પ્રતિબંધક શપથરૂપ કાલ્પનિક આડ બાંધવી, તે આણ. જુઓ કર્મણકૃત સીતાહરણ, કડી ૮૫, આણ દેઈ લક્ષ્મણ સાંચરિયા, સીતવચનિ વનિ ગયયા; એજન, કડી ૮૭, કાપડી ભણઇ, 'હૂં લીહ ન લોપૂં; રામઆણ ઇહાં દીધી.' વક્ત્રિ–મ્હોડે. પ્રિયવચન–પ્રીતિકર, હિતકર વાતનું કથન. કાદંબરીનું પ્રિય ચંદ્રાપીડને તેડી લાવવામાં રહ્યું હતું; તે પ્રિય કરવાનું પત્રલેખાએ જે કહ્યું તે પ્રિયકથન. રીતિ–મર્યાદાથી. નિશ્ચલ મન સાથિ–સ્થિર મનથી, છગડગપણા વગર. ગ્રહી–મેં અંતરમાં ઊતારી, હું સમજી. પ્રગલ્ભપણૂં–હિમ્મત, ધૃષ્ટતા. વિમાસી જોય–તું વિચારી જો. કુમારીકાય–કુમારીશરીરે, જે કુમારી છે તેણે. ઢીઠપણૂં [સં. ધૃષ્ટ ઉપરથી.] –શરમ કોરે મૂકી વર્તવું તે, ધીટપણું. સાહસકારિણી–સાહસ કામ કરનારી. ઇચ્છાં–પોતાની ઇચ્છા પ્રમાણે, સ્વચ્છંદે. સ્વયંવર–ગાંધર્વ વિવાહ અનુસાર; કરણાધિકારનો પ્રત્યય લુપ્ત. કિમ કાહાવિ છિ–શી રીતે [કિમ] કહાવે છે,

શી રીતે કહાવવા હિમ્મત ધરે છે? ભલા એમનાથી સંદેશા મોકલાય છે ને ભત્રૂ એમનાથી તેને ત્યાં જવાય છે! જુ કાહાવૂં તૂં વાહાલૂં ઘણૂં, તુ પુનરુક્તિ વચન—તમે મને ઘણા વ્હાલા છો એમ જો હું કહાવું, તો તે પુનરુક્તિવાળું વચન બને છે. મારા બાહ્ય વિકારે મારું વ્હાલ કહ્યું જ છે. એ પાછું શબ્દથી કહેવું. તે પુનરુક્ત છે. એ જડપ્રશ્ન—સામાનૂં વ્હાલ વરતી ન શકે એવો મૂર્ખ માણસ જ એ સવાલ કરે. વેશ્યાલાપ—મીઠાબોલી વેશ્યાની અતિશયોક્તિ ભરેલી વાણી. ભાગ—અંશ; જુઓ પૃ. ૧૬૬, પં. ૨૨, વિભાગ. અનુભવ વિરુદ્ધ—દેખીતું ખોટું. આત્મદોષ—મન ઉપર કાબુ ન રહેવારૂપ પોતાનો જ દોષ. ઊલંભા ઠામ—ઠપકાને પાત્ર. કામિ હૂં આપી, મિ વર્યું તું—જૂની વાક્યરચના. પ્રભુપણુ—ધણીપણું. ચપલપણૂં—સ્વચ્છંદ વર્તણૂક, ઉદ્ધત અમર્યાદ વર્તણૂક. હલુઆપણું—પોતાને મ્હોડે પોતાની વફાદારી કહેવાની હલકાશ.. પાછૂં કાહાવ્વાની શંકા......ગતિ તે જાય—તમે મારા સંદેશાનો કદાચ તિરસ્કાર કરો એ બ્હીક મનમાં આણી કાંઇ ન કહાવું, તો તેથી મારું ઉદ્ધતપણૂં જણાય; અને પ્રીતિના વ્યવહારની મને ગતિ [જ્ઞાન] નથી એમ કહેવાય. પાછું અવ્યય અનાદરના ભાવમાં વપરાય છે. શ્રીફળ પાછૂં વાળવું એટલે વિવાહનું માગું ન સ્વીકારવૂં, દૂત પાછો કાઢવો એટલે દૌત્ય કાને ન ધરવૂં, તેવી જ રીતે પાછૂં કહાવવું એટલે મોકલેલા કહેણનૂં પ્રત્યાખ્યાન કરવૂં; જુઓ મૂળ. નહિ એમ—અમાંગલિક. ભાલણે ઉક્તિનો ભાવ ઠીક બદલ્યો છે. કાદમ્બરીનો બાણે રચેલો ભાગ વાસ્તવિક રીતે અહીં પૂરો થાય છે. અધુરી રહેલી કથા તેના પુત્ર પુલિને પૂરી કરી છે. ઉઘાડી અપૂર્ણતાવાળી પૂર્વ ખંડની કઢંગી સમાપ્તિ કોઇ વિદ્વાનના મનમાં ખટક્યાથી તેણે સંસ્કૃત મૂળમાં પાંચ છ સૈકાં ઉપર ઘાલમેલ કરી જણાય છે. ઉત્તર ખંડનો કેટલોક ભાગ તેણે ત્યાંથી ઊપાડી જૂજ વધારાઘટારા સાથે પૂર્વ ખંડને અંતે ઓઢવી દીધો છે. ભાલણ આ ફેરફારવાળી પ્રતને અનુસર્યો છે. દષ્ટિ ખ્યલાં—દષ્ટે દષ્ટ મળ્યે, મળ્યા છતાં. વિકારી ગુણવિશેષણ અને કૃદંતવિશેષણમાં આં [સં. आम्] મળવાથી જૂનૂં અવિકારી અવ્યયરૂપ બને છે; જુઓ પૃષ્ઠ ૧૬, પંક્તિ ૫, વેગળાં, પૃષ્ઠ ૨૩, પંક્તિ ૧૨, વ્યાધ ગયાં, અને તો બે ઉપરની સમજૂતી.

પૃષ્ઠ ૧૬૬

૧–૨૩ બુદ્ધિપ્રચાર—સમજવાની વાત મર્યાદા—વ્યવસ્થા, આડ. અદશ્યમાન વલ્લભ મનિ ધરિ—એ તો દેખવા પમાય નહિ એવા [અદશ્યમાન]

પ્રિયતમની મૂર્તિ હૃદયમાં [મનિ] દમાવે છે [અને પછી મરણાંત દુઃખ ઊપજાવે છે]; જુઓ મૂળનો ક્ષેપક ભાગ अयं पापकारी मकरकेतुरदृश्यमानेऽपि प्रियजने जनितहृदयानुरागः कदाचिज्जीवितमप्यपहरति ।. આ ક્ષેપક ભાગને અનુસરી 'વલ્લભનિ' પાઠ બદલી કલ્પિત 'વલ્લભ મનિ' પાઠ અહીં લીધો છે. કિહી થકી-કોઇકથી, કઈંકથી. બહુ સંકલ્પ કરી અચિત્ત-અથવા તો અનેક સંકલ્પોએ મને બાવરી [અચિત્ત] બનાવી છે. કુણિ-કોઇક. રાત્રિ દિવસ દેખૂં હૂં પાસિ...અવિનાશ-વિષ્ણુ ભગવાન [લક્ષ્મીપતિ]ની પેઠે એમની ન ફિટતી મૂર્તિ હું નિરંતર [રાત્રિ દિવસ] મારી સમક્ષ [પાસિ] જોઉં છું. અવિનાશ-ત્રણે કાળમા વિદ્યમાન, ન ફિટતી. જાણે-જેમ, પેઠે. વિરહિ મિ રેહેવાઇ નહીં-અને જો હું એમને ન દેખૂં, તો એમના વિજોગની ઉગ્ર પીડાને લીધે મારાથી જીવાય [રેહેવાઇ] પણ નહિ. કુલકન્યા-ઊંચા કુળની કન્યકા. બાલ-ન્હાની ઉમ્મરની. કુમારિ-રાજપુત્રી. દૂતીની ગતિ-દૂતીકાર્ય. લજ્જાભરિ નમિત છિ કાય૦-એ જાતે [કાય] લાજના ભારથી લચકાઈ જાય છે, એ લાજનો ઢગલો છે; એ જ ખાસ કરીને [વિશેષઇ] દુઃખ [વિડંબન] છે. ઇછાઇ જાવૂં અભિસાર-હું તમારા પ્રત્યેના પ્રેમે પ્રેરાઈ આવી છું એવી ગતથી સ્વેચ્છાએ વ્હાલા પાસે જવું. આલંઘન-મુખ્ય અર્થ હૂમલો કરવો; (આ શબ્દની અને આલિંગન શબ્દની જોડણીમાં ભ્રમ થવાથી આદર્શ હાથપ્રતમાં સર્વત્ર આલિંગનને બદલે આલિંઘન લખેલ છે). તે મુખ્ય અર્થ ઉપરથી અહીં ગૌણ અર્થ [પ્રિયતમના શરીરનૂં] આક્રમણ. નખઘાત-નખ બેસારવા. વ્રણપાત-ઘા [વ્રણ] પાડવા, દંશ દેવા. ક્રીડાં-ભોગવિલાસમાં. રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૩, પંક્તિ ૧૫, વસુધા ઉપરની સમજૂતી; અને સરખાવો ભાગવત દશમ સ્કંધ, પદ ૬૮, કડી ૨, અંગે અતિ દુર્બળ દીસો છો ક્રીડાં તાવડ ખમતા *. વ્યવધાન-વસ્ત્રાદિકનો આંતરો. નિર્ભર [સં.]-અત્યંત, ગાઢ. ચુંબનિ શબ્દ રહિત સીત્કાર-ચુંબન દરમ્યાન મોટેથી શબ્દ થવા દીધા વગર સીસકારી કરવી. કેશપાશગ્રહણ સુખ સાર-કેશપાશના ગ્રહણનો ઉત્તમ લ્હાવો. અપ્રગટ અક્ષર મુખ વાણિ-મિથ્યા નિવારણના અસ્પષ્ટ અધૂરા શબ્દ. પંક્તિ ૧૫થી ૧૯માં મૂળના ક્ષેપક ભાગનો ભાવ ભાલણે યથેચ્છ પલટી નાંખ્યો છે. સુગંધ તૈલ-ખુશબોદાર તેલ. અગર ઊખેવિ ધૂપ-જુઓ પૃષ્ઠ ૧૧૨, પંક્તિ ૨ ઉપરની સમજૂતી. અનુપ [સં. अनुपम]-બેનમૂન ગૂંથણીથી, મનોહર રીતે.

* રા. બા. હરગોવિંદદાસ ક્રીડાતાવડ એમ એકઠૂં છાપી રમતનો તાપ એવો અર્થ આપે છે, તે ચૂક છે. ક્રીડાં-રમત દરમ્યાન.

સૂવું; સરખાવો ખીલાની પાટ, બાણશય્યા વગેરે. કંટકશયન કરિ–રોમાંચમાં કંટકનું અધ્યવસાન છે, તેથી રોમાંચયુક્ત શરીરના સંબંધમાં કંટકશયન વ્રતનું અધ્યવસાન કર્યું છે. અતિશયોક્તિ અલંકાર. જિમ પાવક માંહિ પીડી૦–ચારે કોર લાહ્ય લાગી હોય તેમાં સપડાયલું માણસ જેમ તનખા અંબેરી નાંખવાને હાથ હલાવે છે, તેમ કાદંબરી પણ અસ્વસ્થતાથી હાથ હલાવે છે. મૂળના ક્ષેપક ભાગનો ભાવ બહુ ટૂંકાવી નાખ્યો છે, જેથી અર્થ બદલાઈ જાય છે. તુઝનિ જાણી હૃદય મુરારિ૦–જુઓ ક્ષેપક ભાગ त्वदुद्दिदृक्षया विघटमानमपि हृदयं वाञ्छति ।.

પૃષ્ઠ ૧૬૮

૬–૨૦ સર–સરોવર. વાપી–કુંડ, વાવ. અંગણપાટિકા–કુમારીપુરનો ચોક. નયનાં [ અપ. नअणाइं, સં. नयनानि ]–નેત્રો. અકારાંત નપુંસકનો બહુવચન-પ્રત્યય આં હાલ ચરોતરમાં વપરાય છે; ઉદા. ઘરાં, રાયણાં. અતિ લોલ–વ્યાકુળતાને લીધે આમતેમ ફરતાં, બાવરાં [નેત્ર]. તુઝનિ બળવાનિ ભય કરી–તમારા દાહના ભયે, તમને દાહ થવાના ભયને લીધે, તમે દાઝવાની બ્હીકે. શૃંગાર–શણગાર, આભૂષણ વગેરે. જાણી વિકલ થયુ ઉન્માદ...પૂરિ તેહ–સંગીતશાળામાં નૃત્યને અંગે મૃદંગનો અવાજ સાંભળી, જાણે ઉન્માદ થયો હોય તેમ વિકળ બની એ મૃદંગના અવાજને ભયંકર મેઘગર્જના માની, હવે મોર ટિહૂ ટિહૂ કરી મૂકશે એવો ભય તે આણે છે; અને એ ભયે ધારાગૃહમાં મૂકેલા પાનાંના બનાવટી મોરનાં મ્હો તે પોતાને હાથે બીડી દે છે. જુઓ ક્ષેપક ભાગ न ज्ञायते...किमुन्मादेन संगीतकमृदङ्गध्वनिषु केकाशङ्कया धारागृहमरकतमणिमयूरमुखानि स्थगयति ।. વિકલ–ભાન રહિત, બાવરી. લાસ્ય–નૃત્ય. કેકા–મોરનો ટિહુકાર. વિશ્લેષ–વિજોગ. મૃણાલસૂત્ર–કમળના દાંડામાંનો તાર. ધરી–હાથથી ઝાલી. ચિત્રિત–ચિત્રમાં દોરેલા, ચિતરેલા. જોડિ બાંધિ–જોડમાં, એકબીજાની સાથે સાંકળી લે છે; જુઓ ક્ષેપક ભાગ दिवसावसानेषु विश्लेषभीत्या मृणालसूत्रैराकृष्यालेख्यचक्रवाकमिथुनानि संघट्टयति ।. વાત કરી તુ, તુમ્હારી કથા–એ સખીઓ વાત કરે છે, તો તમારી જ વાત કરે છે. જાતાં વલતાં તહ્મારૂં નામ–તેઓ જાય છે આવે છે, તો તહ્મારૂં જ નિમિત્ત [નામ] લેઈને જાય છે આવે છે. મેં ચંદ્રાપીડ ક્રીડાપર્વતે ઊતર્યા હતા તેની નોંધ લખી રાખી છે તે લેઈ આવું, એમ કહીને એક જાય છે. આ હું ચંદ્રાપીડની છબી ચિતરવાનાં સાધન લાવી, એમ કહેતી એક આવે છે. તહ્મ મિલવાના મનવિશ્રામ ભેદ ઉપાય સહી જેહ કહિ તેહ હૃદિ માંહિ અતિ ગ્રહિ–એના

# દેશીની સૂચિ.

| અંક. રાગ. | કડવૂં. | દેશીનૂં બંધારણ. |
| --- | --- | --- |
| ૧ કેદારુ | ૧ | ચોપાયાની પંક્તિના માપે માપ. |
| ૨ આશાઉરી | ૨,૮,૧૨, ૨૧ | પહેલા બીજા અને ચોથા ખંડનૂં માપ દાદા દાદા દાલગા અને ત્રીજા ખંડનૂં દાલગા. પહેલા ત્રણ ખંડ પ્રાસથી જોડાયલા[1]. |
| ૩ ઢાળ ક | ૨ | ચોપાયાની પંક્તિના માપે માપ. |
| ૪ ઢાળ ખ | ૮,૧૨, ૨૧ | પહેલી બે અને બહુધા છેલ્લી બે માત્રા વગરના હરિગીતના ચરણને માપે માપ. |
| ૫ રામગ્રી | ૩,૪,૧૬,૧૭ | ચોપાઇના ચરણના માપે માપ[2]. |
| ઢાળ ખ | | જુઓ દેશી ૪નો ઢાળ ખ. |
| ૬ રામગ્રી | ૫,૧૮ | પંક્તિના પહેલા ખંડમાં દાદા દાદા દાલગા અને બીજા ખંડમાં દા દાદા ગાલ. |
| ૭ વિરાડી | ૬,૧૯ | ચોપાઇના માપે માપ. |
| ૮ મેવાડુ | ૭,૧૧, ૨૩,૨૪ | દુહા પ્રમાણે; વધારામાં પ્રત્યેક પંક્તિમાં બે ખંડ વચ્ચે લયપૂરક રે. |
| ઢાળ ખ | | જુઓ દેશી ૪ નો ઢાળ ખ |
| સામેરી | ૯ | જુઓ દેશ ૪ નો ઢાળ ખ. |
| ૯ રામગ્રી | ૧૦ | પંક્તિનો પહેલો ખંડ દાદા દાદા દાલગા અને બીજો દાદા દાદા ગાલ: પહેલા ખંડ પછી ટેકનો. પહેલો ખંડ દા ગાલગા અને બીજા ખંડ પછી એનો બીજો ખંડ દાદા ગાલગા. ટેકના ખંડો પ્રાસથી જોડાયલા. |
| ગુડી | ૧૩ | ચોપાઇના માપે માપ. |
| મેવાડુ | ૧૪,૨૦ | ચોપાયાની પંક્તિના માપે માપ. |
| દેશાખ | ૧૫,૨૫ | ચોપાઇના માપે માપ. |
| કેદારુ | ૨૨ | દેશી ૨ ના માપે માપ. પહેલા બે ખંડ વાના, એટલો તફાવત[3]. |

---

૧ પહેલા ત્રણ ખંડમાં લયપૂરક રે કે જી બોલ માપમાં ચોથામાં માપ ઉપરાંતનો. કડવાના મ્હોડિયા તરીકે જ આ
૨. આ દ્વિપદી દેશી કડવાના મ્હોડિયા તરીકે જ વપરાય છે.
મ્હોડિયા તરીકે જ વપરાય છે.

# વ્યુત્પત્તિ.

[સૂચનાઃ—દરેક નોંધ સામે મૂકેલા આંકડાઓથી અનુક્રમે પૃષ્ઠ, પંક્તિ અને પૃષ્ઠ સમજવાનાં છે.]

# . કેટલાક અસાધારણ શબ્દ.

[ સૂચના:-દરેક નોંધ સામે મૂકેલા આંકડાઓથી અનુક્રમે પૃષ્ઠ, પંક્તિ અને પૃષ્ઠ સમજવાનાં છે. ]

અ, પાદપૂરક, ૩,૧૩;૧૭૭.
અંસ, શણગાર, ૪૦,૨૦,૨૨૬.
અંક, ચિહ્ન, અભિજ્ઞાન, ૧૬૧,૧૦;૩૩૮.
અચિત્ત, બાવરૂં, ૧૬૬,૮;૩૪૪.
અણુમિલતૂં, અજુગતૂં, ૧૦૪,૩;૨૮૯.
અંત, ભાગ, ૩૯,૨૧;૨૨૫.
પર્યંતસુધી, ૩૫,૭;૨૨૧.
અંતર્ગૃહ, માંહ્યલા ખંડ, અંતઃપુર, ૧૨,૧;૧૮૯.
અંતેઉરિ, રાણી, ૯,૧૫;૧૮૭.
અંધકાર, અંધાપો, ૭૨,૨૨,૨૫૮.
અંધારૂં, તમ્મર, ૨૪,૪;૨૦૭.
અપાંગરંગ, કટાક્ષલીલા,૧૨૭,૨૨;૩૦૭.
અરિષ્ટ, લીમડો, ૫૦,૧૭;૨૩૪.
અવગાહિ, આરંભે છે, ૪૫,૫;૨૩૦.
અહંકાર, બ્રહ્મભાવ, ૩,૨૨;૧૭૮.
આંટિ, વચમાં [ મરાઠી આંત ], ૧૨૮,૧૦;૩૦૮.
આકલૂં, ગીચ, ૭૫,૨૩;૨૬૧.
આતા, પુત્ર ! ૬૯,૧૬;૨૫૪.
આપ, પોતે, ૩૪,૨૧;૨૨૦.
શરીર, ૨૨,૧૮;૨૦૫.
આલંઘન, આક્રમણ, ૧૬૬,૨૬;૩૪૪.
આલોડિ, હલાવે છે, ૩૩,૧૯;૨૧૯.
આવિ, જાણે છે, ૩૫,૨૨;૨૨૨.
ઇછાઇ, યથેચ્છ, ૧૨,૪;૧૮૯.
ઉપકાર, સેવા, ૧૪૫,૨૩;૩૨૪.
ઉવીલી, ૨૬,૧૦;૨૧૦.
ઊકાંટુ, કંપ્યો, રોમાંચિત થયો, ૧૮,૧૨;૧૯૯.
ઊજાઇ, ઝડપથી જાય છે, ૪૯,૧૮;૨૩૩.
ઊપાઇ, ઊપજાવે છે, ૬૯,૨૧;૨૫૫.
ઊપાય, ઊપજાવીને, ૧૦૭,૧૨;૨૯૨.
ઊપાયુ, પ્રગટ્યો છે, ૫૯,૨૦;૨૪૪.
ઊર, સાથળ, ૫,૧૮;૧૮૨.
ઊલંચ, ચંદ્રવો, ૪૭,૨૩;૨૩૨.
ઊલંભુ, કહેણી, ૧૬૧,૬;૩૩૮.
કાયિ, પંડે, જાતે, ૧૭,૧૮,૧૯૮.
કીહૂં, કર્યું, ૩૦,૧૩;૨૧૬.
કુલ, સમૂહ, જથો, ૪૪,૨૧,૨૨૯. ૫૩,૬;૨૩૬.
કુલકર્મ, કુલક્રમ, ૭૩,૨૦;૨૫૯.
કુલકાણિ, પ્રતિષ્ઠા, ૧૧૦,૧૩;૨૯૩.
કુષ્ટ, ઉપલેટ, ૩,૧૯;૧૭૮.
કોડિ, કરોડ, ૨,૨૧;૧૭૫.
કૌપીન, ચીર, ૧૨૦,૯;૩૦૦.
ક્ષુભિ, આકળવીકળ થાય છે, ૧૩૪,૫;૩૧૪.
ખર્ડું, ૨૬,૧૧;૨૧૦.
ખલખલ, ખણખણ, ૬૬,૧૦;૨૪૯.
ખીર, દૂધ, ૪૪,૧૯;૨૨૯.
ખેડૂ, ષડ્જ, સ્વર, ૩૩,૧૪;૨૧૯.
ખેવ, જલદી, ૯૬,૧;૨૮૨.

## મુખ્ય કલ્પિત પાઠ.

[ સૂચના:-દરેક નોંધ સામે મૂકેલા આંકડાઓથી અનુક્રમે પૃષ્ઠ અને પંક્તિ સમજવાનાં છે. ]

# શુદ્ધિ સૂચિ.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૧૪ | જાણિ | જાણી |
| | ૨૨ | તણી તળાઈ, | તણી, તળાઈ |
| ૧૨ | ૪ | ઇછા | ઈછા |
| ૧૫ | ૨૮ | ચાર | ચરિ |
| ૧૭ | ૨૨ | રવિ નિરક્ત | રવિનિ રક્ત |
| ૨૦ | ૨૦ | ધૂક કજાલ | ધૂકનાં જાલ |
| ૫૧ | ૧૧ | કૃત્યકૃત્ય | કૃતકૃત્ય |
| ૬૨ | ૬ | પરિ બંધ | પરિબંધ |
| ૬૫ | ૨૬ | નથી | નવિ |
| | ૩૦ | યવ. | યવ. નથી. |
| ૬૮ | ૫ | ક | કહૂ |
| ૭૦ | ૧૬ | લાગિ. | લાગિ, |
| ,, | ,, | અજ્ઞાન | અજ્ઞાન. |
| ૭૨ | ૩,૨૪ | સહસ્ત્ર | સહસ્ર |
| ૭૭ | ૪ | જેણિ | જેણી |
| ૮૧ | ૧ | કાતરિ | કાતરી |
| ૮૨ | ૧૧ | જે ગાઇ, સો કોય | જે ગાઇ, સોય |
| ૮૬ | ૨૩ | વિશાખા | વિશાખા |
| ૮૮ | ૨૬ | નીઝર | નીઝર. |
| ૮૯ | ૩ | એવડૂ | એ વડૂં |
| ૯૨ | ૪ | કં | કહૂં |
| ૯૩ | ૧૬ | રાગ | તેહ |
| | ૧૭ | હરી | થઈ |
| ૯૮ | ૨૪ | વચમહાર | વચનમહાર |
| ૧૦૦ | ૧૭ | કન્યા અંતઃપુરમાં | કન્યાગંતઃપુરમાં |
| | ૨૦ | રાજા દુઃખ ? કિ રાજા ? શું સુખ ? | દુઃખ ઇ સુખ ! |
| | ૨૩ | સાભલં | સાંભલું |
| ૧૦૧ | ૧૭ | શનિ | શનિ શું |
| ૧૦૨ | ૨ | વિરહિ | રહિ |
| ૧૦૩ | ૧૨ | આવ્ય | આવ્યું છું |
| | ૧૩ | સાંભલીણા મુનિનુ | સાંભલી મુનિનું |
| ૧૦૪ | ૧ | મુનિ- | વનિ |
| ૧૦૫ | ૧ | તે. | તે શું |
| ૧૦૬ | ૪ | ઘણું. શું આસોઅજ્ઞાસિ | ઘણું કિ [illegible] |
| | ૨૨ | થં | થં તાં |
| | ૨૩ | થયું ! | થયું તાં ? |
| ૧૧૧ | ૫ | તરલિકા | તરલિકા તવ |
| | ૧૭ | ઉપાદીય, | ઉપાદીય, તુ |
| ૧૧૨ | ૨૪ | આ ને | આ જાનિ |
| ૧૧૩ | ૧૫ | [illegible] | [illegible] |
| ૧૧૫ | ૧૬ | [illegible] | [illegible] |
| | ૨૪ | [illegible] | [illegible] |
| | ૨૯ | [illegible] | [illegible] |

૧૧૯ ૧૨ પ્રતિતી પ્રતીતિ
૧૨૨ ૧૨ સવિતા લોકિ સવિતાલોક
૧૬ જીતવુ ખેમ જીતવુ, ખેમ !
૧૨૪ ૨૩ છિ કાદંબરીનિ, તે છિ,
કાદંબરીનિ દુઃખિ
૧૨૭ ૩ પામી, પામી
રાજકુલિ રાજકુલ,
૧૨૯ ૧૧ દલ ૦
૧૫ સારિકા હરિણિકા
૧૩૪ ૧૬ એહવી એહવિ
૧૩૫ ૨૩ એહ, એહ
૨૪ કા...તેહ આ...તેહિ
૧૩૬ ૭ મૂરખ અતિ મૂરખ
૧૩૮ ૧ આવી તે આવિ તે
૧૩૯ ૪ કરી કરિ
૯ એ હુવી એહવી
૨૬ તુ એહવી ૦
૧૪૧ ૬ ચંદન ચર્ચા ચર્ચાચંદન
૨૫ ચરચ્યૂં ચંદન ચરચ્યૂં
૧૪૮ ૧૯ છિ છિ એ
૧૪૯ ૧૮ પ્રતિહારી. પ્રતિહારી શૂં.
૧૫૦ ૨૩ મૂરખ મૂરખ શું
૧૫૧ ૧૬ પુર માહિ કુમારીપુરિ
૨૮ પુર માંહિ કુમારીપુરિ
૧૫૩ ૨ નૃત્ત મયૂર કરિ
મત્ત મયૂર રહિ
૨૧ આશ્ચર્ય સાશ્ચર્ય
૧૫૯ ૩ અંતર્ગૃહ અંતર્ગૃહ માહા.
૬ સ્થલ [સ્થલ
૭ ધર્યૂં ધર્યૂં]
૨૫ અંતર્ગૃહ. અંતર્ગૃહ કીધુ.

૧૬૦ ૧૬ ભય નિવેશ ભયાભિનિવેશ
૨૯ ૧૭ ૧૬ ભય નિવેશ. ૧૭
૧૬૧ ૨૨ કલંક ધોઊ અંગિ ધોઊ
અંગિકલંક
૨૯ ધોઊ કલંક ધોઊ અંગિ
૧૬૨ ૨૩ કરી કરી નિ
૩૦ મુપ. મુપ. ૨૩ કરિ કપોલિ.
૧૬૩ ૧૩ વસંતકાલિ વસંત કાલઇ
૧૬૫ ૧૪ તુ તે
૨૮ તુ શં. તુ શૂં. તુ.
૧૬૬ ૬ વલ્લભનિ. વલ્લભમનિ
૮ કરિ કરી
૧૬૭ ૭ માલ જાણિ વિષ માલ,
જાણિ વિમ,
૧૩ એક એકિ
૨૮ વિષાદિ. વિષાદિ. ૧૨ એક.
૧૬૮ ૪ લોલ. લોલા
૫ સીંચ સીંચિ
૮ થઇ થયુ
૧૪ બોલી બોલિ
૧૬૯ ૫ ઊપાઈ ઊપાઇ
૧૭૦ ૬ પાણિ ! પાણિ,
૧૫ હોય હોય
૨૨ આકાર. આકાર,
૧૭૨ ૪ † †
૧૭૪ ૨ ૨૫ રસ
૧૮૨ ૨ તેની 'તેની
૨૨ રાજાનૂં રાજાના
૧૮૪ ૨૩ જાણીઈ જાણીઇ
૧૮૭ ૨ મુજગઃ ભુજગઃ
૧૯૨ ૧૩ પાદશાહી રાજકારભાર
૧૯૪ ૧૯ ને તે

૧૯૫ ૩૧ ૨૫૪ ૨૬૦
૧૯૬ ૧૧ જરજૂરણ જરાજૂરણ
૨૦૦ ૩ બી , બીજું,
૨૦૧ ૯ लुड लुड
૨૦૨ ૩ આવ્યો આપ્યો
૨૦૯ ૨૫ જળનીહાર પડયૂ જલની-
હાર પડ્યૂં
૨૧૦ ૧૩ છે. છે'.
૨૧૨ ૨૫ ફ્ણાવાળો ભોગળ જેવો
૨૮ णिडाल, णडाल, णिडाल,
૨૧૭ ૧૭ કૃદંકના કૃદતના
૨૧૮ ૨૮ પાનૂં પાય
૨૨૧ ૨ થયેલા. થયેલા
૬૪ ललामक ललामक
૨૨૨ ૧૭ સૌ બીજા બધા
૨૨૩ ૫ સીતકાર સીત્કાર
૨૨૪ ૧૧ वक्त्र वक्त्र
૨૯ द्रव्यसाधि द्रव्य साधि
૨૨૬ ૨૭ निविकल्प निर्विकल्प
૨૨૭ ૧૨ પર્વના પર્વના પુરાણુ
૨૨૮ ૨૩ ઇ. ગર્ભવતી૦–
૨૫ ઊતાર્યો ઉતાર્યો
૨૩૦ ૧૩ અવધ્યકર અંધકર
૨૩૬ ૧૦ શબ્બનો શબ્દનો
૨૩૭ ૧૧ જળનિધિ–નિધિ જલનિધિ–
નિધિ
૨૮ જયમંગલની जयमङ्गला
૨૩૮ ૫ જયમંગલ जयमङ्गलाटीका
निर्देश निर्देश
જયમગલા जयमङ्गला
કરે કરેલ
૨૪૨ ૨૧ परिन्धा परिन्धा
૨૪૪ ૨૮ છે. માં કર. ,
૨૪૬ ૧૨ મ્હવરા મ્હાવરા
૨૪૭ ૪ પુષ્પ કરિ– ક્રો કરિ પુષ્પ,
૨૪૮ ૨૩ તરી તુરી
૨૪૯ ૫ ઘોર, ઘોર.
૧૨ है. व्यो. है. व्या.
૨૫૦ ૭૨ તે હવી વ્યાપ્તમાન તે
હવી વ્યાપ્તમાન
૨૫૨ ૨ विन्श विन्श्
१० दाधपति दापयति
११ अर्पयति, र्पयति.
१७ मुलानी तुलना
૨૫૪ ૮ પાઈ પાઇ
૧૫ તરફેણુનો તરફેણુનો, એ
ત્રણુ
૨૫ વિચારી વિચારિ
૨૮ મણિની જ્યોતથી મણિના
તેજથી
૨૫૯ ૧૯ इपनो...इच्छ इपनो...इच्छ
૨૬૦ ૩ [સભર] [સંભાર]
૨૬૧ ૧૫ સધલૂ છવાય,–૦
૧૮ ओजस ओजस्
૨૬૭ ૨૮ આપણઆપ આપઆપણું
૨૬૯ ૬ આરાને આરાને
૨૭૦ ૩ पृथक पृथक्
૮ वासस वासस्
૨૭૧ ૨૪ રૂપિ તેહિ ૦
૨૭૨ ૨૩ વિકાર સંક્રમ
૨૭૩ ૪ દુ:ખ માત્ર દુ:ખમાત્ર
૮ માટે મટિ
૨૭૪ ૩ જોતા ૦
૩૦ સ્હેજ સુંવાળી સ્હેજ
૩૧ तष्णीम् तूष्णीम्

| | | | |
|---|---|---|---|
| ૨૭૫ | ૩ | પાસિ | પરતિ |
| ૨૮૨ | ૮ | થના | થવાનૂ |
| ૨૮૪ | ૩ | શોભતી હતી | શોભે છે |
| ૨૮૬ | ૨૨ | કિ .....શું | ઇ......ઇ |
| ૨૮૭ | ૨૮ | निपृच्योतित | निश्च्योतितः |
| ૨૯૨ | ૧૨ | ૨૫૯, | — |
| | ૧૩ | मेदनीकोश | मेदिनीकोश |
| | ૨૮ | કૃ તમાનો | કૃદતમાનો |
| | ૩૦ | ઙ. | ઙતૂ |
| ૨૯૩ | ૧૩ | તિરાતે | નિરાતે |
| ૨૯૭ | ૧ | કરિ | કરી |
| ૨૯૮ | ૧૭ | કિહીઈકા | કિહીઇથા |
| | | કિહીઈથી | કિહીઇથી |
| ૨૯૯ | ૨૧ | वदुकलेन | वल्कलेन |
| ૩૦૦ | ૨૫ | गुहा | गुध |
| ૩૦૮ | ૮ | અગાગિ ભાવ | અગાગિભાવ |
| | ૧૯ | સૌ. કુમાર્ય | સૌકુમાર્ય |
| | ૨૮ | दोर्घिकासु | दीर्घिकासु |
| ૩૦૯ | ૧૩ | घिदु । | बिदु । |
| | ૨૧ | गुखाकार | मुखाकार |
| ૩૧૧ | ૨૭ | चन्द्रलेकि | चन्द्रलेखिका |
| | ૩૦ | स्तनपृष्टे | स्तनपृष्ठे |
| ૩૧૨ | ૧૬ | वक्त | वक्तु |
| | ૨૪ | કાદમ્બરી | કાદમ્બરીનૂ |
| | ૩૧ | કાતિનો | જ્યોતીનો |
| ૩૧૩ | ૨૧ | બીં | બીડૂ |
| | ૨૨ | ज्मा | जृम्भा |
| ૩૧૭ | ૧૧ | યવુ | થવિ |
| | | થના | થવાથી |
| | | સાલવા | સાલવા— |
| | ૧૨ | લાગ્યો | થી |
| | ૨૬ | કર્તા | ક્રિયાનાથ |
| ૩૧૮ | ૭,૯ | ગુણ દ્રામ | ગુણદ્રામ |
| ૩૧૮ | ૧૨ | કરી | કરિ |

| | | | |
|---|---|---|---|
| ૩૧૯ | ૨ | હેમાચાર્યૅ | હેમાચાર્યે |
| ૩૨૦ | ૨૭ | બે પક્તિ | ટિપ્પણીરૂ કરી |
| | ૩૦ | ચદન-ચર્ચા | ચર્ચાચ૦ |
| ૩૨૧ | ૧૩ | તણ્ | તણુ૦ |
| | ૧૪ | ગોઠવણી | ગોઠવણી ગ્ચીને |
| | ૨૮ | હારિ | ઇ હારિ |
| ૩૨૨ | ૯ ૧૦ | મૂ | મુદ |
| ૩૨૩ | ૬ | છૂટી | છૂટી ગ્માતા |
| | ૯ | परिवतर्न | परिवर्तन |
| ૩૨૪ | ૧૯ | કરવા૦ | કરવા હૂ૦ |
| ૩૨૭ | ૧૩ | સરખાવતા | સરખાવી |
| | ૧૪ | વાચવાની જરૂર | ઊપજ કાઢનો |
| | ૩૦ | મૂરખ | મૂરખ સૂ |
| ૩૨૮ | ૭ | વ્હાલા | વ્હાલો |
| ૩૨૯ | ૧૩ | પડે. | પડે છે. |
| ૩૩૧ | ૨૭ | કામનિ | કૌ–મનિ |
| ૩૩૨ | ૮ | છૂટનો | છૂટ વગેરેનો |
| | | એ છૂટ | એ |
| ૩૩૩ | ૩ | જ | જવૂ |
| ૩૩૪ | ૧૩ | વિણમૂલિ | વિણ મૂલિ |
| ૩૩૫ | ૩ | સન્યાસી | જરૂ૦ કહો છે કહો છે. તેય ન વાપરતા તજી દેઈ લખ્યૂ હોત રાખ્યૂં છે તો ઠીક થાત. |
| ૩૩૭ | ૨૦ | વાપવા | સ્વીકારવા |
| | ૨૨ | ભય નિવેશ | ભયાભિનિવે |
| ૩૩૮ | ૩૧ | હઇ . | હઇયૂ |
| ૩૪૦ | ૧૩ | કરી | કરી નિ |
| ૩૪૫ | ૧૩ | વિરવ્યાલ-વિષ | સહિત |
| | ૧૪ | (અર્થાત ઝેરી)નાગ | |
| ૩૪૮ | ૩ | આશાઉરી | આસા ઉરા |

—o—